The Department of Public Instruction, Bombay.

# GUJARÁTI SIXTH BOOK.

COMPILED BY

T. C. HOPE, C.S.,

LATE EDUCATIONAL INSPECTOR, N. D.

STEREOTYPED.

ELEVENTH EDITION—15,000 COPIES.



BOMBAY:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1885.



*Price Eight Annas.*




મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગૂજરાતી છઠ્ઠી ચોપડી.

આ,
ટિ. સી. હોપ,
માજી એજ્યુકેશનલ ઈનસ્પેક્ટર ઊ. ભા.,
એઓએ રચી.

કાયમ ઠસાની

અગીઆરમી આવૃત્તિ—૧૫,૦૦૦ પ્રત.



મુંબઈ:
ગવર્નમેંટ સેંટ્રલ બુક-ડીપો.

ઈસવી સન ૧૮૮૫.



કીંમત આઠ આના.

# છઠ્ઠી ચોપડી શીખવવાની રીત.

---

બાળબોધનું જ્ઞાન સારી પેઠે વધવાસારૂ આ ચોપડીમાં ઇતિહાસના પાઠ બાળબોધ અક્ષરે લખેલા છે તે ધ્યાન રાખી વંચાવવા

આ ચોપડીનાં પાઠ વાંચતાં શીખવવામાં નીચે લખેલી રીત ધ્યાનમાં રાખી તેપ્રમાણે વર્તવું.

મહેતાજીએ ઘણી સંભાળ લઈ એક વાકય બરાબર રીત ને ઢબપ્રમાણે છોકરાંને વાંચી સંભળાવવું, ને ત્યારપછી તેનું તેજ વાકય તેવીજ રીતે ને તેવીજ ઢબથી બે કે ત્રણ છોકરાંપાસે જોડે વંચાવવું. પછી તેઉપરથી તે વાકયની મતલબવિષે તથા તેમાં જે અઘરા શબ્દ લાગે તે વિષે સવાલ આખા વર્ગમાં પૂછવા. અઘરા શબ્દમાં પણ જે પાઠને મથાળે શબ્દો લખેલા છે તે માહેલા આવે ત્યારે વિશેષે કરીને તેઉપર ખૂબ ધ્યાન રાખી તેના અર્થ સારી પેઠે છોકરાંના ધ્યાનમાં ઉતારવા, તથા તેમની જોડણી અઘરી હોય તો તે પણ કરાવવી, કેમકે એ મથાળાના શબ્દો અઘરા જાણીનેજ કાઢેલા છે.

એપ્રમાણે એક વાકય થયું એટલે બીજું લઇને તે પણ પોતે વાંચીને છોકરાંપાસે વંચાવી, મતલબ વગેરે પૂછી શીખવું. એમ કરવાથી બધાં છોકરાંને બરાબર ઉચ્ચાર કરવાની ને બરાબર ઢબથી તથા સમજસાથે વાંચવાની ટેવ પડશે. વિલાયતમાં તો વર્ગમાંના બધાં છોકરાંપાસે એક વખત જોડે વંચાવે છે, અથવા વર્ગ ઘણોજ મોટો હોય છે તો તેની બે ટૂકડીઓ કરીને વારાફરતી વંચાવે છે, પણ આ દેશની નિશાળોમાં એમ કરેથી ગડબડ થઈ જાય એવું લાગે છે, તેથી માત્ર ત્રણ છોકરાંપાસે જોડે વંચાવવાનું લખ્યું છે.

ઉપર કહ્યામુજબ એકેક વાકય કરીને આખો પાઠ વાંચી સંભળાવ્યાપછી તથા તેની મતલબ સમજાવ્યાપછી એકેક છોકરાકને

છૂટક છૂટક વંચાવવું. બધાં છોકરાં વાંચી શકે એટલો વખત ન મળે, તો સૌથી નઠારૂં વાંચનારાં છોકરાંપાસે પેહેલાં વંચાવવું અને તેઓ બરાબર ઢબ અને રીતપ્રમાણે વાંચી શકે એવું કરવું.

ભૂગોળના ને ઇતિહાસના પાઠ વાંચતી વખતે જે પ્રકરણ ચાલતું હોય તે ખંડ કે દેસનો નકશો વર્ગમાં ટાંગવો. વળી ઇતિહાસના પાઠ ઘણું કરીને અનુક્રમ રાખી ગોઠવેલા છે, માટે પાંચ, છ, દશ, કે બાર જેટલા દિવસ તે ચાલે તેટલા દિવસ તે બરાબર સમજાવવા અને તેમાંની તમામ હકીકત સબંધપૂર્વક સમજે તથા મોડે કરે ત્યારે આગળ ચાલવું. ઇતિહાસ શિખવવાની એકલી એજ મતલબ નથી કે રાજાનાં અને બાદશાહનાં નામ, અને તેનાં જન્મ્યા મુઆનો કે ગાદીએ બેઠાનો સન જાણે, અથવા મોટી લડાઇઓ વિષે વિગતવાર હકીકત કે તેની તારિખ યાદ રાખે, પણ તેમાંથી કંઈપણ નીતિ કે રાજસંબંધી શીખામણ નીકળતી હોય તે સમજે. આ ચોપડીમાં જે ઇતિહાસના પાઠ આવેલા છે તે એવીજ મતલબથી રચેલા છે, અને દરેકમાંથી કાંઈપણ સારી શીખામણ નીકળી શકે છે, માટે તે છોકરાંના મનપર દાખલા આપી બરાબર ઠસાવવી જોઇએ.

ચોપડી શીખવતી વેળા વ્યાકરણ વિષય વધારે સમજણની સાથે ચલાવવો. શબ્દોની વ્યુત્પત્તી એટલે તે શેમાંથી નીકળેલા છે તે પણ પૂછવું. જેમ કે પરમેશ્વર એ શબ્દનું મૂળ સમજાવતી વખતે કહેવું કે એ શબ્દ **પરમ** અને **ઇશ્વર** મળીને થએલો છે; **પરમ** એટલે મોટો અને **ઇશ્વર** એટલે પ્રભૂ, માટે એનો સાંમટો અર્થ મોટો ઇશ્વર. વળી ઇશ્વર પણ **ઇશ** અને **વર** એ બે શબ્દનો થએલો છે. **ઇશ** એટલે ધણી અને **વર** મોટો. એ સંસ્કૃત શબ્દનો દાખલો છે. તેમજ જાનવર એ ફારસી શબ્દ છે, તેનું મૂળ **જાન** એટલે જીવ અને **વર** એટલે રાખનાર; એપરથી એ આખા શબ્દનો અર્થ જીવરાખનાર અથવા જીવવાળું એવો થાય છે.

---

# છઠ્ઠી ચોપડીનું સાંકળીઉં.

નીતિસંબંધી.



સામાન્ય જ્ઞાનસંબંધી.

## વિદ્યાસંબંધી.

## ઈતિહાસ.



## અર્થવિદ્યા.



## વનસ્પતિ તથા પ્રાણીસંબંધી.

# છઠ્ઠી ચોપડી.

---

## પાઠ ૧. ભણવામાં ઉદ્યોગ.

### વિલાસ ભવિષ્ય

હવે તમે વિદ્યામાં ઠીક અભ્યાસ કર્યો. આજ તમે નવી ચોપડી માંડી. એમાંના પાઠ આગલી ચોપડીઓના કરતાં કઠણ છે, માટે તમારે વધારે મેહેનત કરવી પડશે. હર રોજ નિશાળે આવવું; માંદા હો કે માબાપ જરૂરના કામસારૂ રાખે તેવગર ગેરહાજર રહેવું નહીં.

ઘણાં છોકરાં નઠારાં છોકરાંજોડે ફરીને તથા રમીને ખરાબ થાય છે. પોતાનો અમૂલ્ય અને પાછો ન આવે એવો વખત આળસમાં કે જુગાર રમવામાં ગુમાવે છે, તેથી તે કેવાં દુઃખી થાય છે, તે હેઠેની વાતપરથી જણાશે.

દાણાની મોસમ ગયાકેડે એક ભુખેમરતું તીડ એક મધપુડાઆગળ ભીખ માગવા આવ્યું. તેણે નમનતાઈથી ઘણા કાલાવાલા કરીને કહ્યું, બેનો, હું બે દિવસનો અપવાસી છું. મને એક બે ટીપાં મધ આપી મારો જીવ ઉગારશો? વારૂ બાઈ, પ્રભુ તમારૂં ભલું કરશે! એક માખીએ પુછ્યું, આલ્યા, તેં ચોમાસામાં શું કર્યું? તેં અમારી પેઠે ખાવાનું ભરી કેમ ન રાખ્યું? તીડે કહ્યું, બેન, મેં ખાવા પીવા ને વિલાસ કરવામાં એ બધો વખત ગાળ્યો. તે વેળા મેં ભવિષ્યનો જરાએ વિચાર કર્યો નહીં, તેથી હવે મહા દુઃખ પામું છું. માખીએ કહ્યું, અમે એમ કરતાં નથી. અમે મોસમમાં ઘણો ઉદ્યોગ કરીએ છીએ, ને ખાવાનું ભરી મૂકીએ છીએ કે મોસમ ગયાકેડે ભૂખે મરવું ન પડે. પણ મોસમમાં જે માત્ર ખાઈ પીને મોજ કરે, તે પછી દુઃખી થાય તેમાં શી નવાઈ?

તું ભૂખે મરે છે તેમાં અમે શું કરીએ? તારા સરખા આળસુને મદદ કરવી તે મોટો અપરાધ છે, માટે જા, તારૂં લાગ્યું તુંજ ભોગવ.

એજ રીતે જે માણસ નાનપણનો ને જુવાનીનો વખત ગુમાવે છે તે ઘણું કરીને ઘડપણમાં નિર્ધન હોય છે ને દુઃખી થાય છે.

---

## પાઠ ૨. ફરીથી કરો.

ફરીથી કરો આ બોલ હર ઘડીએ યાદ રાખવાજોગ છે. ઘરડા ને જુવાન, પૈસાદાર ને ગરીબ, એ સર્વને એ બોલ ઘણા કામના છે. એપ્રમાણે જે વરતશે તને ગુણ થશે.

એકાદ હિસાબ ન આવડે કે ગણવો કઠણ પડે, એટલે નિરાશ ને ઉદાસ થઈને જે છોકરો બેસે તેને તરણાને તોલ જાણવો. ખરો ઉપાય એ છે કે ઝટ લઈને ઉમંગથી તે કામ ફરીથી કરવા મંડી જવું, એટલે અડચણ મટી જશે. એટલું યાદ રાખવું કે એ બોલનો જેમ સારો ઉપયોગ થાય તેમ ખોટો પણ થાય. જેમ હર કાંઈ સારી વાતને ખોટે માર્ગે લગાડ્યાથી માઠા પરિણામ થાય છે, તેમ એને પણ નઠારે કામે લગાડ્યાથી નઠારાં ફળ થાય છે

એક વખતે એક માણસે એક મોટા લાકડાનો ઢગલો કૂદી જવા માંડ્યો, પણ તેનાથી તેમ થયું નહીં ને પગમાં વાગ્યું. તેણે કહ્યું, હું શું નામર્દ છું કે એટલું મારાથી કૂદાય નહીં? હું ફરીથી કૂદીશ. એમ કહીને તેણે બીજી વાર છલંગ મારી, પણ તે નિષ્ફળ ગઈ ને વધારે વાગ્યું. એથી વધારે ચીડીને ફલંગ મારી. એ વેળા તેનો એક પગ ભાગ્યો, તેથી એ જીવ્યો ત્યાંસુધી ખોડો રહ્યો.

એઉપરથી તમે જોશો કે કામ કરવું ઘટતું હોય, ને જે કરવાથી ફાયદો થાય તેવાંજ કામને એ બોલ લગાડવા, એટલે પાર પડીએ ત્યાંસુધી ફરી ફરીને કરવું. જેમાં માલ નહીં તે ફરીને કરવાની હઠ લેવી નહીં. એવું તો કરવા માંડવુંજ ન જોઈએ.

કાંઈ શારૂં કામ તમે કરવા માંડો ત્યારે સેહેજ વારમાં નાહિંમત ન થશો. જો તે કરવા માંડવું ઘટે છે, તો તે પાર પાડવું પણ ઘટે

છે. જે કામનો આરંભ કરવો ઘટે છે તે પુરૂં કરવું પણ ઘટે છે. જે આપણાથી પુરૂં થઈ શકે નહીં તે કરવા માંડવું, એથી આપણી નાદાની જણાય છે.

હર કાંઈ કરવા માંડ્યાપેહેલાં વિચાર કરવો કે સારૂં છે કે માઠું, એ કરવું ઘટે છે કે નહીં. એવી રીતે વિચાર કરતાં જે કામ ઠીક લાગે તે કરવા માંડવું, ને પછી તે ફરી ફરીને કરીને પાર મૂકવું. એ રીતે કરશો તો નક્કી તમારાં કામ થશે.

---

## પાઠ ૩. રેશમ. ભાગ ૧.

કેવું આશ્ચર્યકારક છે કે કિનખાબ, સાટીન, ને ગજી જેવાં ઉંચાં હીરાગળ લૂગડાં બનાવાની જણસ એક કીડો કરે છે! તમે આગળ વાંચી ગયા કે હીર કીડામાંથી નીકળે છે. વળી એ કીડો શેંતૂર ખાઇને જીવે છે, ને પછી પોતાના અંગમાંથી તાંતણો કાઢે છે, તે પણ તમે શીખી ગયા. એ સંધું તમે જાણતા તો હશો.

રેશમની ઉત્પત્તિ અસલ ચીનમાં છે. ત્યાંના લોકોએજ પ્રથમ એ કીડા પાળી મોટા કરીને તેમાંથી હીર નીકળે છે તેનો ઉપયોગ લૂગડાં વણવાના કામમાં કર્યો. એ વસ્તુનો પેહેલાં એશિઆના પૂર્વ ને પશ્ચિમ ભાગોવચ્ચે ઘણોજ ધોકારે વેપાર ચાલતો. એશિઆના પશ્ચિમ ભાગમાંથી યુરોપ ખંડમાં જતું, તેથી ત્યાં રેશમ એટલું તો મોંઘું મળતું કે મોટા મોટા પાદશાહો પણ પોતાની બેગમોને હીરાગળ લૂગડાં મુશ્કેલીથી આપી શકતા. પ્રથમ યુરોપ ખંડમાં ઈ. સ. ૫૫૨ ની સાલમાં બે ખ્રિસ્તી ગોશાઈઓએ કીડા વાંસમાં ઘાલીને ચીનથી છાનામાના લઈ ગયા. તેને પાળ્યા તેમાંથી હજારો બીજા કીડા ને ઈંડાં થયાં. હાલ યુરોપ ખંડમાં જે કીડા છે તે તેનો વંશ છે, એમ કહીએ તો ચાલે. એ પેહેલાં ત્યાં હીરાગળ લૂગડાં વાપરતા, પણ જેમ આપણા દેશમાં ઘણા જણ જાણતા નથી કે રેશમ કીડાનું થાય છે, તેમ તે પણ જાણતા નહોતા.

રેશમના કીડા કોઈ જાણે કે એળ કે કીડા જેવા હશે, પણ છેક તેવા નથી. એક પતંગીઉં સમારે ત્રણસેં ઈંડાં મૂકે છે.

તે જ્યારે પૂરાં સેવાય છે, ત્યારે એક એકમાંથી એક એક કીડો નીકળે છે, તે શેતૂરનાં પાંદડાં ખૂબ ખાઇને જબરો થાય છે. જે મુલકમાં રેશમ થાય છે ત્યાં શેતુરના ઝાડોની નીપજ ઘણીજ થાય છે. એ પાંદડાં ખાઇને કીડો જીવે છે એટલુંજ નહીં પણ તે પોતાના શરીરમાંથી એક જાતનો પારદર્શક સરેશજેવો ચીકણો પદાર્થ ભેગો કરે છે. એ પદાર્થ જ્યારે બહાર નીકળે છે ત્યારે કઠણ થઈ જાય છે.

---

## પાઠ ૪. રેશમ. ભાગ ૨.

એ કીડા જ્યારે પુખ્ત ઉમરે આવે છે ત્યારે ખાતા બંધ થાય છે, અને પછી પોતીકા શરીરમાંથી પેલા સરેશજેવા ચીકણા પદાર્થનો તાંતણો કાઢવા માંડે છે, ને તેવતે કોકડી બાંધી તેમાં પડી રહે છે. એ વખતે તે ઉંઘણસીની પેઠે સુસ્ત થઈ રહે છે, ને હાલતો ચાલતો નથી.

એ કોકડી ગોળ કોશેટાના જેવી હોય છે. તેનો રંગ પીળો ને તેમાં તાર સળગ હોય છે. એ તાંતણો એટલો તો ઝીણો હોય છે કે તેને ઉકેલે છે ત્યારે તેમાંથી હજાર ફુટ લાંબો તાંતણો નીકળે છે. એટલો લાંબો તાર ખારેક જેવડી ગોટીમાં સમાઈ રહે છે, એ કેવું આશ્ચર્ય જેવું છે! એ કીડો જ્યારે એની મેળે શેતૂરનાં ઝાડપર એવું કોકડું બાંધે છે, ત્યારે તે સોનેરી ફળના જેવું ચળકતું દેખાય છે. ચીનના દક્ષિણ દેશમાં ઘણે ઠેકાણે હજુ એમના એમ ઝાડપર થવા દે છે, ને ત્યાંથી વીણી લાવી એકઠા કરે છે. પણ વીલાયતમાં એમ થઈ શકતું નથી, કેમકે ટાઢ ઘણી તેથી કીડાને ખુલ્લી હવામાં રહેવા દે તો મરી જાય.

જો એ કોકડું એમનું એમ રહેવા દે, તો ત્રણ અઠવાડીઆમાં એમાંથી પેલો કીડો પતંગીઉં થઇને હીર કરડી બહાર નીકળે છે; ને પછી તે બે દહાડા જીવીને મરી જાય છે. એમ રહેવા દીધાથી બધું

રેશમના કડકા કડકા થઈ જાય છે. માટે પતંગીઉં થતાં પેહેલાંજ પેલા કોકડાને ગરમ કરીને કીડાને મારી નાંખે છે.

એ થઈ રહ્યાપછી રેશમ ઉકેલવા માંડે છે. તે કોકડાંઉપર રૂ-વાટી જેવો કચરો હોય છે તે છોલી કાઢીને તેને ઉના પાણીમાં નાખે છે, અને તેમાંના તારના છેડા જડ્યા કે પછી તે કેટલાક એકઠા કરીને એક ફીરકીપર ઉતારે છે. પછી એનાં લુગડાં વણાય છે.

ચીન, હિંદુસ્તાન, ફ્રાન્સ, ઇટાલી, અને ઇંગ્લાંડમાં રેશમનાં લૂગડાં વણવાનાં મોટાં માતબર કારખાનાં છે. ઇંગ્લાંડની હવા ઘણી ટાઢી છે, માટે ત્યાં રેશમ નીપજતું નથી, પણ હિંદુસ્તાનથી અને બીજા દેશથી પુષ્કળ રેશમ જાય છે, તેનાં ભાત ભાતનાં લુગડાં વણાય છે.

---

## પાઠ ૯. ભોંય. ભાગ ૧.

દ્વીપ ભગંદર

પૃથ્વીઉપર મુખ્ય જમીન અને પાણી છે, એવું તમારી ભૂગોળવિદ્યામાં લખ્યું છે. પણ જમીન તે શું, અને પાણી તે શું, એ સમજાવેલું નથી; માત્ર એટલુંજ લખ્યું છે જે જમીનમાં દ્વીપ, મહાદ્વીપ વગેરે આવ્યું છે, ને પાણીમાં સમુદ્ર, સરોવર, નદી, વગેરે છે. એ નામ જમીનના તથા પાણીના જૂદા જૂદા આકાર સમજવાને અનુકુળ પડવાને માણસે પાડ્યા છે.

તમારી ભૂગોળવિદ્યામાં ખંડ, દેશ, નદી, ડુંગર, તથા સમુદ્ર વગેરેનાં નામ તમે શીખી ગયા છો, પણ આ પાઠમાં તો જમીન તે શું, ને તે શાની થઈ છે, તે વિશે કહેવામાં આવશે. જમીનવિષે વાત થઈ રહેશે એટલે પાણીવિશે વર્ણન કરવામાં આવશે.

તમે બાળપણથી રોજ રોજ ભોંયપર ચાલો છો, કૂદો છો, દોડો છો, પડો છો, આયડો છો, પણ તે શું છે તથા શાની બની છે તે વિષે તમારા મનમાં કંઈજ વિચાર આજ દિનસુધી આવ્યો નહીં હોય. તમે લાત મારીને ધૂળનું ઢેકું ભાગી નાખ્યું હશે, ખેતરમાં કે વાડીમાં

રમ્યા હશો ધૂળ ઉડાડી હશે, ભોંય ખોદી હશે, કાદવમાં ચાલીને ગયા હશો, પણ તમારા મનમાં તે શાનાં બન્યાં છે તે વિચાર તો આવ્યોજ નહીં હોય.

જે માણસોએ એઉપર વિચાર ને શોધ કર્યા છે તેમને માલમ પડ્યું છે કે આપણી જમીનમાંથી માટી, રેતી, વગેરે જે નીકળે છે તે નક્કર ખડકનાં, મોટા ટેકરાનાં, કે સૂકાઈ ગએલાં ઝાડનાં કે પ્રાણીનાં થયાં છે.

એ વાત એકાએક માન્યામાં તો નહીં આવે, પણ એ તો થતુંજ આવે છે. મોટા મોટા પથરા કે ડુંગરા ભાગી જાય છે, તથા દરીઆ હોય છે ત્યાંથી જતા રહે છે ને ત્યાં કોરી જમીન થઈ જાય છે. તેથી એ વાતનાં કારણ, જે માણસોએ એની ઘણી ચોકસાઈ ને તપાસ કરી છે, અને એ વિદ્યા શીખ્યા છે, તેઓને માલમ પડ્યાં છે.

નરમ પથરાપર ઘણા દહાડા વરસાદ પડ્યાથી તથા પવનના સપાટા લાગ્યાથી અને એવાં એવાં કારણોથી ખરી પડીને તેની રજ થઈ જાય છે. એ રજ કે માટી વરસાદથી કે ડુંગરામાં ઝરણ નીકળે છે તેથી નીચે પડે છે. એ માટી જે જાતનો પેલો પથ્થર કે ડુંગર હોય તે જાતની હોય છે.

ભોંયપર કઠણ અને નક્કર પથરા હોય છે, તે કોઈ મોટા ધડાકાથી પૃથ્વીની માંહેથી ભાગીને ઉપર આવી ગયા છે. કોઈના મનમાં આવશે કે ધડાકા શાથી થયા હશે, કે મોટા મોટા પથ્થરો ફાટીને તેના કડકા ઉપર નીકળી આવ્યા? તેનું કારણ આપ્રમાણે છે. આ પૃથ્વીમાં બહુ ગરમીથી પીગળેલા ઘણાએક ખાર તથા ધાતુ વગેરે પદાર્થો કોઈ વખત ઉભરાઈ જાય છે, જેમ કઢીમાં ઉભરા આવે ને તપેલીમાંથી ઉભરાઈ જાય છે, તેમ તે રસ બહાર નીકળી જવાનું જોર કરે છે, તેથી પૃથ્વી ફાટે છે અને ધરતીકંપ થાય છે. કોઈ વખત એ ગરમ બળતો રસ ભોંયને ઉપાડે છે તેથી જેમ આપણા શરીરપર ફોલ્લો થાય છે, તેમ જમીન ઉપસે છે ને પછી ફાટે છે, ત્યારે ભગંદર પડે છે, ને માંહેથી રાખ, ધુમાડો, પથરા, અને એવી બીજી

જાણુસો નીકળે છે. એવું થાય છે તેને જ્વાળામુખી પર્વત કહે છે. સુરંગ પાડીને માંહે દારૂ ભરીને પથરા ફોડે છે તે જેમણે જોયું હશે તેમને ઉપર લખેલી વાતવિષે સારી રીતે સમજ પડશે.

---

## पाठ ६. भोंय. भाग २.

### ગદા

આ પૃથ્વીપરના ધણાએક પહાડ એ રીતે ફાટીને તેમાંથી ગદાપો ને પથરા નિકળે છે ને ધણે દૂર જઈ પડે છે, અને ત્યાં તેને સમુદ્રના પાણીની છોળો તથા નદીના રેલોના ઘસારા હજારો વરસસુધી લાગેથી તે ભાગી જાય છે અને તેના ઝીણા કડકા થઈ જાય છે. પછી ધીમે ધીમે તેની ધાર ઘસાઇને ગોળ ને લીસા કાંકરા થાય છે. વળી એ કાંકરા પણ એજ રીતે વધારે ઘસાય છે, તેથી રેતી થાય છે. એવી રેતી ધણે ઠેકાણે છે, ને તેનાં મોટાં મોટાં મેદાનો પૃથ્વીઉપર છે તે તમે શીખી ગયા હશો. નદી કાંઠે, તથા દરીઆ કિનારે, તથા બીજે ઠેકાણે રેતી જોવામાં આવે છે, તે એમજ થએલી છે. તમે એક ગોળ કાંકરો લો ને તેની વાત મૂળથી કહી જાઓ. પૃથ્વીમાંથી કોઈ મોટા ધડાકાથી પથરો ફાટીને નિકળે. તે ભાગી જઇને તેના કડકાને પાણી લાગી લાગીને ઘસાય ને આવો ગોળ કાંકરો થાય. તેમ વળી વધારે પુછગાછ કરો તો તમને કોઈ એવો વિદ્વાન મળે કે એ કાંકરા જોતાંજ તે કહે કે એ ફલાણી જાતના પથ્થરના છે. એ તો કાંકરા શી રીતે થયા તે વાત જાણી, પણ હાલ આપણને જમીન એટલે ભોંયવિષેની વાત જાણવી છે. આપણાં ખેતર ને વાડીની ભોંય શી રીતે થઈ તે જુઓ. આ પૃથ્વીઉપર પ્રાણી અને ઝાડ ઉત્પન્ન થયાં હશે. તે મરીગએથી સૂકાઇને કોહી ગયાં. તે બધાં એકઠાં થઇને માટી કે ખાતર જેવાં થઈ ગયાં તેની ખેડવાની ભોંય થઈ.

કેટલાક દેશમાં ભોંયમાંથી કોયલાની ખાણો નીકળે છે. એ કોયલા માંહે શી રીતે થયા હશે? ધણીએક તરેહનાં ઝાડનાં મોટાં વનનાં વન, રેતી, માટી, વગેરેથી બહુ દબાઈ ગયા તેથી એ થયાં.

એ રીતે તમે ધૂળમાં રમો છો તે ધૂળ, તથા પથરા, તથા તમારા પગ નીચે ખુંચે છે તે કાંકરા, તથા નદી કિનારે હોય છે તે રેતી, તથા ખેતર વાડીની ભોંય, અને કોયલાની ખાણો, એ સઘળું શી રીતે થયું તે તમે જાણ્યું. હવે એઉપરથી શું શીખ્યા તે કહો. જે ચીજ પરમેશ્વરે બનાવી છે તે કદી નકામી હોતી નથી, અને તેનો નાશ પણ થતો નથી. આપણને એમ હમેશા લાગે છે કે જે ચીજ મરી ગઈ અથવા જે ચીજ જતી રહી તેનો નાશ થઈ ગયો, પણ તેમ થતું નથી. માત્ર પરમેશ્વરે તેના આકારમાં ફેર કરી દીધો છે; અને વળી તે શા વાસ્તે? ફક્ત માણસના સુખને વાસ્તે, બીજા કશા કારણમાટે નથી. ત્યારે હવે એઉપરથી શું સમજવું? જે કાંઈ થાય છે તે પરમેશ્વર સારાનેજ વાસ્તે કરે છે, અને તે જે કાંઈ કરે છે તે કાંઈ સારા વિચાર કરીનેજ કરે છે.

---

## पाठ ७. करोळीआ.



કરોળીઆ સઘળા દેશોમાં બધે ઠેકાણે અને ઘણી જાતના હોય છે. તેમાં એક જાતના કરોળીઆ નઠારા તાંતણાની જાળ બાંધે છે, તેને સારા સુઘડ માણસ ઘરમાંથી કાઢી નાખે છે, કેમકે તે બહુ નઠારા દેખાય છે, ને તેમાંહે કચરો ભરાઈ રહે છે. એ તાંતણા કાઢે

છે ત્યારે તપાસીને જોએથી માલમ પડે છે કે કરોળીઆ પોતાની પાછળનો ભાગ જે ઘણો મોટો હોય છે તેમાંથી તાંતણો કાઢીને તે તાંતણો એક જગાથી બીજી જગાએ લઈ તોરણ જેવા બાંધી દે છે. ત્યાંથી વળી તે બીજો તાંતણો લઇને બીજે ઠેકાણે લઈ જાય છે. એ રીતે ઘણા તાંતણા લઇને મધ્ય ભાગઆગળથી ગોળ ચક્રમાં તાંતણા લે છે, ને જાળ જેવું કરી નાખે છે. કેટલાક લાંબા લાંબા તાંતણાજ કાઢે છે, કેટલીક વખત તાંતણા કાઢીને તેપર લટકે છે, પણ પછી તરત તે તાંતણા સંકેલી લે છે. એ તાંતણા એટલા મજબૂત હોય છે કે કરોળીઆનો ભાર ઝીલી શકે છે. ઘણા તાંતણાની જાળ થાય છે, તે એટલી તો મજબૂત થાય છે કે એવા એવા ઘણા કરોળીઆના ભાર ઝીલી શકે છે. એ તાર બનાવવાનાં ત્રણ કારણ હોય છે. એક તો પોતાના ઘરમાં ચોટાડવા અને ફરવાને; બીજું એમાં માખીઓ, મગત્રાં, વગેરેને પકડવાને; અને ત્રીજું પોતાનાં ઈંડાં મૂકવાને, અને ક્રોકડી કરવાને. એ તાર ચીકણા હોય છે તેથી માખી મગત્રાં મચ્છરાદીક તેપર આવીને બેસે એટલે તેઓનાથી ઉડીને જવાય નહીં, અને તે ઘણી ખેંચ તાણ કરે એટલે કરોળીઆ આવીને તેની સાથે લડે છે ને મારી નાખે છે. પછી તેને પોતાંના પડમાં લઈ જઇને ખાઈ જાય છે. કેટલાક કરોળીઆ ગોટલીના પડ જેવાં પડ કરીને તેમાં ભરાઇને બેસે છે. એવા પડ આપણી ભીંતે કે થાંભલાપર ઘણી વખત જોવામાં આવે છે. એ પડમાં ઈંડાં મૂકે છે. એ પડમાંથી પછી ઈંડાંના કરોળીઆ થઇને નીકળી જાય છે.

કેટલાક કરોળીઆ કાંટાનાં ઝાડ કે વાડપર ધોળા તારની જાળ કરે છે. તેઉપર શિઆળાના દહાડામાં ઝાકળનું ટીપું મોતી જેવું દેખાય છે. ગામડામાં ઘણા લોકના જોવામાં એ આવ્યું હશે.

કેટલાક કરોળીઆ ભમરીના જેવું માટીનું દર કરે છે. તે દર નળ જેવું હોય છે, ને તે નળને માંહે ઢાંકણું કરોળીઆના પડ જેવુંજ હોય છે, તેમાંથી કરોળીઓ જાય કે આવે ત્યારે તે ઢાંકણું તેની મેળે ઢંકાઈ જાય છે.

પાણીમાં ચાલનાર કરોળીઆ ઘણુંકરીને બીલકુલ પાણીમાં રહે છે, અને પોતાનું રહેઠાણનજીક કીનારા હોય ત્યાં ઝાડવાં કે છોડ ઉગ્યા હોય તેપર કે પાણીમાંના રોપાપર બાંધે છે. એ ઘર તેના પડનું બનાવે છે, ને તે ઈંડાના આકારનું હોય છે, ને માંહે રેશમના તાંતણાનું અસ્તર કર્યું હોય છે. એ બોખાનીઉપર ઘણાક તાર લે છે, એવી રીતે કે તે પેલાં ઝડવાં કે રોપાની સાથે મજબૂત વળગી રહે. એ બોખામાં ઘણી યુક્તિથી તે હવા ભરે છે, કેમકે પાણીમાં તેનાથી દમ લેવાય નહીં તેથી પેલી હવાનો તે દમ લે છે. જ્યારે ઈંડાં મૂકવાનો વખત થાય છે, ત્યારે માદા એક બીજા બોખામાં વીંટળાઈ જાય છે, અને ઇંડાં મૂક્યાંપછી મરી જાય છે.

---

## पाठ ८. पस्तावानां काम करवाविषे.

વૃક્ષ ફુલવું જીવિકા પેખવું મડું
મીંઢળ બાળકી ગંધો ઉન્મત્ત દિક્ષા

અનુષ્ટુપ છંદ.

ઠાલા ઠોઠ નિશાળે જઈ
ગાળે વેલા ગપો વડે,
મૂછાળો મૂર્ખ મોટો થઈ
પસ્તાવામાં પછી પડે. ૧

છાવરે દુષ્ટતા છાની
તે ચૌટે ચકલે ચડે,
ત્યાં તે તો દુષ્ટ તોફાની
પસ્તાવામાં પછી પડે. ૨

ફૂલાવ્યો ફાંકડો ફૂલે
ખૂબ ખર્ચેજ જો જડે,
દેવાનૂં નીકળે ડૂલે
પસ્તાવામાં પછી પડે. ૩

જીવિકા વૃક્ષને જોઈ
છેદે છે થોભીને થડે,
ભૂખના દુખથી રોઈ
પસ્તાવામાં પછી પડે. ૪

મૂર્ખ જે તાત માતાને
નાની ઉમરમાં નડે,
સંભારી સુખદાતાને
પસ્તાવામાં પછી પડે. ૫

ભાવ લઈ ભગનો ભૂકો
ઘાલીને ઘાટ જે ઘડે,
તે ધંધો થાય છે ટુંકો
પસ્તાવામાં પછી પડે. ૬

ભૂલતાં ભૂલ જે ભાખે
તો તેને લડવા તડે,
ચૂકના સ્વાદને ચાખે
પસ્તાવામાં પછી પડે. ૭

પારકી પુંજીને પેખી
ધારણા ન રહે ધડે,
આત્માના ખેદને દેખી
પસ્તાવામાં પછી પડે. ૮

બૂઢાને બાળકી આપી
બાંધે છે મીંઢળો મડે,
પિતા પુત્રી તણો પાપી
પસ્તાવામાં પછી પડે. ૯

સ્નેહી સંબંધીની સાથે
લાકડી લઈ ઉભો લડે,
મોટી પીડા પડે માથે
પસ્તાવામાં પછી પડે. ૧૦

ફૂલ પાન ફળો ગંધો
સંભાળે નહીં તો સડ
અંતે તે આળસુ અંધો
પસ્તાવામાં પછી પડે. ૧૧
તાજી બુદ્ધિ ધરો તીખી
મેલી ઘો ઉન્મત્તની,
શિક્ષા સાચી લહો શીખી
દિક્ષા છે દલપત્તની. ૧૨

---

## पाठ ९. हिंदुस्ताननो इतिहास. भाग १.

### प्रकरण बीजुं.

हुमायुंथी इ० स० १७६१ सुधी.

हुमायुं गादीए बेठो त्यारे पोताना भाई कामराननना ताबामां काबुल रहेवा देवुं पड्युं, तथा पंजाब आपवुं पड्युं. ए रीते हुमायुंने ज्यारे मुलक साचववानो वखत आव्यो, त्यारे जे प्रांतना धन तथा फोजवडे मुलक जीती लीधा हता, ते प्रांत तो एना ताबामांथी जता रह्या. गुजरातमां ए वखते स्वतंत्र राजा राज करता हता. तेओमां बहादुर नामे पादशा हतो, तेनी तरफथी हुमायुंने घणी अडचण पहोंची. अल्लाउद्दीन करीने सुलतान इब्राहीम लोदीनो काको हतो तेणे बलवो उठाव्यो हतो तेने बहादुर पादशाहे आशरो आप्यो हतो. हुमायुंए जइने मंदेसरआगळ तेने हराव्यो, एटले ते नासीने खंबात गयो. तेनी पछवाडे हुमायुं त्यां गयो, एटले ते काठीआवाड प्रांतना दक्षिण कांठाउपर दीव बंदर छे त्यां जतो रह्यो. पछी चांपानेरना डुंगरी किल्लाने घेरो घालवासारु हुमायुं गयो, अने डुंगरमां लोढानी मेखो मारीने तेना आधारथी पोते पोताना ३०० माणसोनी साथे चडी जइने ते किल्लो लीधो.

शीरखां करीने अफघान जातनो सरदार हतो तेणे हुमायुं गादीउपर बेठो तेवामां बहार प्रांत लई लीधो हतो, अने गंगाउपरना चुनारगढमां ते रहेतो हतो. हुमायुं गुजरात आव्यो तेटलामां तेणे बंगालानो घणो भाग पोताने तावे करी लीधो. हुमायुं जे वखते गुजरातथी पाछो गयो ते वखत शीरखां चुनारगडथी दूर गयो हतो, तेथी तेणे विचार्युं के, आवो वखत फरी फरीने नहीं आवे, पछी तेणे चुनारगढउपर घेरो घाल्यो. पण शीरखां कंई काचो नहोतो: तेणे एवी तदबीर करी के हुमायुंने चुनारगढआगळ झाझा दहाडा रहेवुं पडे. आखर ए गढ लईने हुमायुं शीरखांनी पछवाडे बंगाले गयो, त्यारे ते आडे रस्ते नीकळी गयो. पछी हुमायुंने वरसाद नड्यो अने तेनी फोजने सरदी तथा तापने लीधे नुकसान पहोंच्युं. एटलामां शीरखांए बहार तथा चुनारगढ पाछा लई लीधां अने हुमायुंनी तथा दिल्हीनी वचे ते आवी पहोंच्यो. अंते गंगा नदीने कांठे बकसरआगळ ए बंनेनी फोज भेगी थई. हुमायुंथी आगळ जवायुं नहीं, माटे तेणे त्यांज पडाव नांख्यो, अने नदीउपर पुल बंधाववानुं काम शरु कर्युं, पण पछवाडेथी शीरखांए आवीने तेनी फोजउपर छापो मार्यो तेथी हुमायुं जीव लईने गंगा नदी उतरीने सामे कांठे नाठो. एने एक भिस्ती मळी गयो तेणे पखालमां पाणीने ठेकाणे हवा भरीने आपी, तेना आधारथी ते तरीने सामे पार गयो, नहीं तो ते उगरत नहीं. एनी सघळी फोजनो नाश थयो, ने एनी बेगम शत्रुने हाथ गई. इ० स० १५३९.

---

## पाठ १०. हिंदुस्ताननो इतिहास. भाग २.

फरीथी लडाई करवासारु बंने तरफवाळाए नव महिनासुधी तैयारी करी, ने छेली वारे कनोजने सामे कांठे गंगा नदीउपर बंनेनी फोज भेगी थई. ए लडाईमां हुमायुंनी थोडीक फोज शत्रुने मळी

गई, अने ते हार्यो एटले ते हाथीउपर बेसीने गंगा नदीमां पडतुं मूकीने नाठो. जीतवानी आशा न रही माटे पादशाह पोताना भाईओने लईने आग्रा तथा दिल्हीने रस्ते छेक उत्तरमां पंजाब प्रांतमांना लाहोर शेहेरमां जतो रह्यो. कामरान काबुल गयो ते वखते ए प्रांत शीरशाहने आपी देतो गयो हतो, वास्ते त्यां पण हुमायुंने कंई आशरो न मळ्यो, तेथी ते सिंधना रणमां जतो रह्यो. छेलीवारे त्यां अमरकोटना राजाए तेने आशरो आप्यो. त्यांथी ते कंदहार जवासारु नीकळ्यो, पण त्यां कंई दगो थशे एवुं धारीने पोते इरान जतो रह्यो, ने पोताना भाई मीरजा अस्करीने पोताना बाळकने सोंपतो गयो. ए बाळक ते अकबर जेणे आगळ जतां मोटुं नाम काढ्युं इ० स० १५४२.

ए वखतमां शीरशाह आवीने हिंदुस्ताનના तख्तउपर बेठो. एणे रायसेनना किल्लामांहेला हिंदुओने अभय वचन आप्युं, तेथी तेओ एने शरण थया; पण पछी एणे तेमने रीबावी रीबावीने मारी नांख्या. त्यारपछी मारवाडना राजा मालदेवउपर एणे हुमलो कर्यो. ए राजाने पोताना सरदारउपरथी भरोसो उठी जाय एवो खोटो कागळ बनावीने एणे राजाने मोकल्यो. ए कावतराने लीधे एक रजपूत सरदारउपर वेहेम आववा लाग्यो तेथी ए कावतरुं करनार शीरशाहनी साथे ते लडवाने गयो. ते फोजमांथी पोतानी जातना रजपूतने जोडे लई ए शीरशाहउपर एवा जोस्साथी टूटी पड्यो के शीरशाहने घणो खरो हराव्यो हतो, पण अंते एने पाछुं हठवुं पड्युं. पछी शीरशाहे मेवाडना राजाउपर हुमलो करीने कालिंजरने घेरो घाल्यो, एटलामां एकाएक दारुखानुं सळगी उठ्युं, तेमां ते दाझ्यो ने तेज दहाडे सांजरे मरण पाम्यो. ए शख्समां डहापणनो तो कंई पार नहोतो, पण लोभने लीधे तेनाथी कोई कोई वार अनीतिनां काम थई जतां. बंगालेथी सिंधु नदीसुधी चार महिनाने

वाट छे, तेटलो बधो रस्तो तेणे बंधाव्यो हतो. तेणे मुकामे मुकाम धर्मशाळा तथा निमाज भणवाने मसीद बंधावी हती, तथा मुकामे मुकाम सदाव्रत चालु कर्युं हतुं, अने मार्गनी बंने बाजुपर झाडो रोपीने छायाने सारु हार करी हती. एणे मात्र चार वरस राज कर्युं, तेटलामां आटलां आटलां काम कर्यां.

---

## पाठ ११. हिंदुस्ताननो इतिहास, भाग ३.

शीरशाहनो वडो दीकरो आदिल हतो, तेमां कंई दम नहोतो, तेथी तेणे पोताना भाई सलीमशाहने राजपाट सोंपी दीधुं. ए पादशाहे दिल्हीमां एक मेहेल बंधाव्यो, तेने सलीमगढ करीने कहे छे. एणे नव वरस राज कर्युं. इ० स० १५५२. सलीम मरी गया पछी एना दीकराने एना भाई महंमद आदिलीए मारी नांख्यो ने पोते गादिपर बेठो. ए पादशाह बेवकूफ अने घातकी हतो. नीचा कुळना माणसोउपर एनी मेहेरबानी हती. तेमने एणे बखशिश आपीने पोतानो खजानो खाली कर्यो. खजानो खाली थयो एटले पोताना अमीरोनी जागीरो जप्त करवा लाग्यो, तेथी एक अमीरे सामो थईने चुनारगढ लई लीधुं; एके आग्रा तथा दिल्ही शेहेर लई लीधां; अने एके पंजाब दबावी पाडीने त्यां पोताना नामनी दवाई फेरवी. बंगाला तथा माळवामां पण तोफान उठ्युं. एवी गडबड चालती हती, एवामां एवी बूम उडी के हुमायुं पाछो आवीने आग्रेगयो छे.

ईरानमां हुमायुंनो पेहेलां तो घणो आवकार थयो, पण पोते परदेशमां एकलवायो, तेथी त्यांना बादशाह तमस्पआगळ पोतानुं कंई चाले एवुं नथी, एवुं तेने थोडा दहाडामां मालम पड्युं. मुसलमानी धर्ममां शीआ अने सुन्नी एवा बे पंथ छे, तेमां ईरानना

मुसलमान शीआ पंथी छे अने हिंदुस्तानना मुसलमान सुन्नी छे. हुमायुं सुन्नी पंथमां हतो ते पंथ छोडावीने त्यांना पादशाहे तेनी-पासे शीआ पंथ पळाव्यो ने पोतानी रैयतपासे पण एज पंथ पळावो एवुं वचन लीधुं. ज्यारे हुमायुं ईरानथी गयो त्यारे त्यांना पादशाहे दोस्तीदाव १४००० स्वार तेनी मददमां आप्या. एटली मदद लईने हुमायुं पोतानुं राज पाछुं लेवासारु गयो. पेहेलां तो काबुल, कंदहार, अने विजनीमां एना भाईओ राज करता हता ते एने नडया. इ० स० १५४७ ना आसरे छ मास गया एटलामां ए सघळाने तेणे हराव्या. ए वेळा सर्व भाईओ एक भाणे जम्या, तेथी तेमने पाछो सलाह थई एवुं जणायुं. पण थोडा दहाडामां एनो भाई कामरान पाछो एनी सामो थयो. तेना सपाटामां हुमायुं आवी गयो ने मार्यो गयो होत, पण तेटलामां एनो दाव फाव्यो. कामरान नासीने हिंदुस्तानना पादशाह सुलतान सलीमने शरणे गयो, पण तेणे एनो पक्ष न कर्यो. आखर तेने हुमायुंए पकडयो ने कोंधे भराई आंधळो कर्यो.

---

## पाठ १२. हिंदुस्थाननो इतिहास. भाग ४.

अंते इ० स० १५५५ मां हुमायुंए पोताना मनमां हिंदुस्तान पाछुं हाथ करी लेवानुं नक्की कर्युं, तो पण तेने जे जे दुःख पडयां हतां ते सांभरी आवीने पेटमां बीक रेहेती हती. पंजाबमां पेसीने ते सीधो लाहोर गयो अने ते देश जीती लईने आगळ चालतां आग्रा तथा दिल्ही लीधां. दिल्हीमां तेने माथे छेली घात आवी. पोताना रंगमेहेलना झरुखामांथी उतरतां आरसपाहाणनी सीडी-परथी एनो पग लपसी गयो तेथी ए हेठळ पडयो ने चोथे दहाडे मरण पाम्यो. ए सोळ वरस बहार अथडायो हतो तेसुधां एणे

अठ्ठावीश वरस राज कर्युं. तेमां ठामठाम लडाईओ अने तोफान चाल्युं तेथी देशनो कंई झाझो सुधारो थयो नहीं.

ए राज आगळना जेवुं मोटुं रहुं नहोतुं, केमके आगळ लखवामां आव्युं छे के सैयद वंशी पादशाहोना वखतमां तेनी हद छेक दिल्ही शेहेरनी पासे आवी गई हती. तुंगभद्रा नदीना कांठाउपरना विजयनगरनामे शेहेरनो राजा, तथा हैदराबादपासेना वरंगूळनामे शेहेरनो राजा, ए बंने महंमद तघलखना वखतमां स्वतंत्र थया हता. ए राजा धर्मे हिंदु हता. एज वखतमां एक नवा वंशने सत्ता मळी, ते पोताने दक्षिण देशना राजा कहेवडाववा लाग्या. ए वंशना राजा धर्मे मुसलमान हता पण तेनुं ब्राह्मणी वंशना राजा एवुं नाम पड्युं हतुं. तेमनुं दक्षिणमां १७० वरसमुधी राज चाल्युं. ए वंशना राजाओए वरंगूळ तथा विजयनगर तावांनी घणी खरी जमीन जीती लीधी हती. पछी ज्यारे ए वंशना राजा नबळा नीकळवा लाग्या, त्यारे तेमना दरबारना अमीरो मुलक दबावी पडीने तेना धणी थई बेठा. तेमां एक युसफ आदिल करीने हतो, ते बेलगामनी पासे विजापुर शेहेर छे त्यां राज करवा लाग्यो; बीजो निजामशाह करीने हतो, ते अहमदनगरमां राज करवा लाग्यो; त्रीजो कुतुब कुल्ली करीने हतो, ते गोवळकोंडामां; अने चोथो ईमादुल्मुल्क करीने हतो, ते नर्मदाना डुंगरमां ईलीचपुर गाम छे त्यां राज करवा लाग्यो. ए नवा राजमांथी विजयनगरनुं राज इ० स० १५६५ मां मुसलमानोए तोड्युं, पण गोवळकोंडानुं राज उलटुं मोटुं थयुं.

---

## पाठ १३. हिंदुस्ताननो इतिहास. भाग ९.

वळी महंमद तघलखना वखतथी गुजरातमां स्वतंत्र राज स्थापन थयुं हतुं. अहमदशाहनामे बीजो राजा थई गयो तेणे इ०

स० १४१२ मां अमदावाद वसाव्युं. सघळाकरतां मोटो राजा महंमद बेगडो करीने थई गयो, तेणे सोरठनो छेल्लो राव जे जुनागढमां राज करतो हतो तेने हराव्यो. वळी फिरंगीओनी साथे तेणे दरिआमां मोटी मोटी लडाईओ करी. ए महंमद बेगडानी कबर अमदावादनी पासे सर्खेजमां आज पण छे, ने ते घणी सुंदर देखाय छे. ज्यारे मोटो अकबर पादशाह गुजरातमां आव्यो, त्यारे पण ए बेगडानी ओलादनो एक राजा अमदावादनी गादीउपर हतो

ए वखतमां नठारा हाकेमना दुर्गुणने लीधे तथा हुमला करनाराओना लोभने लीधे लोकोउपर मोटुं दुःख पड्युं. परमेश्वरनी जेवी जोईए तेवी ए राजाओउपर मेहेर हती, तेथी युरोप खंडथी जे लोक आवता ते हिंदुस्ताननां शेहेरनो वैभव जोईने घणा अजब थता. समाधानीना वखतमां रैयतना सुखने सारु रस्ता, धर्मशाळा, वगेरे काम करवामां मुसलमान पादशाहो परमेश्वरे पेदा करेली चीजोने सारी रीते वापरता; केमके ए समे मुसलमान लोको हिंदुकरतां चंचळ मनना तथा उद्योगी हता. जे बीना अथवा जे वात मुसलमानो जोता ते इतिहासमां तेओ लखी गया छे. हिंदूओ कविता लखी गया छे ते घणी रसीक छे खरी पण तेमां फकत कल्पनानी वातो लखेली छे. ए समयमां जेवा सारा सारा मुसलमान ग्रंथकर्त्ता थई गया तेवा अकबरना राजपछी थयाज नथी.

---

## पाठ १४. हाडकां.

| | | |
|---|---|---|
| હાડપિંજર | મર્મસ્થાન | વિધાતા |
| બંધન | અણિઆરાં | ચાણિઆરાં |

માણસના શરીરનું કાઠું હાડકાનું બનેલું છે, તેને હાડપિંજર કહે છે. કેટલાંક મર્મસ્થાનનું રક્ષણ કરવાને એ હાડકાં બહુ કામનાં છે.

હાડકા કઠણ અને રંગે ધોળાં છે. એ ચૂનાનાં અને સરેસ જેવા ચીકણા પદાર્થનાં બનેલાં છે, તેની શાબિતી જોવી હોય તો હાડકાને દેવતામાં બાળો એટલે તે ઘણું હલકું ને બરડ થઈ જશે, કેમકે એક તો ચૂનો રહેશે ને પેલો ચિકણો પદાર્થ બળી જશે. વળી જો હાડકાને બે ત્રણ દહાડા જલદ સરકામાં પલાળી મૂકશો, તો તે એવું તો પોચું થઈ જશે કે તેને વાળીને જેવો આકાર કરવા ચ્હાશો તેવો થઈ શકશે, કેમકે તેમાંથી ચુનાનો તમામ ભાગ જતો રહીને સરેસ જેવો એકલો પદાર્થ રહેશે. હાડકામાં ચુનો છે તેથી તે કઠણ રહે છે, અને તેમાં સરેસ જેવો પદાર્થ છે તેથી ચીકાસ હોય છે, એટલે તૂટી કે ભાગી જતું નથી.

નાનાં બાળકના હાડકામાં ચુનાનો ભાગ થોડો છે, તેથી તે સેહેલથી ભાગતાં નથી, પણ જેમ વાળીએ તેમ વળે છે. જેમ જેમ બાળકો મોટાં થતાં જાય છે, તેમ તેમ ચુનાનો ભાગ હાડકામાં વધતો જાય છે, તેથી હાડકાં વધારે બરડ થતાં જાય છે. વળી હાડકામાં લોહીની નસો છે તેથી તેમાં પોષણ થયા કરે છે.

માણસના આખા શરીરમાં ૨૪૯ હાડકાં છે. ડોકામાં ૩૨ દાંત સિવાય બીજાં ૨૮ કરતાં વધારે હાડકાં છે. ખોપરીનાં હાડકાં દાંતાંવાળી ધારોથી એક બીજાજોડે સંધાએલાં છે, અને એ જ્યાં એકઠાં મળે છે ત્યાં એક લીટી સરખું થઈ રહે છે, અને તે લખેલા અક્ષર જેવું જણાય છે, તેથી અજ્ઞાની લોક કહે છે, એ તો વિધાતાના લેખ છે. ધડની એક એક મેર બાર બાર પાંસળીઓ છે. ચોવીશ નાનાં નાનાં હાડકાં એકઠાં ગંઠાયાથી બરડાની કરોડ થએલી છે. એકેક હાથમાં અને એકેક પગમાં સુમારે ત્રીશ ત્રીશ હાડકાં છે.

હાડકાં એક બીજાજોડે મજબુત પાટાથી બાંધેલાં છે તેને બંધન કહે છે. કેટલાંક હાડકાં તો એકઠાં મળેલાં છે તોપણ હાલે છે. એવા ઠેકાણાને સાંધા કહે છે. કેટલાંક સાંધા, જેવા કે કોણી, ઘુંટણ, ને ઘુટી તો મજાગરાની પેઠે વળે છે. જાંગના અને પાંગોડાના જેવા કેટલાક સાંધા બારણાના અણિઆરાં ને ચણિઆરાં જેવા

છે. પાંગોઠાના સાંધા ઘણાજ ઢીલા છે, તેથી બીજાકરતાં વેહલા ઉતરી જાય છે.

કેટલાક સાંધાની આસપાસ રસની ભરેલી એક કોથલી હોય છે તેમાંથી રસ સાંધામાં ઝરપે છે, તેથી તે સાંધા લીસા રેહે છે, અને વગર અટકાવે ફરી શકે છે; જેમ ગાડીના પૈડાંને દીવેલ વતી ઉંજે છે ત્યારે તે જેવું બરાબર ફરે છે, તેમ એ સાંધાને પણ બરાબર ફરતાં રાખવાને એ ઉપર કહેલા રસની જરૂર છે.

---

## પાઠ ૧૯. દાંત.

### જ્ઞાનરંજણુ

પ્રાણને આધાર આપવાને અંનની જરૂર છે. એ અંન ચાવ્યાવગર ખવાતું નથી, માટે એ કારણસર આપણને ઈશ્વરે દાંત આપેલા છે.

ઘણાં નાનાં બાળકના મોઢામાં જોઈએ તો દાંત દેખાતા નથી, કેમકે તે દૂધ પીને કે કાંઈ પોચું પોચું ખાઇને રહે છે; વળી ચાવીને ખાવા જેવી જણસો પચાવવાને તેમના જઠરમાં શકિત નથી, પણ અવાળુમાં દાંતના બે જથા ઘાલી મુકેલા છે. તેમાંનો એકેક દાંત એક નાનીસરખી કોથળીમાં જૂદો જૂદો ઘાલેલો છે. જેમ જેમ બાળક મોટું થતું જાય છે અને જૂદી જૂદી જાતની જણસો તેને ખાવાને જોઇએ છે, તેમ તેમ પેલા દાંત હારબંધ બહાર નીકળવા માંડે છે. પેહેલવેહેલાં આગલા દાંત ઉગે છે, પછી બાજુપરના, અને છેલ્લે બેવડા દાત એટલે દાઢ ઉગે છે.

બાળકને પેહેલી જે દાંતની હાર ઉગે છે તેમાં વીશ દાંત હોય છે, તે નાના અને જડબામાં જેવડા બેસતા આવે તેવડા હોય છે. સાતેક વરસનુ છોકરૂં થાય છે ત્યારે તે દાંત પડી જાય છે, અને તેની જગોએ બીજા મોટા બત્રીશ આવે છે તે ઘણા વરસસુધી રહે છે; એમાંના છેક પાછલા ચાર તો ભર જુવાનીમાંજ આવે છે.

દાંત હાડકાના છે. અવાળુના ઉપર તે એક કાચજેવી ચીજથી ઢંકાએલા છે. દાંત માંહેથી પોલા છે અને તેમાં એક નળી છે તે છેક દાંતની જડસુધી છે, અને ત્યાંઆગળ તેનો એક છેડો ખૂલો છે તેમાં લોહીની નસો તથા એક જ્ઞાનરજ્જુ છે, તે દાંતની ઠેઠ વચ્ચોવચ્ચલગણ આવેલો છે. એ જ્ઞાનરજ્જુ જ્યારે ફૂલે છે, ત્યારે દાંતમાં ઘણું દરદ થાય છે.

દાંતની જડો જડબાની માંહે ચણિઆરામાં મજબૂત બેસાડેલી છે. ઉપલા જડબામાં જે મોટી ચાવવાની દાઢ છે, તેને ત્રણ ત્રણ જડો છે, તેથી મજબૂત જડાઈ રહેલી છે. હેઠલા જડબાની દાઢને ફક્ત બબેજ જડ છે, કેમકે તેને ઉપલાના જેટલું જોર નથી પડતું.

દાંતની ઘણી સંભાળ રાખવી જોઈએ. દાતણ કરતી વખતે બંને મેરથી ખૂબ ઘસવા, ને કોઈ કોઈવાર સાબુથી સાફ કર્યા હોય તો મેલ કે લીલ બાઝે નહીં, તથા અવાળુ ફૂલીને દાંત નબળા પડી જાય છે, તેમ પણ નહીં થાય.

---

## પાઠ ૧૯. રેતીનાં રણ. ભાગ ૧.

રેતીનાં રણ ઘણાં મોટાં હોય છે. તેમાં ઝાડનું તો નામજ નહીં, ને પાણીએ ભાગ્યે મળે. કોઈ રણમાં કોઈક ઠેકાણે કૂવા હોય છે, તેને તડકે ગોઠ કહે છે. તે જગાએ કંઈ નાનાં નાનાં ઝાડ હોય; પણ એ કૂવા ઘણા થોડા ને બહુ આઘા આઘા હોય છે, તેથી મુસાફર લોકને પાણીવગર બહુ હેરાનગતી પહોંચે છે.

પાણી ન મળે એટલીજ વિપત્તિ નથી, પણ તેમાં બીજી બહુ હોય છે. રણમાં કાંઈ ઝાડ બીડ નહીં તેથી રસ્તાની પણ કંઈ નિશાની રાખી શકાય નહીં, માટે રસ્તો પણ ભૂલી જવાય. વળી કોઈ ચાલી ગએલા હોય તેના પગથી પણ ન મળે, કેમકે રેતી ઉડીને તેનાં પગલાં પડેલાં ઢંકાઈ જાય છે. કોઈ કોઈ વાર વંટોળીઓ થાય છે તેથી રેતી ચોમેરથી ઉડીને માણસ, ઘોડા, ઉંટ, વગેરે જે ચાલતું હોય તે ઢંકાઈ જાય છે, ને એક મોટો ટેકરો થઈ જાય છે તેમાં માણસ વગેરે દબાઈ મરે છે.

એવાં રણ હિંદુસ્તાનમાં સિંધ, મારવાડ, વગેરે ઠેકાણે છે. તથા અરબસ્તાનમાં તો ઘણુંકરીને રેતીનાં રણ છે, ને આફ્રિકા ખંડમાં સૌ કરતાં મોટાં છે. અરબસ્તાનનાં રણમાં કોઈ માણસ વસ્તી કરીને રહેતું નથી, પણ આરબ લોક ભમતા ફરે છે. તે ચામડાના તંબુ મારીને ત્યાં રહે છે. થોડા દહાડા એક તડમાં રહે પછી ત્યાંથી બીજે તડ જઈ રહે, એ રીતે કરે છે. તેઓ ઘણા ઊંટ તથા બહુ સારા રૂપાળા ને અસાલ ઘોડા રાખે છે.

આફ્રિકાનાં રેતીનાં રણમાં પણ આરબ લોકો ભમે છે. અરબસ્તાન છોડીને તેઓ એ દેશમાં ફરતા ફરે છે. તેઓમાં જાત બંધાએલી હોય છે, પણ હિંદુઓની જેવી નહીં; રજપૂતોની પેઠે કુળપ્રમાણે તેઓની જાત હોય છે. તેઓના જે સરદાર હોય છે તેને શેખ કહે છે. શેખ એટલે વડીલ. તેના હુકમપ્રમાણે સઘળા ચલે છે. તે ત્યાં ચોરીનો ધંધો કરે છે, અને રસ્તામાં જે એના હાથમાં આવ્યો તે લુટાયાવગર રહેનાર નહીં, માટે વેપારી લોક કે બીજા કોઈને એવા રણમાં થઈને માલ વગેરે લઈ જવો હોય ત્યારે ઘણા વેપારી એકઠા થઈને જાય છે, તેને વણજાર કે કાફલા કહે છે. એવા કાફલામાં વખતે એક હજાર માણસ ભેગાં થાય છે, તેઓ ઘોડા, ખચ્ચર, વગેરે પોતાની સાથે રાખે છે, પણ ઊંટઉપર તેમનો બધો આધાર હોય છે. ઊંટ ન હોય તો જરા ન જવાય, કેમકે ઊંટ જેવું રેતીમાં ચાલી શકે છે, તેવું બીજું જનાવર ચાલી શકતું નથી. આફ્રિકામાં સાઢણી જેવાં જનાવરઉપર સ્વારી કરીને જાય છે, કેમકે તેના ચાલ બહુ ઉતાવળી છે.

---

## પાઠ ૧૭. રેતીનાં રણ. ભાગ ૨.

આપણા પ્રાંતમાં પાણીનો ખૂટકો પડતો નથી, તેથી પાણીવગર કેટલી વિપત્તિ પડે છે તે આપણને માલમ નથી; પણ જે કોઈ મારવાડ કે થરપારકરનાં રેતીના રણમાં ફરે છે, તેને બહુ માલમ પડે છે ત્યાં કૂવા આઘે આઘે છે ને એટલા ઊંડા હોય છે કે તેઉપર ઊભા

રહીને માંડે જોયું હોય, તો પાણી તો દેખાયજ નહીં, ને કેટલીક જ-ગ્યાપર ત. કોશીઆ ઢોલ વગાડે ત્યારે બળદ હાંકનાર જાણે કે કોશ ઉપર આવ્યા. વળી કેટલીક જગ્યાપરનું પાણી એવું કડવું ને ખારૂં હોય છે કે તે પીધું હોય તો જુલાબજ લાગે. આ દેશમાં જે રેતી-નાં રણ છે તે આફ્રિકાનાં ને અરબસ્તાનનાં રણઆગળ કંઈજ નથી. ત્યાં પાણી પાણી કરતાં માણસ કેવાં મરી જાય છે તે નીચે લખેલી વાતપરથી સેહેજ માલમ પડે છે.

અલીબેગ કરીને એક મુસલમાન હતો, તે આફ્રિકા ખંડના મો-રાક્કો દેશમાં મુસાફરી કરવા ગયો હતો. તે ત્યાંથી નીકળીને વ-હાણમાં બેસીને તુર્કસ્તાનતરફ જવાનો ઈરાદો રાખતો હતો, માટે માં-હેલા દેશમાંથી બંદર કાંઠાના એક શેહેરમાં જવાનું ધારીને નીકળ્યો. તેની સાથે બે અમલદાર ને ત્રીશ સિપાઈ હતા. પણ નીકળ્યાપછી તેને માલમ પડ્યું કે એની વાટ જોઇને ૪૦૦ આરબ લૂટવાને મન-સુબે ટાંપી રહ્યા છે. તે વાસ્તે અલીબેગ તે રસ્તો છોડીને બીજે રસ્તે ચાલ્યો. ચાલતાં ચાલતાં રાત પડી. રાત અંધારી હતી, તથા વાદળાં ઘણાં હતાં તોપણ તે રાતમાં ને રાતમાં બહુ રસ્તો કા-પ્યો અને સવારના નવ વાગતે એક નાળું હતું તેને કાંઠે મુકામ કર્યો, ત્યાં કેટલાક આરબ તેને આવી મળ્યા. પછી કૂચ કરવાની વખતે તૈયારી કરી એટલે પેલા સિપાઈઓએ કહ્યું કે, હવે આ આરબ ત-મને રસ્તો દેખાડશે માટે અમને રજા આપો. તેથી અલીબેગે તે-મને રજા આપી. તે જતા હતા તેવામાં તેમનામાં કાંઈ કજીઓ થયો તેથી અલીબેગનું અને બીજાઓનું મન તે પતાવવામાં લાગ્યું અને બીજા અંદેશા મનમાં ઉત્પન્ન થતા હતા તેથી પેલા નાળામાંથી વાટખરચીસારૂ પાણી ભરી લેવું જોઈએ તે ભરી લેતાં ભૂલી ગયા, ને આગલ ચાલ્યા.

---

## પાઠ ૧૮. રેતીનાં રણ. ભાગ ૩.

પેલા ૪૦૦ આરબ પકડી પાડે માટે ઊતાવળા ઊતાવળા આડવાટે ચાલતા હતા. પણ આડાં અવળાં જતાં રસ્તે મુદલ પાણી કે અડનું

ફૂંકું સરખું ન આવ્યું. ડુંગરએ નહોતો કે તેની છાયાએ બેશે. રાતે વાદળું થયું હતું તે વેરાઈ ગયું, તેથી તાપ તો કહે મારૂં કામ, ને લૂના તો ભડકે ભડકા આવે, એવા રણમાં અલીબેગ રસ્તો કાપતો કાપતો ચાલ્યો. તેમણે પેહેલે દહાડે જે ખાધેલું તેજ, અને ઘોડાને પણ કડાકાજ હતા. મધ્યાન વિત્યાપછી માણસો તથા ઘોડા થાકવા માંડ્યા; ખચ્ચર જરા ચાલે એટલે ઠેસ વાગે ને પડે, તેને ઉઠાડવાને માણસમાં જે કૌવત હતું તે જતું રહ્યું. બે વાગ્યા એટલે તેઓમાંનો એક માણસ ભમરી ખાઈને નીચે પડ્યો ને પાણી પાણી બોલ્યો. અલીબેગ ત્યાં ઉભો રહ્યો ને ત્રણ ચાર જણે મળીને તેને ઉઠાડવા માંડ્યો પણ તેનાથી ઉઠાયું નહીં. બેભાન થઈને પડ્યો. પાણીની એક *મસક ભીની હતી તે તેના મોંમાં નીચોવી તો બે ત્રણ ટીપાં પાણી નીકળ્યું, પણ તેટલાથી તરસ કેમ છીપે? અલીબેગ થાકીને ઘણો નાકૌવત થવા માંડ્યો, ત્યારે ઘોડાઉપર સવાર થયો ને લાચારીથી પેલા માણસને તેવોજ પડતો મુકીને આગળ ચાલ્યો. શું કરે! તેની પાસે પાણી હોય તો તે આપે ને તેને ઉઠાડે? તે ટોળામાંના માણસો એક પછી એક એ રીતે રસ્તે પેલા માણસની પેઠે પડતાં ગયાં. પણ તે શું કરે, જ્યાં તેનું ચાલે ત્યાં ઉપાય કરે! ખચ્ચરો પણ ઠોકર ખાઈને પડે ને ઉપર લાદેલો બોજો પણ ત્યાંનો ત્યાંજ રહે. અલીબેગ તો જેમ બને તેમ ઉતાવળ કરી આગળ ધસ્યો.

તેનો ઘોડો ઘણો મજબુત હતો તોપણ ઠોકર ખાતો. જ્યારે જ્યારે પોતાના માણસોને ઉતાવળા ચાલવાનું કહે, ત્યારે તેઓ તેની તરફ જુએ અને પોતાના મોંતરફ આંગળી કરીને દેખાડે કે ગળે કાચકી પડી છે, ને બોલાતું નથી. બધાઓના મનમાં હવે નક્કી થયું કે પાણીવગર તો મરી જવાના. છેલ્લે ચાર વાગતાને સુમારે અલીબેગ થાકથી તથા તરસથી ઘોડાઉપરથી પડ્યો ને બેશુદ્ધ થઈ ગયો. ત્યાં તેની વારે ધાવાને કોઈ પણ હતું નહીં, કેમકે તેની

---

*મસક એટલે પાણી ભરવાની ચામડાનીકોથળી.

સાથે ત્રણ ચાર માણસ હતા તેમાંનો એક તો તેજ વખતે બેહોશ થઇને પડ્યો, અને બીજા હતા તેમની પાસે પણ કાંઈ ઈલાજ નહોતો કે અલીબેગને ઉઠાડે.

---

## પાઠ ૧૯. રેતીનાં રણ. ભાગ ૪.

એ રીતે અરધા કલાકસુધી બેભાન રહ્યો એટલે તેની સાથેના માણસોની દૃષ્ટીએ આઘે એક કાફલો આવતો દેખાયો. કાફલાના સરદારે એ મુસાફરનું સંકટ જોઇને તેમના મોંઉપર પાણી છાંટવાને પોતાનાં માણસોને હુકમ કર્યો. તે લાગતાંજ અલીબેગને ભાન આવ્યું. પેહેલ વેહેલાં તો તેની આંખે અંધારાં રહ્યાં, પણ થોડી વાર થઈ ત્યારે સાત આઠ માણસ તેની પાસે બેઠેલાં નજરે પડ્યાં. એ તેમની સાથે બોલવાનું કરે પણ ગળામાં પાણીવગર બળત્રા બળે તેથી બોલાયું નહીં, ને મોંતરફ આંગળી કરી. પેલા દયાળુ માણસે તેના હાથઉપર ને મોંપર પાણી છાંટ છાંટ કર્યું, તેથી તેને પાણી પીવાની શુદ્ધી આવી અને તે પીધું ત્યારે તેનાથી બોલાયું. તેણે પૂછ્યું કે, ભાઈ તમે કોણ છો? તેને બોલતાં સાંભળીને તેમને બહુ આનંદ થયો, ને કહ્યું કે, બીશો નહીં. અમે ચોર નથી. એમંજ સમજજો કે પરમેશ્વરેજ અમને અહીં મોકલ્યા છે. તેમણે તેના ઉપર પાણી રેડ રેડ કર્યું ને થોડી મસક પણ ભરી આપી. તેમણે પોતાની પાસેનું ઘણું પાણી આપી દીધું તેથી તેઓ એ રણમાં વધારે વાર ન રહ્યા, કેમકે વધારે વાર રહે, તો તેમની પાસે રહેલું પાણી ખૂટી જાય ને બીજું મળે નહીં, તેથી તેઓ આગળ ચાલ્યા.

અલીબેગ પણ પોતાના ઘોડાઉપર સ્વાર થયો ને રસ્તો લીધો. રાતે સાત વાગતે એક નાળાંઆગળ જઈ પહોંચ્યા ને ત્યાં મુકામ કર્યો. ત્યાં તેનાં પાછળ પડી ગએલાં સઘળાં માણસ ને જનાવર આવી મળ્યાં. કોઈ બાકી રહ્યું નહીં. જે માણસ પેહેલ વેહેલા પડયો હતો તે પણ આવ્યો. એ સઘળાં માણસો તથા જનાવરને પેલા કાફલાવાળાઓ મળ્યા હતા તેમણે પાણી પાઇને સાવધ કર્યાં હતા.

અલીબેગને અને બીજા માણસોને તરસની વેદના બહુ ખમવી પડી હતી. પેહેલ વેહેલા તો તેમની ચામડી સૂકાઈ ગઈ હતી, ને આંખ લાલ હીંગળોકજેવી થઈ હતી. જીભઉપર પોપડો બાજ્યો હતો. પછી થાક લાગ્યાથી ચાલવાની શક્તિ ન રહી ને છાતીમાં અગ્નિ ને ગળામાં લાહે બળે તેથી દમ લેવાતો નહોતો.

આપણા દેશમાં પરમેશ્વરે પાણી ભરપૂર આપ્યું છે તેથી તે જગત્કર્તાની આપણી ઉપર કેટલી દયા છે !

---

## પાઠ ૨૦. વાઘ.



ભયાનક શોકાતુર કેશવાળી

વાઘ બિલાડીની જાતના હોય છે, તેથી બિલાડાને વાઘની માશી કેહે છે. સિંહની પેઠે એને કેશવાળિ હોતી નથી, પણ એની ચામડી સિંહની ચામડીકરતાં વધારે શોભિતી હોય છે. તેના વાળ જાડા ને સુંદર, અને તેનો રંગ પીળો ને માંહે કાળા પટા હોય છે. તે નીચે સાફ ધોળો હોય છે. વાઘ વાછરડા જેવડો થાય છે.

વાઘની વસ્તી ફકત એશિઆ ખંડમાંજ છે. નદી, નાળાં, ને જ્યાં ઝાડી ઘણી હોય, ત્યાં વાઘનું રહેઠાણ હોય છે. પાણીથી ઘણે દૂર કદી રહેતા નથી.

વાઘને લોહી બહુ ભાવે છે, તેથી તેને બીજું કેટલું પણ ખાવાનું હોય તોપણ ધરાતો નથી. તેને ધરાય તેટલું માંસ મળે તોપણ જનાવર મારવાને ભૂલે નહીં.

વાઘ ઘણોખરો રાતે શિકાર કરવા નીકળે છે. તે આગલી રાતે શિકાર કરેલો હોય તેને ખાઇને દહાડે કોઈ ઝાડીમાં સૂઈ રહે છે. પણ વખતે કોઈ જનાવર નદીમાં પાણી પીવા આવે તો તે-ઉપર ટૂટી પડવાને ચૂકતો નથી. જે ગામ તેની આસપાસે નવુંસવું વસ્યું હોય તે ગામનાં ઢોર તાણી જાય છે. તેમાં ભેંસોનો શિકાર ઘણો કરે છે. જેમ સિંહને સેહેલથી પળાય છે તેમ વાઘ પળાતો નથી, તોપણ કોઈવખત તેના રખવાળસાથે બહુ હળી જાય છે. એક વેળાએ એશિઆ ખંડમાંથી એક વાઘણને વહાણમાં ઘાલીને વિલાયત લઈ ગયા. ત્યાં વહાણમાંથી ઉતારી તે વખતે તેને જોવાને બહુ લોકની ઠઠ મળી હતી, તેથી તે એવી ભયાનક દેખાવા માંડી કે તેના નવા રખવાળની તેની પાસે જવાની છાતી જરા ચાલી નહીં. પણ જ્યારે તેનો જૂનો રખવાળ તેની નજરે પડ્યો ને પાસે ગયો, ત્યારે તેની સાથે ગેલ કરવા બેઠી, તેને ચાટ્યો, ને ઘણી રાજી થઈ. વળી જ્યારે તે ગયો ત્યારે તે ઘણું રોઇને આખો દહાડો શોકાતુર જેવી બેસી રહી.

મુંબઇની પાસે ઘારાપુરીનો બેટ છે ત્યાં એક વખતે કેટલાક સાહેબ લોકના દીઠામાં એક વાઘનું બચ્ચું આવ્યું તેને તેમણે ઉચકી લીધું, ને ત્યાંથી ચાલ પકડી, કેમકે વાઘણ આવે તો મરે ત્યાંસુધી તેમનો કેડો છોડે નહીં. પછી તે બચ્ચાને સારી પેઠે ખવરાવી પીવરાવી મોટું કર્યું. જ્યારે મોટો વાઘ થયો ત્યારે એક દહાડો ફરતાં ફરતાં માંસ ટાંગેલું હતું ત્યાં તે આવ્યો ને લોહીનાં ટીપાં નીચે પડેલાં ચાટ્યાં. તે ચાખતામાંજ એટલો તામસી થઈગયો કે કુદી કુદીને તે માંસ નીચે પાડીને ખાધું, ને બઉ વિક્રાળ થયો; જેને દેખે તેને મારવા ધાય. એમ દોડતો દોડતો જંગલમાં જતો રહ્યો. એટલા દહાડાસુધી તેને કાચું માંસ આપતા નહોતા તેથી તેનો સ્વાદ તે કાંઈ જાણતો નહોતો, પણ પેલું લોહીનું ટીપું ચાખ્યું, એટલે એનો મૂળ સ્વભાવ ખુલ્લો થયો.

એઉપરથી સાર એકે જે માણસનો મૂળ સ્વભાવ ક્રૂર કે દુષ્ટ હોય તે સારા માણસમાં કદાચિત સારી સારી વાતો કરે ત્યારે માલમ ન પડે, પણ તે એકલો પડે ને પ્રસંગ આવે ત્યારે પોતાના સ્વભાવપ્રમાણે વર્ત્યાવગર રહે નહીં; ત્યારેજ તેનો ખરો સ્વભાવ માલમ પડે.

---

## પાઠ ૨૧. સાહસ કામ ન કરવાવિષે.

| | | | | |
|---|---|---|---|---|
| સાહસ | મતિ | પતિવ્રતા | વિવિધ | વ્રત |
| નેટ | શય્યા | તુલ્ય | પ્રસવ્યો | સૂત્ર |
| બાંધવ | વધામણી | દાવાનળ | કુડો | કલ્પાંત |
| તત્પર | વિમાસણ | હર્ષ | માનની | જીવંતી |

ચોપાઈ.

સિધપુરે[1] નામે સુંદર ગામ,
નારસિંહ રાજાનું નામ,
વસે એક બ્રાહ્મણ મહામતિ,
પતિવ્રતા તેને ઘેર સતી. ૧
પેટ નહીં પુત્રી કે તંન[2],
ઈશ્વરઉપર એનું મંન[3],
વિવિધ પ્રકાર કરે તે વ્રત,
કરે આચરણ રૂડાં કૃત્ય. ૨
નરનારી એ પવિત્ર નેટ,
તોય પુત્રના આવે પેટ,
મનમાં રાખે નારી મયા,
વસે દિલે પુરૂષને દયા. ૩
આપ ઘેર એક નોળનું બચ્ચું;
તરફડતું તે આંગણ વચ્ચું,

---

૧ સિદ્ધપુર. ૨ તન. ૩ મન.

પાસે માત નહીં તે તણી,
દયા ઉપની મનમાં ઘણી. ૪

રાખ્યું પાસ પોતાને ઘેર,
પાય દૂધ પ્રીતે શુભ પેર,
પોઢાડે શય્યામાં જોડ,
કુંવર તુલ્ય પહોંચાડે કોડ. ૫

થયું મોટેરૂં તે તો બાળ,
ન કરે એકે અદકી આળ,
વાચા નહીં મુખે તે તણી,
અકલ મનુષ્યતણી છે ઘણી. ૬

તેનાં પગળાંથી પછી નેટ,
પ્રસવ્યો પુત્રજ તેને પેટ,
બાંધ્યાં છે તોરણ બારણે,
પોઢાડયો પુતર[1] પારણે. ૭

હરખ ઘણો દીવાળી દને[2],
નોળઉપર માનજીનું મને[3],
તન મન ધન જાણે તેહને,
દયા ધરે અદકી દેહને. ૮

એક દિવસ છે સુત પારણે,
જીવંતી ગઈ જળ કારણે,
સોંપ્યો નોળને પેલો પુત્ર,
તજસારૂ એ છે ઘર સૂત્ર. ૯

રખે એહેને રોવારતો,
રીસ કરી રખે મારતો,
બાળક ઠપકો દેશે મને,
તો હું ગાળો દેઈશ તને. ૧૦

---

૧ પુત્ર. ૨ દિન. ૩ મન.

સાંપી બાળ જળ ભરવા ગઈ,
વાર ઘડી બે ચારેક થઈ,
ચડ્યો પારણે મોટો નાગ,
બાળકને ડસવાનો લાગ. ૧૧

અંગુઠે વળગે જેટલે,
નોળે તે દીઠો તેટલે,
રે મારા બાંધવને ખાય,
એ પાપી ક્યાં નાશી જાય? ૧૨
એમ કહીને દીધી ડોટ,
કરડ્યા પેહેલી ઝાલી કોટ,
મરડી કીધા કટકા સાત,
એવે આવતી દીઠી માત. ૧૩

વધામણી ખાવા કારણે,
નોળ ગયો સામો બારણે,
વાચા નહીં તે બોલે કેમ,
આવી ઉભો સામો તેમ. ૧૪
મુખ લોહીઆળું પેલે કર્યું,
જાણ્યું માએ બાળક મર્યું,
દીઠું લોહીઆળું જે મુખ,
દાવાનળ થઈ લાગ્યું દુખ. ૧૫
અરે પાપી તું કૂડો કાળ,
માર્યો મારો નાનો બાળ,
નાંખ્યું બેડું તેની દીશ,
મુઓ નોળ ચગદાયું શીશ. ૧૬

ઘરમાં આવી માતા જુએ,
પોઢયો બાળક પારણે રૂએ,
બોલ્યો બાળક આપો આપ,
મુજને ખાતો'તો આ સાપ. ૧૭

એ નોળે માર્યો આ ઠામ,
નહીંતર મારૂં કરતજ કામ,
એમ કહી ચેતાવી માત,
પડ્યા દીઠા કડકા છે સાત. ૧૮
કરી કલ્પાંત ધરયા પછી હાથ,
બળવા માંડ્યું તેની સાથ,
જીવ કાઢવા તત્પર થઈ,
શિક્ષા લોકે તેને કહી. ૧૯
પ્રથમ મન સમજી નહીં માય,
હવે હાથ ઘસવે શું થાય ?
તને વિમાસણ કરવી પડી,
જો ચેતી નહીં પેહેલી ઘડી. ૨૦

દોહરો.

સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ,
દેખો એ દૃષ્ટાંતથી, કહે કવિ સામળદાસ.

---

## पाठ २२. हिंदुस्ताननो इतिहास. भाग ६.

हुमायुंनो दीकरो अकबर हतो. ज्यारे हुमायुं पड्यो त्यारे अकबर तेर वरसनी काची उमरनो हतो. बेहेरामखां नामे एनी फोजनो सरदार एना पक्षमां हतो. ए सरदारने लोको खानबावा एटले राजपिता केहेता. सुलतान आदिलीना वजीर हेमुने अंते पानीपतना मेदानमां हरावनार ए बेहेरामज हतो. ए पानीपतना मेदानमां बाबरे इब्राहीमने हराव्यो हतो. ए वजीर हार्यो एटले महंमद आदिली बंगाले नासी गयो, त्यां ते मार्यो गयो. त्यारपछी सिकंदर सुर एज एकलो दुशमन अकबरनो रह्यो, ते पोताने पंजाबनो पादशाह केहेवडावतो. तेने पण बेहेरामखांए हराव्यो. त्यारपछी तैमूरनी ओलादना पादशाहो आखा भरतखंडना पाछा धणी थया. इ० स० १५५७.

अकबर काची उमरनो हतो ए वात खरी, पण तेणे जन्मथीज दुःख वेठेलुं हतुं तथा बंधीखानामां एटलो मोटो थयो हतो तेथी पछी बेहेरामना ताबामां रहीने दहाडा काढवानुं तेने गमतुं नहोतुं, केमके निर्दयपणुं तथा अहंकार ए बेहेराममां मोटा अवगुण हता. जे अमीरोउपर पादशाहनुं हेत हतुं तेमने पण तेणे सजा करीने मारी नाख्या. तेउपरथी अकबर एकाएक छानोमानो आग्रेथी दिल्ही जतो रह्यो. त्यां आवीने तेणे एवी दवाई फेरवी के माराविना बीजानो हुकम कोईए मानवो नहीं. तेथी बेहेराम रीसाईने मक्के जवासारु गुजराततरफ गयो पण मार्गमां तेने घणोज क्रोध चढ्यो तेथी ते बळवो उठाववासारु पाछो वळीने पंजाब गयो. पण अकबरे आवीने तेने पकड्यो. पछी ए बादशाहने दया आव्याथी तेने मूकी दीधो. बेहेराम मक्के जवासारु निसर्यो, पण एणे कोई अफघानने मारी नांख्यो हतो तेनो दीकरो एने गुजरातमां मळ्यो तेणे एने मारी नांख्यो.

पछी सघळो राजकारभार अकबरने माथे आवी पड्यो. घिजनी तथा गोर ए मुलकोमांथी जे रीते आगला पादशाहोने आशरो मळतो ते रीते अकबरने कंई आशरानुं ठेकाणुं नहोतुं, माटे तेणे एवो निश्चय कर्यो के आखा भरतखंडना लोकोने वश करीने भरतखंडमांथीज जे आशरो जोईए ते मेळववो, वास्ते तेणे हिंदुओ तथा मुसलमानो बंनेने मोटा मोटा दरजानी जगो आपी, ने सरकारी नोकरीमां तेमना धर्मनो भेद राख्यो नहीं. वळी मुसलमानी धर्ममां जूदा जूदा पंथ छे ते पंथनो पण एवी भारे जगा आपवामां भेद गण्यो नहीं. एनी ए धारणा बहु उमदा हती, अने पोते जीव्यो त्यांसुधी एज धारणाप्रमाणे चाल्यो.

---

## પાઠ ૨૩. હિંદુસ્તાનનો ઇતિહાસ. ભાગ ૭.

પોતાના તાબાના અધિકારીઓ તથા સરદારો અને સુબાઓઉપર પોતાની સત્તા બેસાડવી એટલું કામ પ્રથમ અકબરને કરવાનું હતું તે તેણે નીચેપ્રમાણે કર્યું.

સુલતાન આદિલીનો એક શાહજાદો શીરશાહ કરીને હતો તેની સામા થવાસારુ અકબરે ખાનજમાનને જુવાનપુર સોંપેલું હતું. તે અકબરને ગાંઠવા ન લાગ્યો માટે અકબરે તેને જલદીથી પાધરો દોર કર્યો. પછી આદમખાંની ધારણા માળવા પચાવી પડવાની હતી તેને અકબરે હરાવ્યો; પણ ત્યારપછી તેણે પાદશાહી મેહલમાં આવીને અકબરના વજીરને મારી નાંખ્યો, તેથી અકબરને ગુસ્સો આવ્યો, અને જે ઓરડામાં એ વજીરને તેણે મારી નાંખ્યો હતો તેજ ઓરડાની બારીએથી તેને અકબરે ફેંકી દેવડાવીને મારી નંખાવ્યો. પછી ફરીને ખાનજમાને બલવો કર્યો અને લડતાં અકબરે તેને મારી નાંખ્યો. ત્યારપછી અકબરના બીજા બે સરદારોએ નાસી જઈને કાબુલમાંથી તેના ભાઈ હકીમને કાઢી મૂક્યો. હકીમ પંજાબ લેવાને આવ્યો પણ અકબરે તેને હઠાવી મૂક્યો, અને કાબુલ પણ તેણે સર કર્યું. બાબરની સાથે સુલતાન મીરજા આવેલો હતો તેણે તથા તેના કુટુંબના માણસોએ છેલ્લે બલવો ઉઠાવ્યો. સુલતાન મીરજાને કાઢી મૂક્યો, તેથી તે નાશીને ગુજરાત ગયો. વળી અમલદારોને તથા સરદારોને વશ કરવાનું કામ અકબરને માથે આવી પડ્યું હતું, અને જ્યારે તે બધાઓને જીતી રહ્યો ત્યારે તેની ઉમર પચીશ વરસની હતી. ઇ૦ સ૦ ૧૫૬૬.

---

## પાઠ ૨૪. હિંદુસ્તાનનો ઇતિહાસ. ભાગ ૮.

અમીરોને વશ કર્યાપછી પોતાના મુલકનો બંદોબસ્ત કરવામાં અકબરે દિલ લગાડ્યું. ચિતોડનો રજપૂત રાજા ગુજરાતથી ઇશાનખૂણમાં

मेवाड प्रांत छे त्यां राज करतो हतो, तेना उपर अकबरे प्रथम चडाई करी. ए राजा तो नाशी गयो, पण तेनो वजीर जयमल चितोडमां घेराई गयो. अकबरे ए वजीरने पोताने हाथे गोळीवती मारी नांख्यो, एटले तेनी तरफना सघळा ८००० रजपूतो तेना उपर तूटी पड्या ते पण मार्या गया. पण अकबर छतां ए राजाना दीकरा प्रताप-सिंहने पोताना बापनो सघळो मुलक पाछो मळ्यो, त्यारपछी तेणे उदेपूर वसाव्युं. त्यां आज पण तेना वारस राज करे छे.

बधी जातनां रजपूतोसाथे लडाई न करतां जेपूर अने मारवाडनी बे राजकन्याने अकबर परण्यो, केमके हिंदु तथा मुसलमान ए बंनेने सरखा गणीने बधानी प्रीती मेळववी एवी तेनी धारणा हती.

पछी गुजरात पाछुं जीती लेवानुं मोटुं काम अकबरे आरंभ्युं. ए वखते ए प्रांतमां घणी गडबड थई रही हती. त्यांनो पादशाह मुज-फर त्रीजो करीने हतो तेनुं कांईज चालतूं नहीं. त्यांना सरदारोमां पण कांई संप नहोतो. एक सरदारना ताबामां अमदावाद अने खंबात हतां, एकना ताबामां सूरत तथा भरूच हतां, अने एकना हाथमां धंधुका तथा धोळका हतां. सुलतान मीरजा पोताना कबीलाने लईने गुजरातमां नाशी आव्यो हतो. छेल्लीवारे ए मुजफरखांना वजीर एतमादखांए अकबरने लखी मोकल्युं के अहीं आवीने गडबडाट मटाडो, तेथी अकबरे आवीने ए मीरजाना कबीलाने काढी मूक्यो. ए काममां जेपूरना भगवानसिंहे अकबरने मदद करी. जुओ मुसलमाननी सामा लडाई करवामां हिंदु लोके अकबरने ए वखते केवी मदत करी!

अकबर गुजरातमांथी गयो एटले मीरजानां खानदानमांनो एक जण पाछो आव्यो. ते वखतमां वरसादना दहाडा हता तोपण अकबर वेहेलो वेहेलो नव दिवसमां आग्रेथी पाछो पाटण आवी पोहोंच्यो. त्यां आवीने तेणे थोडाक सिपाईओनो जमाव करीने

मीरजाने मारी नांख्यो. ए रीते इ० स० १५७३ मां गुजरात प्रांत पाछो हिंदुस्ताननी गादीतळे आव्यो. तेपहेलां महंमद तघलखनी वखतथी १७९ वरससुधी ए प्रांत स्वतंत्र हाकेमोना हाथमां रह्यो हतो.

---

## पाठ २८. हिंदुस्ताननो इतिहास. भाग ९.

त्यारपछी अकबरे बंगाला पाछुं सर कर्युं. हुमायुं देशनीकाल भोगवतो हतो तेवामां सुलतान आदिलिनी सामा बंगालाना लोके हुलड कर्युं हतुं. त्यांनो हाकेम दाउद हतो तेमां कांई जोर नहोतुं, तेथी अकबरना सेनापति टोडरमले ए प्रांत हाथ करी लईने दाउदने मारी नांख्यो, तो पण बंगाला देशमां पूरी समाधानी थई शकी नहीं, केमके जे सिपाईओने हाथे ते देश सर थयो हतो तेज सिपाईओ फरी गया. तेमने हरावी नरम पाडया एटले बीजुं बंड जाग्युं. शीरशाहना कुटुंबीओ अफघान हता अने बंगालामां तथा तेनी दक्षिणे ओढीआमां घणा अफघान लोक आवीने वस्या हता, तेमने मुगलाई राज पसंद नहोतुं तेथी तेमणे हुलड मचाव्युं. ए बधी गडबडाट मटाडीने ए प्रांतमां समाधानी करतां इ० स० १५९२ नुं वरस आवी पोहोंच्युं.

बंगालामां लडाई चालती हती तेवामां बे मोटां बंड उठयाथी अकबरने हरकत पडी. एक बंड तो एना भाई हकीमे मचावीने पाछी पंजाबउपर चडाई करी. अकबरे जईने तेने काबुलथी बहार काढी मूक्यो, पण तेने पाछो आववा दईने फरीथी तेने तेनी जग्या-उपर बहाल कर्यो. बीजा बंडनो मचावनार गुजरातनो मुजफरशाह हतो. तेना उपर मेहेरबानी करीने पादशाहे तेने जागीर आपी हती, तोपण तेणे बलवो करी अमदाबाद तथा भरुचने घेरो घाल्यो. आखर तेने हठावीने काठीआवाडमां काढ्यो, तो त्यां पण तेणे हुलड

जारी राख्युं. आखरे इ० स० १५८९ मां एने पकडीने आग्रे लई जता हता त्यां मार्गमां ते आपघात करीने मुओ.

इ० स० १५८५ मां अकबरनो भाई हकीम काबुलमां मरी गयो, तेथी अकबरे जईने ते काबुल प्रांत कबजे कर्यो. हीमालय पर्वतनी वचगाळे अरधोक पर्वत चडतां पाधर मेदान आवे छे त्यां काश्मीर देश छे. काबुलथी ए पर्वत पासे छे एवुं जाणीने अकबरे ए देश सर करवानो मनसुबो कर्यो. ए पर्वतने मथाळे तो निरंतर बरफ रहे छे पण मेदानमां नदी, नाळां, तथा सरोवर घणां छे, अने त्यां सुंदर फळ फळादी थाय एवी वाडीओ घणी छे. काश्मीर देश जतां पहाडनी बखोलो आवे छे तेथी ते मार्ग विकट छे, तेणे करीने अकबरे फोज मोकली हती ते त्यां पहेले वरसे पहोंची शकी नहीं, पण बीजे वरसे जई पहोंची. इसवी सनना चौदमा सैकडाथी काश्मीरमां मुसलमाननुं राज चाल्युं आव्युं हतुं, ते मुसलमान लोक अकबरने ताबे थया. त्यारपछी अकबरना वारस उनाळाना दिवसमां ए रळीआमणा देशमां मुकाम राखीने आनंद पामता.

---

## पाठ २६. हिंदुस्ताननो इतिहास. भाग १०.

अकबर पोताना राजनी पश्चिम हदतरफ कोई बीजीज फतेह करवाना मनसुबाथी गयो. ठेठ सिंधुनदीना मूळपासे एक मेदान छे, त्यां हालमां पेशावर शेहेर छे. ए मेदाननी चारे तरफ पहाडो छे. ते पहाडमां *युसफजी जातना निरोगी अने जबरा लोक रहेता हता. तेमनामांथी रोशनीया (एटले प्रकाशवाळा) पंथी लोकोए पेहेलां भरतखंडने नाहक नुकसान पहोंचाड्युं हतुं. तेमनो

* युसफजी लोको एटले अफग़ान.

तथा तेसिवाय तमाम युसफजी लोकोनो बंदोबस्त करवो एवुं ए वखते अकबरना मनमां आव्युं.

(इ० स० १५८६.) जेनखां करीने अकबरनो दूध भाई हतो, तथा बीरबल करीने एक शख्स हतो, तेना उपर अकबरनी घणी मेहेरबानी हती. तेणे ए बंने जणने फोजना आगेवान करीने मोकल्या. तेओ वगर विचारे पर्वतना कोतरमां चाल्या, त्यारे तेमने शत्रुनी फोजे घेरी लीधा. हवे वात एवी हती के जेनखांने अने बीरबलने अणबनाव हतो, अने ज्यां एको नथी होतो त्यां जोर पण होतुं नथी. बीरबल पोते एकलोज आगळ चाल्यो, पण आगळ जतां तेने शत्रुए घेरीने मारी नांख्यो. जेनखांए पाछा हठवानो घणोए उपाय कर्यो, पण ते कांई चाल्यो नहीं. अंते ते घेराई गयो, अने तेनी फोज नाशी गई, तथा पोते नाशीने अटकने किल्ले गयो.

बीरबलने माटे अकबरने घणो बळापो थयो. बादशाहने एवुं लाग्युं के हवे जेनखांनुं तो मोढुं न जोवुं. पछी तेणे टोडरमल तथा मानसिंह ए बे मोटा सरदारोने मोकल्या. तेमणे युसफजी लोकने वश कर्या. त्यारपछी ए बे सरदारोए एकला रोशनीया पंथीउपर हुमलो कर्यो. ए पंथवाळाओनो सरदार जलाल इ० स० १६०० मां मार्यो गयो, त्यांसुधी तेमणे बहादुरीथी लडाई करी. पण अफघान लोको पुरेपुरा कोई दहाडो मुगल लोकने ताबे थयाज नथी. पहाडी मुलकना लोक घणुं करीने पाधर मुलकमां रहेनारा लोककरतां घणा स्वतंत्र होय छे. तेओ जंगली अवस्थामां पोतानो वखत काढे छे, अने तेमने जीतवानुं काम घणुं मुश्केल छे.

---

## पाठ २७. हिंदुस्ताननो इतिहास. भाग ११.

त्यारपछी अकबर सिंध जीतवाने गयो. ए देश एणे झट जीती लीधो. वळी एनुं नसीब जोरावर, तेथी इ० स० १५९४ मां

कंदहारउपर घेरो घाल्यो. त्यारपछी ठेठ नर्मदासुधी आखा हिंदुस्तानमां अकबरना वखतमां समाधानी रही.

हिंदुस्तानमां बंदोबस्त थयो एटले दक्षिण देशमां पोतानो अमल बेसाडवानो अकबरे मनसुबो कर्यो.

दक्षिणमां अहमदनगर करीने शेहेर छे, त्यांनी गादीना वारसा-बाबत मोटी तकरार उठेली हती. ते गादीनो चार जण दावो करता हता. तेमांहेना एके अकबरनी मदद मागी, तेथी तेणे पोताना शाहजादा मुरादने गुजरातने रस्ते फोजनी साथे मोकल्यो, अने मीरजाखांने बीजी फोजनी साथे माळवाने रस्ते मोकल्यो. पण ए मदद मागनारा हाकेमनी सामी चांदबीबी लडवाने तैयार थई. ते एवी तो बहादुर हती के तेनो जोडो भरतखंडमां भाग्ये मळी आवशे. ते अहमदनगरना किल्लामां भराई बेठी, अने कोट तोडीने मुगलनी फोज शेहेरमां पेसवा लागी एवुं मालम पड्युं, एटले बकतर पेहेरीने तथा मोंहपर बुरखो नांखीने ते त्यां गई, अने मुगलोने पाछा काढया. एवुं कहे छे के ए बाईनी दारु गोळी खपी गई, त्यारे सोनारुपानां नाणां तथा पोतानी पासे झवेर हतुं ते पण दारु गोळीने ठेकाणे वापर्युं. मुगल लोके तेनी साथे सलाह करवानी खुशी बत-लावी. तेउपरथी ए बाईए वराड प्रांत तेमने आप्यो, एटले मुराद चालतो थयो.

त्यारपछी ए प्रांतना सीमाडाबाबत तंटो चालतो रह्यो, तथा गोदावरी नदीउपर मोटी लडाई थई. ए लडाईमां अकबरे मोक-लेली फोजनी सरसाई न थई, तेथी अकबर पोते दक्षिणमां गयो.

अकबर त्यां पहोंच्यो ते पेहेलां दोलताबाद सर थयुं हतुं. पछी अकबर अहमदनगर गयो. त्यारे चांदबीबीए आगळनी पेठेज बहादुरी देखाडी, पण ए चडाईनी गडबडमां तेना कोई वेरीए तेने मारी नांखी. मोटा मोटा सरदारोना जेवी एनामां बहादुरी हती.

अने अहमदनगरमां एना जेवो कोई शूर वीर नहोतो. ए लडा-ईमां खानदेशना राजाए अकबरने मदद करी हती. पण पछी थोडा दिवसमां तेओने एक बीजासाथे अणबनाव थयो, तेथी अकबरे खानदेश जीती लीधो, अने पोताना दीकरा दानीआलने त्यांनो सुबो बनाव्यो. राजानी साथे बिगाड करवाकरतां तेमनी साथे सलुक राखवानुं अकबरने घणुं गमतुं हतुं, तेथी तेणे विजापूरना राजानी कन्यासाथे दानीआलने परणाव्यो.

---

## पाठ २८. हिंदुस्ताननो इतिहास. भाग १२.

पोताना दीकरा सलीमनी बदचालने लीधे अकबरने दक्षिणथी पाछुं जवुं पड्युं. ए शाहजादाने दारु पीवानुं व्यसन पड्युं हतुं. ए व्यसनथी ते एटलो बधो तो खराब थयो के पोताना माबापसाथे केम चालवुं तेनुं पण तेने भान रह्युं नहीं. अकबर आग्रे गयो, त्यारपछी सलीम तेना कह्यामां रहेतो होय एवुं जणावा लाग्युं खरुं, पण लश्करी काममां सरदारी करवाने ते नालायक ठर्यो, माटे ते अलाहा-बाद गयो. त्यां ते नाना प्रकारना दुर्व्यसन तथा जुलम करवा लाग्यो, तेथी तेनुं मन कठोर थतुं गयुं अने आगळ जतां मोटां पापी कर्म करवा लाग्यो. एक गुनेगारनी तेणे जीवतां चामडी उतारी लीधी. ए वखतमां अकबरनी मा मरी गई, तेथी सलीम शोकातुर थईने पोताना बापपासे आग्रे गयो. त्यां पण तेनाथी छानामाना बेसी रहेवायुं नहीं. तेणे पोताना दीकरा खुश-रुसाथे कजीओ कर्यो, तेथी खुशरुने ते अळखामणो लाग्यो. अकबरनो बीजो दीकरो मुराद गुजरी गयो, तथा तेनो त्रीजो दीकरो दानीआल दारु पीवाना व्यसनथी मरण पाम्यो. एवी रीते ए खराब व्यसनथी अकबर सरखा मायाळु पुरुषनुं काळजुं बळ्युं.

बाबरना आखा कुळमां ए दुर्गुण पसरेलो हतो. बाबर तथा हुमायुं ए बंनेना शरीरमां दारुना व्यसनथी रोग पेठो हतो.

ए दुःख अकबरने घणुंज लाग्युं अने इ० स० १६०५ ना सप्टेंबर महिनामां एवुं जणायुं के अकबर झाझा दहाडा नहीं काढे. खुशरुने गादी मळे एवो उद्योग करवाने तेना मळतीआ चूकत नहीं, पण अकबरे पोताना दीकरा सलीमने पोताना मुआपछी गादी मळे एवो ठराव कर्यो, अने ते ठराव सौए कबूल कर्यो, तेथी खुशरुना मळतीआओनुं कांई चाल्युं नहीं. पेहेलां तो बीकने मारे अकबरनी पासे सलीम जतो नहीं, पण आ वात थयापछी ते पोताना बापनी पासे गयो. पछी अकबरे पोताना सघळा अमीरोने बोलावीने कह्युं के, मारी साथे सुखदुःखमां सामेल रहेता तेवीज रीते मारा दीकरा सलीमनी साथे रहेजो; एनी साथे कजीओ करशो नहीं. पछी तेणे पोतानी तरवार सलीमने बंधावी अने पोताना मित्रोनी बरदाश राखवानी भलामण करी. त्यारपछी मुसलमानी धर्मप्रमाणे परमेश्वरनी प्रार्थना करीने ते मरण पाम्यो.

जे मुसाफरोए अकबरने दीठो हतो, ते एवुं लखी गया छे के, पादशाह बुद्धिमान हतो, अने कदमां उंचो तथा रंगे अंग्रेज लोकजेवो गोरो हतो. तेने उंघ थोडी हती, तथा ते मिताहारी हतो. तेने शिकारनो शोक हतो, अने ते एवो तो चंचळ हतो के घोडे बेसीने अजमेरथी आग्रे बे दिवसमां जतो. ए बे शेहेरवच्चे २२० मैल एटले सुमारे ११० गाउनुं छेटुं छे. तेने आग्रामां दाट्यो छे; त्यां आज पण तेनो रोजो छे. ए रोजो एटलो तो मोटो छे के तेमां स्वारोनी आखी पलटणोनो मुकाम कोई कोई वार करवामां आवे छे.

## पाठ २९. हिंदुस्ताननो इतिहास. भाग १३.

| शोधन | शास्त्र | कुरान | पादरी | नास्तिक |
|---|---|---|---|---|
| पुष्टि | निश्चय | राजविद्या | पुनर्विवाह | दलील |

अकबरनी बहादुरीनुं वर्णन करवामां तथा तेणे घणा मुलक जीत्या ते वात लखवामां आवी छे खरी, पण सघळा करतां भारे काम जे तेणे कर्युं ते हवे लखीए छीए. तेणे पोताना राजनो बंदोबस्त कर्यो तेथी एनी खरेखरी मोटाई जाहेर थाय छे. एना बंदोबस्तथी एना राजमां जेवुं रैयतने सुख मळ्युं तेवुं बीजा थोडाज राजाओने हाथे रैयतने मळ्युं हशे.

पोताना राजमां जूदा जूदा धर्म चालता हता ते बाबतनो विरोध मटाडवाना इरादाथी तेणे सघळा धर्मनुं सारीपेठे शोधन कर्युं. फैजी अने अबुलफजल ए बे भाईओए हिंदुशास्त्र तथा पुराणनो मेहेनत लईने अभ्यास कर्यो. रामायण तथा महाभारत ए बे मोटा कवितारूप पुस्तक तथा तेसिवाय बीजा कवितारूप पुस्तकोनो फारसीमां तर्जुमो फैजीए कराव्यो हतो. वळी गोवेथी एक पादरीने बोलावीने तेनी पासे बैबल एटले ख्रिस्ती धर्मपुस्तकना केटलाक भागनो तर्जुमो कराव्यो. अकबरउपर नास्तिकनो दोष केटलाक मूके छे, पण जे कोई माणस ए वातनो बराबर तपास करे तेने ते वातविशे सारीपेठे समज पड्याविना रहे नहीं. वळी पराया धर्मना लोकोने धिक्कारवा एवो जेनो स्वभाव होय ते स्वभाव मटाडवो ए काम तो घणुंज सारुं छे; तेथी कांई पोताना धर्मउपर तेनी आस्था नथी एवुं कहेवाय नहीं, केमके हरेक माणस पोताना धर्मने सारीपेठे पुष्टि आप्या छतां बीजा धर्मना लोकोउपर चाहेना राखी शके छे. एना राजमां मुसलमान, हिंदु, तथा ख्रिस्ती धर्मना लोक हता, तेथी धर्मनी वातनो निश्चय करवो ए काम घणुंज जरूरनुं हतुं.

एना मनमां गमे ते होय पण एटलुं तो खरुं के तेणे पोतानो धर्म पोतानी रैयतपासे बलात्कारे मनाव्यो नहीं. एनी एवी रीत हती के पोताना दरबारमांना विद्वान पुरुषोनी सभा करीने तेमनी साथे दलीलथी तकरार करवी. मीरजाखां तथा जेनखां अने एवा एवा बीजां मोटा तेना सरदारो पण विद्वान हता. तेओमांना केटलाएक इतिहासमां कुशळ हता, केटलाएक कविता करी जाणता, अने केटलाएक राजविद्यामां कुशळ हता. अकबरे मुसलमाननी पासे फकत केटलीक साधारण धर्मनी वातो हुकमथी पळावी.

हवे हिंदुओसाथे ते जे रीते चाल्यो तेविशे विचार करो के ते रीत सारी हती के नरशी. तेणे बाळपणमां परणावानी मना करी हती, तथा विधवाओने पुनर्विवाह करवानो हुकम कर्यो हतो, अने सती थवानी बंधी करी हती. हमणांना हिंदुओमां जे सारा विद्वान छे, ते बाळपणमां लग्न करवानी रीत नीकळी जाय एवुं चाहे छे. तेमणे बंगालामां नातरानी चाल तो घणा डहापणथी पाडवा मांडी छे तथा सती थवानी चाल मायाळु अने विचारवंत सरकारे बंध पाडी छे. तेथी कोई सारुं माणस तो नाखुश थाय नहीं. अकबरनी ए रीतथी ते वखतना हिंदुओना मनने गमे तो सारुं लाग्युं होय के माठुं, पण मुसलमानी धर्म न माननारापासे जजीआ एटले माथा वेरो लेवातो अने जात्राळु लोकपासेथी कर लेवातो हतो ते जे वखत ए पादशाहे माफ कर्यो ते वखत तेमणे तेनो घणोज उपकार मान्यो हशे, एमां तो कांई शक जेवुं नथी.

---

## पाठ ३०. हिंदुस्ताननो इतिहास. भाग १४.

जमाबंदी प्रत खुलासो सविस्तर कापवुं

अकबरना राजमां जमाबंदीनी रीत तेना प्रधान टोडरमले बांधी हती. "आइने अकबरी" एटले अकबरना कायदानुं पुस्तक

अबुलफजले बनाव्युं छे, तेमां ते रीत लखेली छे. अकबरे आ त्रण वातनो बंदोबस्त कराव्यो.

१ ली. एकसरखा मापथी बधी जमीन बराबर भरावी.

२ जी. दरेक विघे केटलो पाक थाय छे तेविषे नक्की कर्युं. जमीनना कसप्रमाणे तेनी त्रण प्रत बांधी. उपजमांथी त्रीजा भागना धणी सरकारने ठराव्या, पण पाक थोडो थाय अथवा बीजी कांई हरकत थाय तो छूट मूकता हता.

३ जी. सरकारना भागबदल किंमतमुजब रुपिआ लेवानो ठराव कर्यो हतो. पण जो खेडुतनी मरजीमां आवे तो दाणो वगेरे जे पाक्युं होय तेमांथी त्रीजो भाग काढी आपे तो ते लेवानो खुलासो राख्यो हतो.

ए जमाबंदीनो ठराव पेहेलवेहेलां तो वरसोवरस थतो, पण थोडाक वरसपछी दश वरसनो ठराव करी मूकवानो शिरस्तो पाड्यो, के तेणे करीने जो कोई खेडूत पोताना खेतरोनो सुधारो करीने पेदाश वधारे तो तेटली मुदतसुधी तेनुं फळ तेने मळे. एणे राजना बंदोबस्तने सारु मुलकनां परगणां ठराव्यां. ते दरेक परगणानी उपज सरकारने एक करोड दाम एटले २,५०,००० रुपिआनी थती. दरेक परगणानी उपज वसूल करवासारु एक मामलतदार ठराव्यो हतो. दरेक खेडूतनी साथे हिसाब समजवो, तेमां मुखी पटेलने वचमां लेवो नहीं, एवो मामलतदारउपर हुकम हतो. मामलतदार तथा फोजदारने माथे सुबो ठराव्यो हतो. दरेक प्रांतउपर एक एक सुबो हतो. ए रीते एना बधा राजमां पंदर सुबा हता.

पोताना घरमां पण एजप्रमाणे अकबरे सारो बंदोबस्त राख्यो हतो. ए सघळा बंदोबस्तनी सविस्तर हकीकत आइने अकबरीमां लखेली छे. ए पुस्तकथी जणाय छे के अकबरे जेवो पादशाही वैभव भोगव्यो हतो तेवो आगळ कोईए भोगव्यो नहीं

હોય. પોતાને ચડવાસારુજ એણે ૫૦૦૦ હાથી તથા ૧૨૦૦૦ ઘોડા રાખ્યા હતા. તેના ડેરા તંબુ ઠોકાતા ત્યારે જાણે મખમલની હવેલીઓને સોનું તથા ઝવેર જડયાં હોય એવી શોભા થઇ રહેતી, અને તેઓનો પથારો શેહેર જેવડો થતો. પોતે બાદશાહ છે એવું ઘરેણાં ગાંઠા પેહેરીને દેખાડવું એ વાત અકબરને પસંદ નહોતી તેથી તે પોતે સાદો પોશાક પેહેરતો. એક યુરોપિઅન મુસાફર એવું લખી ગયો છે કે, એ પાદશાહઉપર રૈયત રાજી હતી; અને વળી એનાથી બીતી રહેતી હતી; તથા એના શત્રુ એનું નામ સાંભળીને કાંપતા હતા.

---

## પાઠ ૩૧. અંગ્રેજી મહિનાવિષે.

અવર ચલ્લુ મૃગશર ખોજ

દોહરા.

જાનેવારી જાણજો, ફેબ્રુઆરી ફરી હોય,
માર્ચ એપ્રિલ મે પછી જૂન જુલાઈ જોય. ૧
એ પછી માસ આગષ્ટ છે, સપ્ટેંબર સુખ ધામ,
અક્ટોબરના અંતથી નક્કી નવેંબર નામ. ૨
પછી ડીસેંબર દેખીને ખરે ખરી કર ખોજ,
તો તેના ત્રણસેં અને પાંસઠ પૂરા રોજ. ૩
ચાર છ નવ અગીઆરમાં તેના તો દિન ત્રીશ,
અવરે એકત્રીશ છે, બીજે અઠ્ઠાવીશ. ૪
ચલ્લુ ચોથા વરસનો બીજો જે બોલાય,
તે તો ઓગણત્રીશનો ગણતાં એમ ગણાય. ૫
વરસ બેસતાં બારમી તારીખ તે સંક્રાંત,
જુંન પાંચમીએ જઈ મળે, રવિ મગશર નહીં ભ્રાંત. ૬
તાપ તપે મે માસમાં, જુંન ગરજે ઘમઘોર,
અક્ટોબરમાં આળસે જળ વરસ્યાનું જોર. ૭

ઇસવી સનના આંકમાં છપન ભેળીએ છેક,
સંવત વિક્રમનો વળી આવે એજ વિવેક. ૮
એ સંવતથી એકસો તથા ઘટે પાંત્રીશ,*
શક શાલિવાહન તણો, ચૈત્રે ચડશે કહીશ, ૯
દશ સુંદર આ દોરા કર્યા સર્વને કામ,
વીગતે અમદાવાદમાં રહીને દલપતરામ. ૧૦

---

## પાઠ ૩૨. જૂઠ.

પતંગ કનકવા

આપણે જે વાત ખરી માનતા ન હોઇએ તે કહેવું એ જૂઠ છે. વખતે એમ બને છે કે જે આપણે જૂઠું જાણી કહ્યું તે સાચું પડે છે, તોપણ આપણે તે જૂઠું જાણી કહ્યું માટે જૂઠું બોલવાનો દોષ આપણને લાગે છે.

એક વાર ઊતરાણને દહાડે પાછળે પોહોરે મનસુખ અને ઓછવ નામે બે નાના છોકરાએ પોતાના બાપને પૂછ્યું, બાપા, આજ પતંગ ને કનકવા લોક ચગાવે છે, તે જોવાને અમે અગાશીમાં જઇએ? બાપે કહ્યું, હા, જાઓ, પણ અગાશીની બારીનાં બારણાં ઊઘાડાં મેલશો નહીં, જઇને તરત વાસજો, નહીં તો બિલાડી આવીને ઓરડીમાં પૂરીઓ મૂકી છે તે ખાઈ જશે. એ સાંભળી વારૂ બાપા કહી છોકરાં હરખાતા હરખાતા દોડે ગયા, ને પતંગ જોવાની લાહેમાં કમાડ વાસવાં ભૂલી ગયા. કેટલીએક વારે ઓછવની નજર બારણા-ભણી ગઈ ત્યારે તે ઉઘાડાં દીઠાં, તેવારજ તે બોલ્યો, અલ્યા મનસુખ, બાપાએ કમાડ વાસવાને કહ્યું હતું તે આપણે ભૂલી ગયા, જો. હીંડ,

---

* ચૈત્રથી કારતગસુધીમાં ૧૩૪ બાદ કરેથી અને કારતગથી ચૈત્રસુધીમાં ૧૩૫ બાદ કરેથી શકનો બરોબર આંકડો નીકળે છે

દઈ આવીએ. તેવાજ પૂરીઓ જોવા અને બારણાં દેવા બેઉ જણા જોડે દોડયા, પણ ત્યાં જઈને જુએ છે તો ગરમામાં એકે પૂરી દીઠી નહીં, ત્યારે તો બહુ ગભરાયા. ઓછવ કહે, ભાઈ હવે કેમ કરીશું? મનસુખ બોલ્યો, બીએ છે શામાટે, આપણે કહીશું કે અમે તો બારણાં વાસ્યાં હતાં, ને અમે નીચે આવ્યા તે વારે ગરમામાં પૂરીઓ હતી. ત્યારે ઓછવે કહ્યું, ના, આપણે સાચું કહીશું ને માનીશું.

સાંજ પડી ત્યારે બેઉ છોકરા હેઠે આવ્યા. મનસુખે આગળ દોડી બાપપાસે જઇને કહ્યું, બાપા, આજ બહુ પતંગ ચગતા હતા. જોવાની બહુ મજા પડી.

બાપે કહ્યું, સારૂં બેટા, પણ પેલી પૂરીઓ બિલાડી ખાઈ તો નથી ગઈ? મનસુખે જવાબ દીધો, ના બાપા, નથી ખાઈ ગઈ. બાપે કહ્યું, ઠીક. થોડી વારે ઓછવ આવ્યો તેને બાપે પુછ્યું, અલ્યા, પૂરીઓ બિલાડી ખાઈ તો નથી ગઈ? ઓછવ નીચું જોઇને બોલ્યો, બાપા, અમે બારી વાસવી ભૂલી ગયા તેથી બિલાડી બધી પૂરીઓ ખાઈ ગઈ, હવે ગરમામાં એકે નથી, એટલો ગુનો માફ કરો. અમે જાણી જોઇને એમ કર્યું નથી ને હવે એમ નહીં કરીએ.

આ બે છોકરામાંથી જૂઠું કોણ બોલ્યું? કેમકે ખરૂં જોઈશું તો એ પુરીઓ બિલાડી ખાઈ નહોતી ગઈ, પણ તેમની માએ ત્યાંથી લઈ જઇને બીજા ઓરડામાં ઢાંકી હતી. માટે મનસુખ ખરૂં બોલ્યો અને ઓછવ જૂઠું બોલ્યો એમ કહીશું? ના, મનસુખ જૂઠું બોલ્યો ને ઓછવ સાચું બોલ્યો, કેમકે ગરમામાંથી પૂરીઓ મા લઈ ગઈ તેની એ બેઉને ખબર નહોતી. બેઉના મનમાં હતું કે બારી ઉઘાડી રહી ગઈ તેથી બિલાડી આવી પૂરીઓ ખાઈ ગઈ. એ વાત છાની રાખવાને મનસુખે કહ્યું કે, બિલાડી નથી ખાઈ ગઈ, પણ ઓછવને જે વાત ખરી થએલી લાગી તે તેણે કહી દીધી. બિલાડી નહોતી ખાઈ ગઈ, તોપણ મનસુખનો અપરાધ ઓછો કહેવાય નહીં. એના બાપનો વિચાર પણ એવાજ હતો. તેણે

મનસુખને શિક્ષા કરી ને ઓચ્છવનાં વખાણ કર્યાં, ને તેનાપર બહુ રાજી થયો.

માટે આપણા મનમાં જે ખરૂં માનતા હોઈએ તે કહેવું એનું નામ સાચું બોલવું, ને એથી ઉલટું કહેવું તે જૂઠું.

---

## પાઠ ૩૩. ઘર.

આરોગ્ય સરદી સુખાકારી ચૂઆ

ઘર મોટાં હોય કે નાનાં, પણ તે એવી રીતે બાંધેલાં જોઈએ કે તેથી તેમાં વસનારનાં શરીર આરોગ્ય રહે. એટલામાટે તેનું ભોંય તળીઉં ઘણું ઉંચું કરવું જોઈએ કે તેમાં ચોમાસાના દહાડામાં પણ સરદી ન રહે.

વળી તેમાં બારી બારણાં એવી રીતે મૂકવાં કે જ્યારે જોઈએ ત્યારે ઓરડામાં ખુલ્લો પવન ચાલ્યો આવે ને જાય. રોજ દહાડામાં એક વાર તો સઘળાં બારી બારણાં ઉઘાડાં મૂકીને તાજો પવન ઘરમાં બધે આવવા દેવો જોઈએ.

ઘરનું છાપરૂં પણ ઉંચું જોઈએ કે તેથી વરસાદના દહાડામાં માંહે સરદી ન લાગે. વળી તેમાં *ચૂઆ પણ રહેવા ન દેવા જોઈએ. તાડછાં કે બાજા કરાથી છાપરૂં છાએલું હોય તો તે જાડું છાવું જોઈએ. જો નેવાં હોય તો ઘરના કરા એટલા ઉંચા રાખવા કે વરસાદમાં સરદી અને ઊનાળામાં તાપ ન લાગે.

ઘરની વચ્ચે વાડો કે ચોક હોય તો તેની ભોંય પણ ઢાળ પડતી રાખવી જોઈએ, કે તેથી વરસાદનું પાણી ભરાઈ ન રહેતાં વહી જાય.

ઘર રોજ ઝાડીઝપટી તથા લીંપીગુંપીને સાફ રાખવું, અને આજુબાજુ કચરોપુંજો એકઠો થવા દેવો નહીં.

ઘર ઉંચી જમીનપર બાંધવું જોઈએ કે તેની આજુબાજુ વરસાદનું પાણી ભરાઈ રહે નહીં. એની પાડોશમાં કાદવકીચડવાળી

---

* ચૂઆ એટલે છાપરામાંથી વરસાદનું પાણી પડે છે તે.

જગો કે ગંધાતા પાણીના ખાબોચીઆં ન જોઈએ. ભાગજોગે એવું બને કે તે હોયજ, તો ઘરની બાંધણી એવી લેવી કે પવન એવી નઠારી જગોપર થઈને ઘરમાં ન આવે.

ઘરની આસપાસ સારો છાયડો રહે એવાં ઝાડ હોય તો સારૂં, પણ તે એટલાં બધાં ન જોઈએ કે સૂરજનો તાપ લગારે આવે નહીં, કેમકે શરીરની સુખાકારીને સારૂ તડકાની ને અજવાળાની પણ જરૂર છે. તડકાથી ઘરમાં અને ઘરની આસપાસની જગામાં સરદી રહેવા પામતી નથી. ઝાડ ઘણાં હશે તો તેથી પવન છેક બંધ થઈ જશે અને નઠારી હવા ઘેરાઈ રહેશે.

ઘર બાંધતાં પેહેલાં એવો પણ વીચાર કરવો કે મીઠા પાણીનો વગ પાસે હોય. ઘણાંક ઘરમાં પાણીનાં ટાંકાં ભરેલાં હોય છે, પણ ટાંકાનું પાણી પીવું દુરસ્ત નથી. માટે ઘર બાંધવામાં એટલી વાતોનો વિચાર રાખી વગ રાખવો; એકતો સારો પવન, બીજું સારૂં અજવાળું, ને ત્રીજું સારૂં પાણી.

---

## पाठ ३४. आरोग्यतानुं संरक्षण.

સંરક્ષણ અગત્ય રોગિષ્ઠ તનદુરસ્તી
બદપરહેજી દરિદ્રી સાધન સ્વચ્છ

કેહેવત છે કે "પેહેલું સુખ તે જાતે નર્યા" અને એ કેહેવતનો બરાબર અર્થ જ્યારે આપણે આજારી પડીએ છીએ ત્યારેજ જાણીએ છીએ. જેમ બને તેમ મેહેનત કરી આપણે આપણા શરીરને આરોગ્ય એટલે મંદવાડવિનાનું રહે તેમ કરવું. કંઈ તરેહની ચૂક કે બદપરહેજી થાય છે ત્યારેજ રોગ આવે છે. શરીરને આરોગ્યતા રાખવાને મુખ્ય સાધન સારી હવા, ગુણકારી ખોરાક, સુઘડતાઈ, અને કસરત છે.

સ્વચ્છ હવા શરીરને સુખાકારીમાટે બહુજ અગત્યની છે. ખાવાવિના તો કેટલાક દહાડા ચાલે, પણ પવનવિના એક પળ પણ ચાલે નહીં. થોડી પળ પણ વા ન મળે તો આપણે તરત મરણ પામીએ.

એ. વળી એ પણ જાણવું જોઈએ કે પવન મળે એટલેજ થયું નહીં; પણ તે ચોખ્ખો ને તાજો જોઈએ, કેમકે જે પવન આપણાં મોંમાંથી નીકળે છે તેનો ફરીથી દમ લેવાય નહીં, જો લઈએ તો મરી જવાય, માટે બેસવા ઉઠવાના અને સૂવાના ઓરડા મોટા જોઈએ. જો બહુ મોટા ન હોય પણ ખુલ્લો પવન તેમાં વારે ઘડીએ આવતો હોય તોએ ચાલે. પણ ગામબહારની ખુલ્લી હવા જેવી ગુણકારી છે તેવી ગામમાંહેની નથી, માટે રોજ થોડી વારલગણ ગામબહાર ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી.

શરીરની આરોગ્યતાને ગુણકારી ભોજન પણ ઘણું અગત્યનું છે. કેટલીક ખાવાની જણસો, જેવા કે મેવા ને તેલવાળા પદાર્થો જલદી જલદી પચતા નથી. ઘણા ગરીબ લોકનાં બૈરાં આ મુલકમાં ટાઢો ભાત રોજ સાંજસવાર ખાય છે, પણ એ રોગિષ્ટ છે. ખાવામાં ગુણકારી જણસો લેવી એટલુંજ બસ નથી, પણ તે માફકસર ખાવી જોઈએ; વધારે ખાઈએ તો પેટમાં ભાર થાય, પચે નહીં, અને તેથી ઘણા રોગ પેદા થાય. વળી પાણી પણ નિર્મળ અને ગળેલું પીવું. એક વાર એવું બન્યું કે એક મોટો ખાલકૂવો ફાટ્યો, તેનું પાણી એક કૂવામાં વહ્યું, તે કોઈએ જાણ્યું નહીં, તેથી તે કૂવાનું પાણી જેટલા લોકના પીવામાં આવ્યું તે બધા માંદા પડ્યા.

શરીરને તનદુરસ્ત રાખવાનું ત્રીજું સાધન સુઘડતાઈ છે. શરીરની ચામડી ચોખ્ખી રહેવાકાજે રોજ સાબુવતી ચોળીને નહાવું, અને ધોએલાં લૂગડાં પેહેરવાં. ખસ અને એવા બીજા ઘણા રોગ ગંદા રહ્યાથી થાય છે. ઘરમાં ભેજ ન રાખવો. રોજ વાળીઝાડીને સાફ રાખવાં, અને એઠવાડ કે ગંદવાડ આપણા ઘરમાં કે ઘરની પાડોશમાં થવા ન દેવો.

મધ્યમ રીતે શરીરને કસરત પણ આપવી. પરમેશ્વરે આપણને એવી રીતે કરેલા છે કે પરસેવો ઉતારીને આપણું પોષણ કરવું. તેટલામાટે મેહેનત કરવાને તેણે આપણને હાથ, પગ, વગેરે અવયવો

આપેલાં છે. એ અવયવોને બરાબર કામે લગાડીએ તો શરીરને સુખાકારી રહે; કેટલાક લોક તો આળસને લીધે અથવા દુર્વ્યસનને લીધે કંઈ પણ શ્રમ કરતા નથી તેથી તે જડ અને સુસ્ત થઈ જાય છે, ને કંટાળે છે. તે પોતે પણ દરિદ્રી થાય છે, અને બીજાને કંઈ ફાયદો કરી શકતા નથી. પૈસાદાર લોક અથવા જેને બેઠાં બેઠાં ધંધો કરવાનો હોય, તેમણે ઘોડે બેશીને કે પગે ચાલીને ચાર ઘડી ફરવું ને અંગને કસરત આપવી.

---

## पाठ ३९ मरकी.

**શીળી અતિસાર ત્વચા મુખ્યત્વે**

કોઈ વાર કોગળીઉં ચાલ્યાથી, કોઈવાર શીળીથી, કોઈવાર તાવથી, અને કોઈવાર અતિસારનો રોગ ચાલ્યાથી ઘણાં માણસ મરણ પામે છે. એવો વખત આવે છે ત્યારે લોકો કહે છે કે મરકી ચાલી છે. એવી વેળાએ આપણે આપણી આરોગ્યતા અને કૌવત જાળવવાં જોઈએ. તેટલામાટે યોગ્ય રીતે ખાવું, અંગની ત્વચા સ્વચ્છ ને હુંફાળી રાખવી, બરોબર વખતે સુવું, ઘરને ધોળવાં તથા તેને સરદીવાળાં ન રાખવાં, તથા ઘરની પાડોશમાં ગંદવાડ ન રાખવો. કેટલીક જાતના રોગની તો બીજી ઘણી રીતે સંભાળ રાખવી પડે છે.

કોગળીઆનો રોગ ચાલતો હોય ત્યારે આપણે ઘણા સાવચેત રહેવું. ધારાકરતાં વધારે ઝાડો થવા લાગે તો તે અટકાવવાનો તરત ઉપાય કરવો ને ઓસડ ખાવાં. કોઈને હગઓક થાય ત્યારે તેણે ચતાં સુઈ રહેવું, કાંજી કે ટાઢા પાણીવગર બીજું કાંઈ પીવું નહીં. જો તેને સરદી વ્યાપવા માંડે તો તેજાનાનો ઉકાળો પાવો, તથા ઉની રેતીની કોથળીઓ અથવા ઉના પાણીના શીશા લુગડામાં વીંટાળીને તેના શરીરની આજુબાજુ મૂકવા, તથા શેક જારી રાખવો. વળી જેમ બને તેમ જલદીથી કોઈ હુશિઆર વૈદને બોલાવવો.

શીળીનો રોગ ઘણો નઠારો છે માટે તેનાથી સાવચેત રહેવું. સૌથી

સારો અને ખરો ઉપાય એજ છે કે નાના બાળકને શીળી કઢાવવી, અને જો તે બરાબર ઉઠશે તો પછી ઓરી કે અછબડા કંઈ નીકળશે નહીં. પણ જો કઢાવેલા દાણા બરાબર ન ઉઠ્યા હોય તો ફરીથી કઢાવવા, આળસ કરીને તેમનું તેમ રહેવા ન દેવું. વળી દર પાંચ પાંચ વરસે શીળી કઢાવવાનો ધારો રાખે તોએ રોગતરફથી કાંઈ બીક રહેશે નહીં.

તાવનો મરજ ચાલતો હોય ત્યારે સરદીમાં ફરવું નહીં, બહુ ઉજાગરો ન કરવો, અથવા બહુ થાક લાગે એવી મેહેનત ન કરવી. વળી ગંદકીવાળી હવા, જેથી ઘણું કરીને તાવ આવે છે, તેમાં ન રહેવું. એવી ગંદકીવાળી હવા ઘણું ખરૂં ભોંયની લગોલગ રહે છે, માટે ભોંયપર સુવું નહીં, ખાટલાપર સુવું જોઇએ.

તાવ કે બીજો કંઈ મંદવાડ આવી ગયાપછી શરીર નબલું થઈ જાય છે, અને એવી અવસ્થામાં ઉઘાડામાં નહાયાથી ઠુંડવાઈ જાય છે અને સરદી થઈ રોગ ફરીથી ઉથલો ખાય છે, માટે એવો મંદવાડ ખાધાપછી પવનવાળી જગ્યામાં નહાવું નહીં, ને ઉપર કહેલા બધા ઉપાય ધ્યાનમાં રાખવા, અને મુખ્યત્વે કરીને શરીરની ત્વચા ગરમ રાખવી.

---

# પાઠ ૩૬. एशिआ.



પેગંબર                 અવ્યવસ્થા।

પૃથ્વીઉપર સઘળા ખંડોમાં એશિઆ મોટા છે, ને વસ્તી પણ બીજાકરતાં એમાં વધારે છે. એ ખંડની ઉત્તરમાં સૈબારિઆ દેશ છે. એ દેશમાં મોટાં મોટાં ઉજાડ મેદાન છે. એ મેદાનમાં વરસમાં ઘણા મહિના બરફ પડ્યું રહે છે, ને તેપર હોડીજેવી વગર પૈડાંની ગાડી કૂતરાં ખેંચે છે. અહીં ઝાઝાં ગામ કે શેહેર નથી, ને વસ્તી પણ થોડી છે. ઘણું અન્ન કે વનસ્પતિ પાકતી નથી તેથી લોક પશુ, પક્ષિ, ને માછલાંના શિકારથી જીવે છે.

એશિઆના મધ્યભાગમાં તાતાર તથા ટિબેટ એ દેશ છે. એમાં મોટા પાહાડો તથા ઉંચાં ને વિશાળ મેદાનો છે. ટિબેટ ને હિંદુસ્તાનની વચ્ચે હિમાલય પર્વત છે. પૃથ્વીના બીજા સઘળા પાહાડોથી એ ઉંચો છે. એની કેટલીએક ટોચ પાંચ મૈલ અથવા લગભગ સાડાત્રણ ગાઉ ઉંચી છે. ઉત્તર મહાસાગરમાં તથા હિંદી મહાસાગરમાં જે મોટી નદીઓ પડે છે, તેનાં મૂળ મધ્ય એશિઆમાં છે મેદાનના ઘણાક ભાગમાં રેતી કે પથરા છે, તેથી ઝાડ પાન મૂળગાં ઉગતાં નથી. થોડાએકમાં જેવી તેવી વનસ્પતિ ઉગે છે.

તાતાર દેશના લોકની ચામડીનો રંગ તપખીરીઓ છે, ને તેમની

આંખ લાંબી ને સાંકડી છે. એ લોક શેહેરમાં કે ગામમાં રહેતા નથી, પણ પોતાનાં ઢોરને કાજે જ્યાં ચારો મળે ત્યાં ભટકતા ફરે છે. તેઓ ઢોરનાં માસ તથા દૂધઊપર જીવે છે.

એશિઆની પૂર્વમાં ચીન દેશ છે. એ દેશના જેટલી વસ્તી દુનિઆમાં બીજા કોઈ દેશમાં નથી. એ દેશમાં કેટલીક મોટી નદીઓ છે. ચા, રેશમ, ને ચીની વાસણથી એ દેશ બહુ પ્રખ્યાત છે. ત્યાંના લોક ઘણાજ મેહેનતુ છે. ચીનની ઉંચા કુળની સ્ત્રીઓથી હિંડી શકાતું નથી, કેમકે નાનપણથી તેમના પગનાં તળીઆંને મોટાં ન થવા દેવાસારૂ જોરથી પાટા બાંધી રાખે છે; જેમ પગલાં નાનાં તેમ તે વધારે રૂપાળી ગણાય છે. ચીનના લોકને અફીણ ખાવાનું મોટું વ્યસન હોય છે, તેથી તેમની બહુ ખરાબી થાય છે.

એશિઆની દક્ષિણમાં બહુ તાપ પડે છે. બ્રહ્મદેશ તથા સિઆમ ચીનથી નૈરૂત્ય ખૂણમાં છે. એમાં મોટી નદીઓ વહે છે, ને વનસ્પતિ બહુ સારી ઉગે છે તથા ડાંગર ઘણી પાકે છે. ત્યાંનાં બંદરોથી લાકડાં પણ ઘણાં ચડે છે. ત્યાંનાં જંગલમાં વાંદરાં, વાઘ ને હાથી પુષ્કળ વસે છે. બ્રહ્મદેશની તથા બંગાળાના અખાતની પશ્ચિમે હિંદુસ્તાન છે. વસ્તીમાં ચીનથી ઉતરતો બીજી પદવીએ એ દેશ છે. એશિઆની નૈરૂત્ય ખૂણમાં અફઘાનિસ્તાન તથા અરબસ્તાન છે. અરબસ્તાનના ઘણાક ભાગમાં રેતીનાં મેદાન છે, એ દેશના લોક લડવૈયા છે, પણ થોડાજ સુધરેલા છે, ને તેઓ લૂટવામાં પ્રસિદ્ધ છે. એમાં મુસલમાન લોકનો પેગંબર મહંમદ જન્મ્યો હતો. અફઘાનિસ્તાનથી પશ્ચિમે ઈરાન દેશ છે. એના ઘણા ભાગમાં ઉંચાં મેદાન છે, ને તેમાં ખારાં તળાવ ને રેતી ઘણે ઠેકાણે છે. જ્યાં એવું છે ત્યાં કાંઈ પાકતું નથી. જ્યાં મીઠું પાણી હોય છે ત્યાં અન્ન, ફળ, ફૂલ ખૂબ ઉગે છે. એ દેશથી પશ્ચિમે એશિઆનું તુર્કસ્તાન છે. ત્યાંની હવા આનંદકારી છે, ને જમીન રસાળ છે. પ્રાચીન કાળમાં એ દેશ ઘણોજ વિખ્યાત હતો. પણ હમણા તુર્કના રાજ્યથી એ દેશ અવ્યવસ્થામાં આવી ગયો છે. ઈસુ ખ્રિસ્તનો જન્મ અહીં થયો હતો.

## પાઠ ૩૭. રીંછ.

રીંછ આપણી પેઠે પોતાના પગનું આખું તળીઉં ભોંયપર મૂકીને ચાલે છે, તેથી કરીને તે પોતાના પાછલા પગપર ઉભું થાય છે, અને ઘણુંકરીને તે એજ પગે ઉભું રહે છે. રીંછને માણસના જેવા દાંત હોય છે તેથી કંદ, મૂળ, કે માંસ ખાઈને રહે છે. તેને વાઘના જેવા ધારવાળા નખ નથી. રીંછને પગે આપણી પેઠે પાંચ આગળાં હોય છે, ને તેને અણીવાળા નહોર હોય, તે ભોંય ખોતરવાને તથા ઝાડઉપર ચડવાને બહુ કામ લાગે છે.

રીંછ જાત જાતનાં થાય છે. તેની વસ્તી ઠંડા દેશોમાં વધારે હોય છે, તેથી તેના વાળ ઘણા ઝુંફાળા હોય છે. તે દેશમાં રીંછ આઠ નવ ફુટ લાંબાં હોય, પણ આ દેશમાંનાં રીંછ નાનાં ને ચાર પાંચ ફુટ લાંબાં હોય છે.

બીજા દેશોનાં રીંછ ઘણાં ક્રૂર હોય છે, પણ આ દેશના એટલાં ક્રૂર નથી. આ દેશમાં રેવાકાંઠા, ખાનદેશ, વગેરે ઠેકાણે રીંછ હોય છે, તેનો રંગ કાળો, વાળ મોટા, ને નાક લાંબું હોય છે. તે ગરીબ ને જેમ શીખવે તેમ શીખે એવાં હોય છે. એક સાહેબને ત્યાં એવું એક રીંછ હતું, તે બે વરસલગી તેની પાસે રહેલું હતું. તે છોકરાં ભેળું રમતું, ઘરમાં કૂતરાની પેઠે ફરતું, અને કદી કોઈને ઈજા કરતું નહીં. ઘરનાં કૂતરો, બિલાડી, એક મેના, તથા એ રીંછ સઘળાં એક થાળીમાંથી ખાતાં, ને કૂતરો તેને બહુએ ચીડવતો તો પણ તે તેના ઉપર ખીજવાતું નહીં. તે ઘણું જોરાવર હતું; વાડીમાં કેળના ઝાડના મોટા મોટા થંભ હતા તે એની બાથમાં ભાગ્યેજ આવે, તોપણ તેને તે જડ મૂળથી ઉખેડી નાંખતું.

આ દેશના મદારીઓ રીંછ પાળે છે. તે વાંદરાં ને બકરાંની સાથે રહે છે. મદારી જેમ કહે છે તેમ ઉભું રહે છે, નાચે છે, કૂદે છે, સલામ કરે છે, અને જેટલું શીખવ્યું હોય તેટલું કરે છે, પણ કોઈને ઈજા કરતું નથી.

## પાઠ ૩૮. મરણનો ભય છે માટે પ્રભુને ભજવો.

**કથ ખજાનો જમ શ્રીફળ ઠાઠડી કાષ્ટ**

ભોજા ભગતની કવિતા. (ચાબખા).

જીવને શ્વાસતણી સગાઈ ઘરમાં ઘડી ન રાખે ભાઈ.
બાપ કહે છે બેટા અમારો માતા મંગળ ગાઈ,[1]
બેની કહે છે બંધવ અમારો ભીડ પડે ત્યારે ભાઈ રે,
જીવને સ્વાસતણી સગાઈ ઘરમાં ઘડી ન રાખે ભાઈ. ૧
લિંપ્યું ને ગુંપ્યું આંગણું ને કાઢ્યારે વેળા થઈ,
અડશોમાં તમે અભડાશો એમ લોક કરે ચતુરાઈ રે.
જીવને સ્વાસતણી સગાઈ ઘરમાં ઘડી ન રાખે ભાઈ, ૨
ઘરની નારી ઘડી ન મૂકે અંતે અલગી રહી,
ભોજો ભગત કહે કંથ વળાવી તરત ખાજાને ગઈ રે,
જીવને સ્વાસતણી સગાઈ ઘરમાં ઘડી ન રાખે ભાઈ. ૩
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર,
ધન દોલત ને માલ ખજાનો પુત્ર અને પરિવાર,
તે તો તજી તમે જાશો એકલા ખાશો જમના માર રે.
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ૪
ઉંચી મેડી ને અજબ જરૂખા, ગોખ તણો નહીં પાર,
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યાં રહ્યાં છે બાર રે,
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ૫
ઉપર ફૂલડાં ફરફરે ને હેઠે શ્રીફળ ચાર,
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો પછી પૂંઠે પડે પોકાર રે,
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર, ૬
સેજ તળાઇવિના સૂતો નહીં ને કરતો હુનર હજાર,
ખોરી ખોરીને બાળશે જેમ લોઢું ગાળે લુવાર રે,
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ૭

---

[1] ગાય.

સ્મશાન જઈને ચેહ ખડકી તેઉપર કાષ્ટનો ભાર,
અગ્નિ મૂઁકીને અલગા રહે, પછે અંગે ઝરે અંગાર રે,
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ૮
સ્નાન કરવા સૌ ચાલીઆં મળી નર સઘળા ને નાર,
ભોજો ભગત કહે દશ દહાડા રેઈને વળતી મૂઁકયો વિસાર રે.
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ૯

---

## पाठ ३९. हिंदुस्ताननो इतिहास· भाग १९.

सलीम गादीए बेठो त्यारे तेनुं नाम जहांगीर एटले दुनिआ जीतनारो पड्युं· एणे प्रथम तो पोतानुं राज सारी रीते चलाव्युं, तथा अकबरे जे सारां सारां कामनो आरंभ कर्यो हतो तेमांनां घणां खरां काम जारी राख्यां. एना दीकरा खुशरुए बंड उठाव्युं तेथी समाधानीमां तूट पडी. खुशरु जलदीथी पकडायो अने एनी तरफना आदमीओमांथी ७०० माणसने रिबावी रिबावीने जहांगीरे एनी नजरआगळ मारी नांख्यां, पण एनुं कंई चाल्युं नहीं. गादी मळ्याने छ वरस थयां त्यारे नूरजहां बेगमनी साथे ए पादशाहे लग्न कर्युं. ए बेगम घणी मख्यात छे· ए बेगमनो बाप ईरानथी आव्यो हतो अने कंदहारमां तेने अंनने अने दांतने वेर थयुं, तेथी तेणे ए नूरजहां बाळक हती. तेने मारी नांखवा मांडी, एट-लामां कोई वेपारी जतो हशे तेणे तेने लई लीधी, अने ए वेपारीने धावनो खप हतो, तेथी नूरंजहांनी माने तेणे नोकर राखी. पछी ते बधां भरत खंडमां आव्यां. नूरजहां मोटी थती गई तेम तेम तेनुं रूप खीलतुं गयुं तथा अकबरना जनानखानामां ते जती आवती थई. तेथी ए छोडी सलिमनी नजरे पडी, एटले तेनुं मन ते-उपर दोड्युं पण अकबरने ए वात सारी लागी नहीं, तेथी शीरआफघान नामे एक ईरानीसाथे ए छोडीनी शादी करी, अने तेने बंगाळे मोकली दीधी. अकबर मरी गयो अने सलीम गादी-

उपर बेठो, एटले तेणे ते अफघानने मारी नंखाव्यो अने नूरजहानने पोतानी पासे आग्रे तेडावी लीधी. पछी ए पादशाहे ते बाईने कह्युं के, तुं मारीसाथे लग्न कर. तेणे पेहेली तो ना कही, पण थोडा दिवसपछी तेणे पादशाहनी मरजी राखी. जहांगीर पादशाह पेहेलां प्रसिद्ध रीते ज निशो तथा घातकी काम करतो ते नूरजहांने परण्यापछी तेणे मूकी दीधां. ए सुधारो नूरजहांए कराव्या. ए वखते दक्षिणमां दिल्लिना राजने भारे हरकत थई. चांदबीबीना मुआपछी अहमदनगर शेहेर दिल्लीने हाथ गयुं हतुं, तेथी त्यांना नवा राजाए पोतानी राजधानी ओरंगाबादमां स्थापी हती. ए राजानो मलिकंबर करीने वजीर हतो ते घणोज सारो हतो. ए वजीरे दक्षिण देशमां जमाबंदी लेवानी रीत बांधी ते रीत टोडरमलनी हिंदुस्तानमां बांधेली रीतीना करतां कंई उतरे एवी नहोती. ए वजीर लडाईना काममां पण तेवोज शूरो हतो. एणे इ० स० १६१०नी सालमां अहमदनगर पाछुं लीधुं. खानदेश तथा गुजरातमांथी दक्षिण लेवासारु इ० स० १६१२ मां पादशाहनी फोज गई, पण गुजरातथी अब्दुल्लाखां लश्कर लईने गयो हतो, तेने मलिकंबरे हराव्यो. ते वात सांभळीने खानदेशनी फोज लडाई कर्यावगर पाछी वळी. मराठाओनी पेठे मलिकंबर पण सवारोने नोकर राखतो.

---

## पाठ ४०. हिंदुस्ताननो इतिहास. भाग १६.

जहांगीरनो वहालो दीकरो खुरम करीने हतो ते शाहजहांने नामे प्रख्यात छे. ए शाहजादाए उदेपूरना राणाने थकव्यो, तेथी तेने आखर सलाह करवी पडी; तेउपरथी ए शाहजादानी मोटी कीर्ति थई, ने पादशाहे तेने इ० स० १६१६ मां शाहनो खेताब आपी तेने मोटी फोजसाथे दक्षिणमां मोकल्यो. आ

वखत मलिकंबरनो अधिकार जोईने बीजा सरदारोनी आंखमां अदेखाई आवी, माटे तेमणे तेने मदद आपी नहीं. तेथी तेने लाचार थईने अहमदनगरनो कबजो छोडी दईने शाहजहांने ताबे थवुं पड्युं.

पछी जहांगीर काश्मीर गयो अने शाहजहां पण दक्षिणमांथी गयो एटले मलिकंबर पाछो कमर बांधीने लडवाने तैयार थयो. ते पादशाही फोजने काढी मूकीने ते नर्मदाने पेले पार गयो. पण शाहजहांए तरत पाछा आवीने तेने बीजी वार हराव्यो.

एटली वारसुधी खुशरु तो बंधीखानेज पडेलो हतो. शाहजहां तेने कैदमां राखीने दक्षिण लई गयो. शाहजहां दक्षिण गयो एटले जहांगीर मांदो पड्यो. तेवामां खुशरु एकाएक गुजरी गयो. तेउपरथी केटलाएकने एवो अंदेशो रहे छे के पोताने गादी मळवामां खुशरु तरफथी हरकत थाय ते दूर करवामाटे शाहजहांए तेने मारी नंखाव्यो हशे, अने पछवाडेथी तेना उपर जे दुःख पड्युं, ते एज हत्यानुं फळ हशे. नूरजहांने शाहजहांनो डर लागतो हतो, केमके तेने पक्कुं मालम हतुं के जो शाहजहांने गादी मळशे तो ते मने बिलकुल गाठशे नहीं. वळी सौथी नानो शाहजादो शहरयार हतो तेने नूरजहांए पोतानी दीकरी परणावी हती, माटे नूरजहांनी मरजी शहरयारने गादी अपाववानी हती, तेथी जहांगीर साजो थयो एटले ए बेगमे शाहजहांनी खोदणी खोदवा मांडी. तेउपरथी कंदहार जईने ते देश पाछो सर करवानो हुकम पादशाहे शाहजहांने कर्यो. पण तेणे ते हुकम मान्यो नहीं, केमके तेनुं जोर दक्षिणनी पेठे आ देशमां चाले एवुं नहोतुं. तेउपरथी शाहजहांना ताबानी फोज आग्रे मंगावी लेवानो हुकम पादशाहे कर्यो, एवा इरादाथी के शहरयारना ताबामां ते फोज सोंपीने तेने कंदहारउपर मोकलवो; ए हुकम पण शाहजहांए मान्यो नहीं. पछी ए शाहजहांए

हिंदुस्तानउपर चडाई करी, पण जहांगीर तेनी सामो थयो, एटले ए पाछो जतो रह्यो. वळी मोहोबतखां करीने एक मोटो सरदार हतो तेने नूरजहांए समजावीने पोताना पक्षमां लीधो. ए सरदार शाहजहांनी पछवाडे थईने छेक दक्षिणसुधी गयो, एटले तेणे दाक्षिणमांथी नाशीने बंगाला तथा बहार प्रांत कबजे कर्यो. पण त्यांपण ते सरदार जई पहोंच्यो, माटे ते त्यांथी नाशीने पाछो दक्षिण गयो ने मलिकंबरनी साथे मळी गयो. पण तेना सोबतीओ तेने छोडीने जता रह्या, तेथी तेणे पोताना बापनी पासे माफ मागी. जहांगीर तेने माफ न करतां सजा करत खरो, पण एटलामां एवो बनाव बन्यो के तेथी जहांगीर पोतेज मोटा दुःखमां आवी पड्यो अने एना राजमां सघळे ठेकाणे गडबडाट थई गई.

---

## पाठ ४१. हिंदुस्ताननो इतिहास. भाग १७.

जहांगीरना राजमां मोहोबतखां सरदारनी पदवी सघळाकरतां मोटी हती. तेनी पासे नूरजहां पोतानुं काम काढी लेती हती खरी, पण मनमां तो तेना उपर बळती हती, अने तेनी मोटी पदवी जोईने तेनाथी बीती हती के रखेने ए राजनो धणी थई पडे. माटे ए बेगमे तेना उपर खोटां तहोमत मूक्यां, तेनो जवाब देवासारु तेने पादशाहे पोतानी हजूरमां बोलाव्यो.

मोहोबतखां घणो बहादूर हतो, अने पोते बचवानो नथी एवुं तेणे जाण्युं, तेउपरथी नीचे लख्याप्रमाणे तेणे काम कर्युं. तेनी पासे पांच हजार रजपूत सिपाईओ हता तेमने लईने ते नीकळ्यो अने जे वखत जहांगीर पादशाह जलम नदी उतरतो हतो, ते वखत ए शख्स पादशाहनी छावणीआगळ गयो. बधा लोक नदीपार आव्या अने फकत पादशाह पाछळ रह्यो हतो एटलामां बसें माणसने लईने मोहोबतखांए हल्लो कर्यो, तेमां पादशाह पकडायो.

ते वखत नूरजहा नदी उतरीने नाशी गई अने बीजे दहाडे फोज लईने पादशाहने छोडाववाने सारु पाछी नदी उतरीने आववा लागी. पण रजपूतोए उंचा किनाराउपर पडाव नांख्यो हतो, त्यांथी नूरजहांनां माणस नदीमां चालतां हतां तेमनी उपर दारू गोळी फेंकवा मांडी, तेथी तेना घोडा तथा हाथीओ लथडीने पड्या, अने तेनी फोजमां नासानास थई रही. ए रीते पोताना बळथी नूरजहां पोताना धणीने छोडवी न शकी, त्यारे तेनी साथे पोते पण केदमां रही. पण ते दहाडापछी मोहोबतखांनी साथे छानी अदावत राखी, ते तेणे जीवतांसुधी मूकी नहीं. तेणे मोहबतखांनी फोजमां पोताना मळतीआ माणसोने रखाव्या, अने फरतां परगणांओमां वेरातां वेरातां घणां माणसोनो जमाव कर्यो. ए बधो बंदोबस्त करी रही एटले तेणे मोहोबतखांने समजावीने तमाम लश्करनी कवायद करावी. ए कवायद थती हती ते वखत नूरजहांना मळतीआ सिपाईओए आगळथीज मनसुबो करी राख्यो हतो तेप्रमाणे जहांगीरनी आसपास वींटळाई वळ्यां अने रजपूतोने हठावी मूकीने जहांगीरने लई गया. पछी नूरजहांनी मरजी मोहोबतखांने पाछो राखीने शाहजहांउपर हुमलो करवाने मोकलवानी हती, पण ए तो उलटो शाहजहांनी मददे गयो. ए बंने जणे दक्षिणमां जईने बंड मचाव्युं तेवामां जहांगीर काश्मीरमां मरण पाम्यो. इ० स० १६२७.

---

## पाठ ४२. हिंदुस्ताननो इतिहास. भाग १८.

तरी    राहदारी    अपलक्षण    रुशवत

जहांगीरना दरबारनी हकीकत तथा तेना राजनो एहवाल सर टामस रो नामे अंग्रेजे बरोबर लखेलो छे. ए अंग्रेज आशरे इ० स० १६१४ नी सालमां इंग्लांडना पेहेला जेम्स बादशाहनो

वकील थईने आग्रे गयो हतो, अने तेणे सुरतनें रस्ते दक्षिणमांना बुरहानपूर शेहेरपर थईने अजमेरसुधी मुसाफरी करी हती.

अकबरना वखतमां जो ए शख्स आव्यो होत, तो जहांगीरनी राजनीतिकरतां बहु सारी राजनीति तेना जोवामां आवी होत. खानपानादिकमां नीतिथी चालनारा माणसनी जेवी झीणी बुद्धि होय तेवी बुद्धि दुर्व्यसनी माणसनी होयज नहीं, ए वात तो नक्की जाणवी. जहांगीरना वखतमां तरी तथा राहदारी खाताना अधिकारीओ वेपारीनो माल पडावी लईने पोतानी मरजीमुजब किंमत आपता. दक्षिणमां लडाई चाली हती तेथी ते देश तो उजड थई गयो हतो. परगणानी हकुमत ईजारदारने सोपवामां आवती तेथी ईजारदार रैयतउपर जुलम करता.

पण सर टामस रो ज्यारे हजूरमां आव्यो त्यारे त्यांनो रंग तो जूदोज तरेहनो दीठो. दरबारमां तख्तउपर पादशाह बेसतो तेमां हीरा, माणेक, मोती पुष्कळ हतां. वळी सोना रूपानी थाळीओ तथा हीरा, माणेक, मोती जेमां जडेलां एवां वासण दरबारमां वपरातां हतां. पण पोतानी रैयतने दुःखी करीने पोते वैभव भोगववो ए सारा राजानुं लक्षण नथी. जहांगीर तथा तेना अमीर उमराव अतिशय निशो करता, अने सवारमां जो कोई एविषे कंई बोले तो तेने बांधीने फटका मारता, अथवा तेने जीवथी मारी नाखता. पण मोटा माणसना अपलक्षणनी वात कदी ढांकी रहेती नथी, तेथी ए दुराचरणनी वात सघळाने मालम पडी हती. तेना उमराव घणा विवेकी हता खरा, पण ते बधा रुशवतखोर हता. ते अंग्रेज वकीले नूरजहांना भाईने घणी भारे किंमतनुं एक मोती ज्यांसुधी आप्युं नहीं त्यांसुधी तेनुं कंई काम बन्युं नहीं. ए वकील एक वखत पादशाहनी सवारीसाथे परगणामां गयो हतो, त्यां तो तेणे ते बधा ठाठमांनुं कंईए दीठुं नहीं, पण उलटो बधी वातनो गेरबंदोबस्त दीठो. तेना सिपाईओने रहे-

वाना तंबुओने आग लगाडे त्यांसुधी तेओ मुकामपरथी खसे नहीं, एवा ते सिपाईओ सुस्त हता. मुगल लोकमांथी शूरातन ए वखतमां जतुंज रह्युं हतुं. फकत रजपूत तथा पठाण सिपाईओमां शूरातन रह्युं हतुं. सर टामस रोना लखवाथी जणाय छे के जहांगीर स्वभावे अतडो तथा माथानो फरेल हतो. कोई दिवस तेनुं मोढुं पण मलकातुं नहीं, अने तेना उपर कोईनुं हेत नहोतुं. पण ते घणो बुद्धिवान हतो तथा तेनी केटलीक चाल सारी हती.

---

## पाठ ४३. वरु ने घेटानुं बच्चुं.

એક વાર ઉનાળામાં એક વેહેળાપર એક ઘેટાનું બચ્ચું પાણી પીતું હતું, તેવામાં એક વરૂ પણ આવી ઉપરવાડેથી પીવા મંડ્યું. વરૂએ કાંઈ લડવાનું બહાનું શોધી બિચારા મેંઢાને મારી ખાવાનો મનસુબો કર્યો. ડોળા કાઢીને મોટે સાદે તે બોલ્યું, અલ્યા, લુચ્ચા ઘેટા, તારૂં મોતબોત ભમે છે કે શું? આ પાણી કેમ ડોળે છે? પોતે પીતું નથી ને બીજાને એ પીવા દેતું નથી, જો?

આવી ધમકી ને જૂઠું તહોમત સાંભળીને ઘેટું બિચારૂં બીધું, ને ઘણી નમનતાઈથી બોલ્યું, બાપજી, હું તો તમારૂં બચ્ચું છું, મારે પાણી શું કરવા ડોળવું પડે, ને મારા પીવાથી તો જરા પાણી ડોળાતું હોય તોએ તેથી તમને કાંઈ હરકત પડે નહીં, કેમકે મારૂં પીધેલું પાણી તમારી ગમ આવતું નથી. તમારી ભણીથી પાણી અહીં આવે છે તે હું તમારૂં એંઠેલું પાણી પીઉં છું.

આ વાત સાચી તેથી વરૂથી ના કહેવાઈ નહીં, ત્યારે તેણે બીજું બહાનું કાઢ્યું. બે ચાર ગાળો દઈને તે બોલ્યું વારૂ, વારૂ, પતરાજી ન કર, જાણ્યું તારૂં ડાહપણ. ગયે વરસે ગાળ દઈને નાશી ગયું હતું તેજ તું કેની? આજ દાવમાં આવ્યું. હવે તને છોડું નહીં. ઘેટે કહ્યું, સાહેબ, તમે તો મારા મુરબ્બી છો. આપ ગયે વરસે ગાળો દીધાની વાત કરો છો, પણ તેવારે હું જન્મ્યુંએ નહોતું; હજી તો

ગઈ કાલેજ હું ચાર મહિનાનું થયું. વરૂએ જોયું કે એવાં જુઠાં બહાનાં કાંઈ ચાલતાં નથી, ત્યારે ક્રોધ કરીને બોલ્યું, હશે, તેં નહીં દીધી હોય તો તારા બાપે, કે કોઈ બીજા સગાવહાલાએ દીધી હશે એ બધું એકનું એકજ છે. એમ કહી બાપડા નિરપરાધી ઘેટાને ઝાલીને ફાડી ખાધું.

જેને ખોટું કામ કરવું હશે, તેને બહાનાંની ખોટ નથી.

---

## પાઠ ૪૪. વસ્તુઓના આકાર.

| તિરકસ | લંબ | કાટખૂણો | સમાંતર. |
|---|---|---|---|
| વર્તુળ | પરિધ | વ્યાસ | અંડાકૃતિ |

જે જે વસ્તુઓ આપણા દીઠામાં આવે છે, તે બધાને કંઈ પણ જાતનો આકાર હોય છે. સીધી લીટી કેવી હોય છે તે તો સૌ જાણે છે. જ્યારે સીધી લીટી એક છેડેથી બીજા છેડાસુધી સરખી સપાટ હોય છે, ત્યારે તેને આડી લીટી કહે છે. જ્યારે બરોબર ઉપરથી હેઠલગી પાંસરી હોય, ત્યારે તેને ઉભી લીટી કહે છે. સીધી લીટીઓ તિરકસ પણ હોય છે.

તિરકસ લીટી　　આડી લીટી　　ઉભી લીટી

જયારે એક ઉભી લીટી બીજી આડી લીટીઉપર આપ્રમાણે



આવેલી હોય છે, ત્યારે એ બે જ્યાં મળે છે ત્યાં જે ખૂણો થાય છે તેને કાટખૂણો કહે છે. બે સીધી લીટીઓ નીચે બતાવ્યાપ્રમાણે



મળે છે, ત્યારે સાંકડોખૂણો થાય છે. પણ જો તેવીજ બે લીટીઓ આ આકૃતિમાં દેખાડ્યાપ્રમાણે બહાર પડતી હોય તો તે ખૂણાને પોહોળો ખૂણો કહે છે.



સરખી લંબાઈની ચાર સીધી લીટીઓ એક બીજાસાથે એવી રીતે મળેલી હોય કે ચાર કાટખૂણા થાય, તો તેવા આકારને ચોરસ કહેવો. જો એક તરફની સામસામેની બાજુઓકરતાં બીજી તરફની સામસામેની બાજુઓ લાંબી હોય તો તે આકારને લંબચોરસ કહેવું. એને સમાંતરબાજુચોખૂણ પણ કહે છે, કેમકે સામસામેની બાજુઓ સમાંતર એટલે એક બીજાથી સરખે અંતરે છે—


ચોરસ


સમાંતરબાજુચોખૂણ


ત્રિકોણ

જ્યારે ત્રણ સીધી લીટીઓ એક બીજાની સાથે મળે છે ત્યારે ત્રિકોણ થાય છે. બધેથી સરખો ગોળ આકાર હોય તેને કુંડાળું કે વર્તુળ કહે છે. કુંડાળાની ફરતી જે આખી લીટી તેનું નામ ઘેર અથવા પરિધિ. વર્તુળના મધ્યમાંથી જે લીટી આરપાર પરિધિસુધી જાય છે તેને વ્યાસ કહે છે. અરધા વર્તુળને અર્ધવર્તુળ કહે છે. ઈંડા જેવી આકૃતિ હોય તેને અંડાકૃતિ અથવા લંબવર્તુળ કહે છે.



વર્તુળ



લંબવર્તુળ

---

## पाठ ४९. अवगुणविषे.

### ગુલતાન નરેશ ભૂતળ જામ ખાટવું લાણુ

દોહરા.

ભાન ખાન ને પાનનું ગાન તાન ગુલતાન,
જ્ઞાનવિના વિદ્વાનનું માન ધરે નાદાન. ૧.
વેષ વિશેષ નરેશનો, બેશ કર્યા શિર કેશ,
દેશ નહીં લવલેશ તો, વેષ નમે હમેશ. ૨
ઇચ્છે રાજ સમાજમાં લાજ આજને આજ,
કાજ કરે પતરાજથી, દગલબાજ શિર તાજ. ૩
હાટ કરે જઈ વાટમાં, ઘાટ ઘડે ધનમાટ,
કુડે કાટલે ખાટવા, ડાટ વળે ધનસાટ. ૪
શાણપણું નહીં આણશે, એજ અજાણ પ્રમાણ,
માણસપણું નહીં માણસે, જાણ લાણની હાણ. ૫
નાત જાતની ઘાતમાં રાતદિવસ રળિઆત,
ભાત ભાત ભલી તે તજે માત તાતની વાત. ૬
ગામ ગામ ઠગ કામથી ઠામ ઠામ ઠગ નામ,
દામ મેળવે હામથી, આમ મૂરખનો જામ. ૭
જાય સુકીર્ત્તિ તજાય ત્યાં, ખાય કેફ હરખાય,
પાય પીએ પંકાય ઠગ, થાય દરિદ્રી સદાય. ૮
ખાર ખૂબ કરનાર નર, જાર તણો સરદાર,
ભાર ભરે અવતાર લઈ, સાર ન લહે લગાર. ૯

બાળક દુર્ગુણ બાળજે, જાળવજે જંજાળ,
ક્ષળ ઝાળ તો ટાળશો પાળક દીન દયાળ. ૧૦
પ્રબળ બુધ્ધી બળ અકળ તન, જળ ફળ ભૂતળદત્ત
ચપળ સકળ એ અચળ નહીં, દળે વાદળ દળપત્ત. ૧૧

---

## पाठ ४६. पथरा ने माटी.

પાહાડ ને ડુંગરામાં ઘણી જાતના પથરા થાય છે. કેટલાક પાહાડ તો બહુજ ઉંચા હોય છે; દરિઆથી હજારો હાથ ઉંચા હોય છે. એક જાતના પથ્થરને અંગ્રેજીમાં ગ્રાનેટ કહે છે, તે ઘણો કઠણ હોય છે; કેટલાક ઉંચામાં ઉંચા ડુંગરો તથા પર્વતો એવા પથરાના બનેલા છે. ગુજરાતમાં પાવાગઢ, આબુગઢ, અને ગિરનાર એ જાતના પથરાના છે. વિલાયતમાં ઘણે ઘરે ઠેકાણે એ પથરાથી રસ્તા બાંધે છે, કેમકે તે બીજાકરતાં કઠણ છે. ગ્રાનેટપર સારો ઓપ આવી શકે છે, પણ એને ઘડવો બહુ મુશકેલ છે.

ચૂનાના પથ્થર તો ઘણે ઠેકાણે નીકળે છે; એ સીપ ને શંખલાના બનેલા જણાય છે. એ પથરાને જ્યારે ભઠ્ઠીમાં પકવે છે, ત્યારે તેનો ચૂનો થાય છે. પેહેલાં તો ચૂનાના મોટા મોટા પથરાને ભાગીને તેના નાના નાના કકડા કરે છે. પછી લાકડાના, છાણાના, કે અડાયાંના થર કરીને તેની વચમાં તે પથરા ગોઠવે છે, અને પછી ભઠ્ઠી સળગાવે છે. બળતણ સંધું બળી જાય છે, ત્યારે ભઠ્ઠીમાં તળીએ ચૂનો થઇને પડે છે. એને કળી ચૂનો કહે છે. કળી ચૂનાનો એક ગાંગડો પાણીમાં પલાળીએ તો તે ફૂલે છે, અને છન છન થઇને ફાટે છે. તે વખત વરાળ ને ગરમી ઘણી નીકળે છે. પલાળેલા ચૂનામાં પાણી ને જાડી કાંકરી નાંખીને હલાવે, તો તેનો બહુ સરસ કોલ થાય છે. સારી ઈમારતો બંધાય છે તેમાં એ કોલ વાવરે છે. જો એ સારી રીતે કેળવીને બનાવ્યો હોય, તો ઈંટના જેવો કઠણ ને મજબૂત થાય છે. કેટલાક મુલકમાં ચૂનાનું ખાતર ખેતરમાં નાંખે છે. આપણા શરીરનાં હાડકાંમાં પણ ચૂનો ઘણો છે.

કોઈ કોઈ ખડક ધોવાઈ ગયાથી એક જાતની ચીકણી માટી થાય છે, અને એવી માટી દેશ દેશમાં નીપજે છે. ઘણો ખરો એનો રંગ કાળાશપર, કે રાતો, અથવા પીળો હોય છે, અને તેપ્રમાણે તેને કાળી, રાતી, કે પીળી માટી કહે છે, પણ કોઈ કોઈ જગાએ તો દૂધ જેવી ઉજળી થાય છે. ચીકણી માટી કઠણ હોય છે ખરી, પણ તેને પલાળીને કેળવીએ તો જેવો આકાર કરવો હોય તેવો તેનો થાય છે. એમાં પાણી રહે છે, ઝમી જતું નથી, માટે એના કૂવા અથવા કુંડ બનાવીને પાણી ભરી મૂકે તો તે પાણી જતું રહેતું નથી. તડકે માટી કઠણ થાય છે, માટે એની ઇંટો, વાસણો વગેરે બનાવીને તડકે સૂકવે છે

---

## पाठ ४७. सीसुं ने कलई.

ગ્રેટબ્રિટન, જર્મની, અમેરિકા, ને બીજા દેશોમાં સીસું નીકળે છે. દુનિઆમાં લોઢું ઘણુંજ નીકળે છે, અને તેનાથી ઉતરતું સીસું નીકળે છે. એ નરમ અને ભારે ધાતુ છે. એનો રંગ ખુલ્લો આસમાની છે. એનાં ટીપાઇને પતરાં થઈ શકે છે, તથા એ ઓગળી પણ વેહેલું જાય છે. વિલાયતમાં ઘરોની અંદર પાણી લઈ જવાને એની નળીઓ તથા પાણી રાખવાને એની ટાંકીઓ ઘણી કરવામાં આવે છે. બંદુકના છરા બનાવામાં સીસું બહુ ખપે છે. સીસું અને એક બીજી જાતની ધાતુ જેનો સોમલખાર બને છે, તે બેની એકઠી મેળવણી કરીને ગાળે છે. પછી તે રસ ઘણી ઉંચી જગોએથી ચાળણીજેવા ચોકઠામાંથી રેડે છે, એટલે તેનાં ઝીણાં ઝીણાં વરસાદનાં જેવાં ટીપાં બંધાઇને નીચે પાણીમાં પડે છે, તેના છરા થાય છે. મોટાં ટીપાં પડે તો તેના મોટા છરા થાય. સીસાનો કાટ ઘણો ઝેરી છે, અને તેના ઘણી જાતના રંગ થાય છે, જેવું કે સિંદૂર, વગેરે.

કલઈનો રંગ ધોળો છે. એ સીસાકરતાં જરા વધારે કઠણ છે. દુનિઆમાં ઇંગ્લાંડ દેશ આજ બે હજાર વરસ થયાં કલઈના વેપારને વાસ્તે પ્રસિદ્ધ છે. સંધી સાધારણ ધાતુમાં કલઈ સૌકરતાં હલકી

છે; પાણીકરતાં સોનું ઓગણીશ ગણું ભારે છે; સીસું અગિઆર ગણું; રૂપું દશ ગણું; તાંબું નવ ગણું; લોઢું આઠ ગણું; અને કલઈ સાત ગણી ભારે છે. તાંબું, પીતળ, ને લોઢું કટાય નહીં, માટે તેપર કલઈ ચડાવે છે; એ કામમાં કલઈનો બહુ વાવર થાય છે. વળી કાંસું બનાવવામાં પણ કલઈ બહુ ખપે છે. વિલાયતી ચમચા, પ્યાલા, વગેરે જે ધાતુના આવે છે, તે કલઈ ને સીસું એકઠું મેળવીને કરે છે.

---

## पाठ ४८. चीन. भाग १.



ચીન દેશ એશિઆખંડના પૂર્વ ભાગમાં છે, અને એ દેશમાંની વસ્તી ઘણી જૂની છે, એવું જાણવામાં આવ્યું છે. ઘણાએક

કાળસુધી એ દેશમાં દેશી રાજા રાજ કરતા હતા, પણ બસેંએક વરસઉપર તાતાર દેશના લોક એ મુલક જીતી લઇને ત્યાં રાજ કરવા લાગ્યા, તેઓ આજદીનસુધી કરે છે.

ચીનના રાજાને સેહેનશાહ કહે છે, ને કાયદા કરવાનો તથા તે બજાવવાનો અખ્ત્યાર રાજાનોજ છે, કેમકે ત્યાં કાંઈ કાયદાનું ધોરણ નથી. બાદશાહને રાજ ચલાવવામાં તેના કારભારીઓ જેઓ માંદરીન કહેવાય છે, તેઓ બહુ મદદ કરે છે.

જો કોઈ નવોસવો યુરોપીઅન ચીનમાં જાય તો ત્યાંનાં ઘરની બાંધણી, ત્યાંના લોક, અને ત્યાંની જમીન જોઇને છકજ થાય, કેમકે તેના જેવું કાંઈપણ તેનાં જોયામાં આવ્યુંજ નહીં હોય. જો તે ચીન દેશમાં મુસાફરી કરવા નીકળે તો પેહેલવેહેલાં તો ઘણા-એક દિવસસુધી તેને મેદાનમાં ને મેદાનમાંજ ચાલવું પડે, પણ પછી તે ડુંગરોમાં જઈ પડે. તે ડુંગરોઉપર ઝાડપાતરાંનું તો નામજ નહીં. વળી ઘણા એક દિવસસુધી ચાલ ચાલ કરે એટલે મોટાં મોટાં તળાવો આવે, તેમાં ને કાદવમાં પણ દશ બાર દહાડાસુધી મછવામાં બેસીને મુસાફરી કરવી પડે.

ચીન દેશમાં કપાસ, ઘણીક જાતનાં અનાજ, અને ઘણીક જાતના મેવા પાકે છે. તેમજ દક્ષિણ દિશાના પાહાડી મુલકમાં ચીના-ઇમાટીનાં વાસણનાં કારખાનાં છે, તે માંહેલા એકનું ચિત્ર આ પાઠને મથાળે પાડેલું છે. જ્યારે વિલાયતી કાચનાં વાસણ નહોતાં થતાં, ત્યારે ચીનાઈ પ્યાલા ને રકાબીની બહુ કિંમત બેસતી.

ઉપર જે તળાવો ને કીચડની જગા કહી છે તેમાં લોક માછલી પકડે છે, ને તેવડે જીવે છે. એ તળાવમાં બેટ બેટ થઈ ગએલા છે, તેમાં લોકની વસ્તી અને ઘણાં ઝુપડાં છે. એ લોકોકને ઢેંકટ કરીને સારસ જેવાં એક જાતનાં પક્ષી હોય છે, તેને પાણીમાં ડૂબકી મારતાં શીખવી મૂકેલાં હોય છે, તથી તે ડૂબકી મારીને માછલી ઉપર લાવીને પોતાના ધણીને આપે છે. બતકને પણ એવી રીતે શીખવી મૂકેલાં હોય છે, તેથી તેનો ધણી જરા સિસોડી

વગાડે તો તેટલામાં સમજી જાય છે. એ તળાવમાં પૈડાંવાળા મછવા પણ ચાલે છે, તેથી એક ગામથી બીજે ગામ માલમતા પણ મછવે લઈ જાય છે.

---

## પાઠ ૪૯. ચીન. ભાગ ૨.

ચીન દેશમાં ઘણીજ વસ્તી છે. આખી પૃથ્વીમાં જે વસ્તી છે તેનો શુમારે ત્રીજો ભાગ ચીનમાં છે, તેથી જ્યાં ત્યાં માણસોનાં ટોળે ટોળાં જોવામાં આવે છે. પણ એ ટોળાંમાં કવચિતજ બાઈડી નજરે પડે છે. સારા લોકની બાઈડીઓ તો બહાર નીકળતીજ નથી. ભાઈડાઓનો પોશાક બાઈડીજેવો હોય છે તેથી નવાસવા માણસ ભૂલાઈને તેમને બાઈડી ધારે છે. તેમ કોઈ બાઈડી જોવામાં આવે તો તે ભાઈડાજેવી લાગે છે. તેનો લેંઘો ટુંકો, ને તે બંડી પેહેરે છે તેથી તેમ લાગે છે, પણ જ્યારે તેના ચોટલાતરફ નજર પડે છે, ત્યારે તેમાં ફૂલ વગેરે ઘાલેલાં, ને તેના પગ ટુંકા હોય છે, તેથી બાઈડી ઓળખાય છે.

ચીન દેશમાં ભાઈડાને લાંબી લાંબી ચોટલીઓ હોય છે. તેઓ ઘાઘરા પેહેરે છે. તાલેવરની બાઈડીઓના પગની પાટલીઓ ઘણીજ ટુંકી હોય છે. ટુંકી પાટલીઓ એ બાઈડીનું ભૂષણ છે, એવું ચીના લોકો સમજે છે; તેથી એ દેશની બાઈડીઓ નાની બાળક હોય છે ત્યારે તેમના પગની પાટલીઓ એટલી કસકસાવીને બાંધે છે કે કોઈ કોઈ વાર તો તેઓના બાપથી તેમનું રોવું ન ખમાય માટે ઘરમાંથી જતા રહે છે.

પણ ગરીબ લોકોની બાઈડીઓના પગની પાટલીઓ એવડી નાની હોતી નથી. વચલે વાંધેના લોકો સૌથી મોટી છોડીનાજ પગની પાટલીઓ બાંધીને ટુંકી કરે છે. એ ચાલ બહુ ખોટી છે. શરીરનાં જે અંગને પરમેશ્વરે વધવાનું કર્યું તેપ્રમાણે ન વધવા દેવું, એ પરમેશ્વરના નિયમ તોડયાજેવું છે.

ચીનમાં પાંચ પાંચ છ છ ગાઉને છેટે સિપાઈનાં થાણાં બેસાડેલાં હોય છે. તે સિપાઈઓને કાગળની ટોપીઓ, સુતરાઉ ઘાઘરા,

ને ગરમીના દહાડામાં તે સઘળાપાસે પંખા હોય છે. ચીનમાં પં-
ખાનો વાપર બહુ છે. એ સિપાઈ પોતાના કોઈ અમલદારને
આવતાં દેખે છે, ત્યારે ઘૂટણીએ પડી તેને સલામતી આપે છે.

ચીનની ઝુંપડીની ને મોટા લોકોના મેહેલની એકસરખીજ
બાંધણી છે. ફેર એટલોજ કે ઝુંપડીને કાદવની ભીંત ને ઉપર
છાજ છાએલું હોય; ને મોટા લોકનાં ઘર વાદળી રંગનાં, ઈંટનાં, ને
નળીએરી છાપરાંનાં હોય છે, ને બારણે મોટા મોટા સુશોભિત થાં-
ભલા હોય છે, પણ માંહેથી તો એકજ ઘાટ. કોઈના ઘરને કાચ-
ની બારીઓ તો હોયજ નહીં. તાલેવરની બારીઓમાં તેલવાળા
કાગળ, શીંગડાં, કે રેશમી ગાજનું લૂગડું જડેલું હોય છે, ને ગરી-
બના ઘરને ભીંતમાં બાકોરાં પાડેલાં હોય છે.

---

## પાઠ ૯૦. ચીન. ભાગ ૩.

ચીન દેશમાં ઢોરને ચરવાને મેદાન તો છેજ નહીં, ને થોડાં
થોડાં ઝાડ કોઈ દેરાં પાસે હોય છે. ચીના લોકો મૂર્તિપૂજક છે.

ચીના લોક કોઈ પરદેશીને પોતાના દેશમાં પેસવા દેતા નહોતા,
પણ હાલ કેટલાંક બંદરમાં રહેવાને તથા આખા ચીન મુલકમાં
ફરવાને રજા આપી છે; ને ઈંગ્લાંડના તથા ફ્રાન્સના તથા રૂશિઆના
વકીલોને પેકિનમાં રહેવાને પરવાનગી મળી છે. ચીન દેશનું
મુખ્ય રાજગાદીનું શહેર પેકિન છે, તેમાં બાદશાહ રહે છે.

ચીનનાં ઘર નીચાં, છાપરાં ગોળ, ને આગળ છજાં આવેલાં
હોય છે. માંહે ધુમાડીઆં તો હોયજ નહીં. દુકાનોને રોગાન
લગાડેલો, ઢોળ ચઢાવેલો, કે રંગ દીધેલા હોય છે. તેના મોંઆગળ
એક પાટીઉં મારેલું હોય છે ને તેમાં લખેલું હોય છે કે અહીંઆં
કશી વાતનું કૂડ કપટ નથી.

જેમ આ દેશમાં દેશી રાજાના કારભારીઓની આગળ પાછળ
ચમર, છત્ર, નોબત, નિશાન, મશાલ, વગેરે હોય છે, તેમ ચીનમાં
પણ હોય છે.

ચીનમાં ઘણી વસ્તી છે તેથી લોકોને રહેવાને પૂરાં ઘર મળતાં નથી, પણ નદી તથા નેહેરો ઘણી છે તેથી કેટલાક લોક વાહાણમાં ઘરજેવું બાંધીને તેમાં વસ્તી કરીને રહે છે. ઘણી વસ્તીને લીધે આખો દહાડો હો હો હો થઈ રહે છે, તે રાતે સમી જાય છે.

ચીનમાં કાગળ, બંદુકનો દારૂ, ને છાપવાની કળા અસલથી છે. મુખ્ય વેપારની જણસ ચા, રેશમ, ચાંદી, ખાંડ, કાગળ, ચીનાઈ વાંસણ, છત્રીઓ, વગેરે છે. ચીનના લોકો દહાડામાં ઘણી વાર ચા પીએ છે, ને માંહે ખાંડ નાંખતા નથી. તેમનું મુખ્ય ખાવાનું ચોખા, તે ચીનમાં બહુ પાકે છે. એ લોકો ઉંદર કે કીડાને પણ મૂકતા નથી.

ચીનની ઉત્તરે એક ૧૫૦૦ મૈલ લાંબી, ૩૦ ફુટ ઉંચી, અને ૭ ઘોડા સાથે દોડયા જાય એટલી જાડી ભીંત છે. આગળ તાતાર લોક ચીનપર ઘણી સ્વારીઓ કરતા; તેઓ પેસે નહીં, માટે એ ભીંત બાંધેલી છે. ચીનના લોક બૌદ્ધ મતના છે, અને "ફો" કરીને દેવ છે તેને માને છે.

---

## પાઠ ૯૧. માખી.

### મનોરંજક

આપણે સઘળાએ ઘણીએ વાર માખી દીઠી છે, પણ તે કેવા ચમતકારી તથા મનોરંજક પ્રાણી છે, તેવિશે ઘણાએકે વિચાર કર્યો નહીં હશે. જો આપણે તેને સૂક્ષ્મદર્શકયંત્રવતી જોઈ હોય, તો તે ઘણો સુંદર પ્રાણી છે એવું સેહેજ માલમ પડે. તેના શરીરપર ઝીણાં સુવાળાં નાનાં પીછાં છે, ને વાંસાઉપર ભૂરો રંગ છે, પણ વાંસાના નીચલા ભાગપર કાળાશ છે. તેની આંખો લાલ ને તેની ચોમેર ધોળો પટો છે. આંખો હીરાજેવી ચળક ચળક થાય છે, અને તેવતી બધી ગમ દેખે છે. તેની પાંખ ઝીણા લુગડાજેવી છે, અને તેના માથાપર બે ઝીણી નળીઓ શીંગડા જેવી છે. એ બે નળીઓને મૂછ કહે છે, કેમકે તે માણસની મૂછની પેઠે બે તરફ બે

આવેલી હોય છે; પણ માખીની તો ટુંકી છે. માખીને નાનીશેક સુંઢ છે તેવતે ખાવાનું ખાય છે.

એક દહાડો એક માખી શાકરના ગાંગડાઉપર બેઠી હતી, અને તે શાકર કેમ ખાય છે તે એક માણસ તપાશીને જોતો હતો, પણ તેને કાંઈ સમજાતું નહોતું; ત્યારે તેણે સૂક્ષ્મદર્શકયંત્ર લઈને તેમાંથી જોયું, તો તેને માલમ પડ્યું કે તે માખીએ પોતાના મોંમાંથી પાણીજેવો પદાર્થ કાઢીને તે શાકરના ગાંગડાઉપર નાંખ્યો, તેથી તે શાકર જરા ઓગળી તે તેણે ચૂસી લીધી. વળી બીજું એક ટીપું મોંમાંથી નાંખ્યું ને તેવતી જેટલી ઓગળી તેટલી ચૂસી લીધી. એ રીતે ધરાઈ ત્યાંસુધી ખાધી.

આપણે જ્યારે કાંઈ કઠણ પદાર્થ ખાઈએ છીએ, ત્યારે પ્રથમ તેને મોંઢામાં મૂકીને થુંકવતી પલાળીએ છીએ, અને જ્યારે તે જરા કરમોડાય છે ત્યારે ખાઈએ છીએ. તેજપ્રમાણે માખીએ શાકરને પેહેલાં પલાળીને પોતાની સુંઢવતી તેટલી ચૂશી લીધી.

માખીના પગ ઘણા અજબ તરેહના છે. તે ભીંતઉપર અને કાચ જેવી લીસી વસ્તુ કે પીઢઉપર પડી જવાવગર શી રીતે ચાલતી હશે? જોડાનાં તળીઆંના ચામડાજેવું જાડું ચામડું લઈએ, ને તેને વચ્ચોવચ્ચ દોરી બાંધીને પલાળીએ, અને પછી તે એક પથ્થરના કડકાઉપર ચોંટાડીને પેલી દોરી ખેંચી લઈએ, તો ચામડાની સાથે પથ્થરનો કડકો ઘસડાઈ આવે. જેમ ચામડું પથ્થરને વળગી રહે છે તે રીતે માખ પોતાના છ પગે કરીને પીઢ કે કાચને ઝાલે છે ને ચાલે છે.

દોરીઉપર કે કોઈ ચીજઉપર માખી બેસે છે, તો તે મેલી કરી નાંખે છે, તેથી એમ ન સમજવું કે માખી એટલી મેલી છે. તેના જેવું ચોખ્ખું બીજું કોઈ જનાવર નહીં હશે. ધૂળ લાગી હોય તો પોતાના પગવતી સાફ કરી નાંખે; પાંખ પણ સાફ કરે. એ રીતે પોતાને પગે સાફ કરતાં આપણે માખીને ઘણી વાર દેખીએ છીએ. એ કચરો દોરીપર રહે છે તેથી તે દોરી કાળી થઈ જાય છે.

માખી પોતે સાફ છે પણ તે પોતાનાં ઈંડાં ઘણી દુર્ગંધવાળી

જગાએ મૂકે છે. તેનું કારણ એ કે તેનાં ઈંડાંમાંથી જે યેળ નીકળે તેને દુર્ગંધ પદાર્થ બહુ ભાવે છે. તે ત્યાં ઈંડાં મૂકે છે તેમાં તેનું ઘણું ડાહપણ છે, કેમકે જો બીજે ઠેકાણે મૂકે, તો બચ્ચાં ખાધાવગર મરી જાય.

એ યેળ મોટી થાય છે ત્યારે તેની ચામડી કઠણ થઇને યેળનું ઘર એટલે ખોખું બની જાય છે. તેવી સ્થિતિમાં તે ઘણા દહાડાસુધી રહે છે. પછી તેમાંહે જે કીડો હોય તે માખી થઈ જાય. છેલ્લે તે ઘર એક તરફથી ઉઘડે છે ને માંહેથી માખી નીકળે છે. તે વખતે તેની પાંખ એક ઉપર એક ચડી ગએલી હોય છે. પછી જરા તડકો લાગે એટલે છૂટી પડે ને ઉડવા માંડે છે. માખી થઇને નીકળી ગયાપછી તે થોડાં અઠવાડીઆંસુધી જીવે છે.

---

## પાઠ ૬૨. ધનવંતના ધર્મવિષે.

### નિર્જળ નવાણ ધીંગી ઔષધ કાવ્ય

#### દોધક છંદ.

નિર્જળ ગામ નવાણ ગળાવો, વાવ કૂંવા નદી તીર તળાવો,
શોધી જૂના ફરી સદ્ય સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૧
ધીંગી રચો રૂડી ધર્મશાળાઓ, જ્યાં નરનારી રહે નબળાઓ;
તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૨
ચોખ્ખી વિશાળ નિશાળ ચણાવો, બાળકને ભલી ભાત ભણાવો;
ઉમર આખી તણા ઉપકારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૩
આદરવી વડી ઔષધશાળા, દુઃખ તજે જન જાત દુખાળા;
લે સુખ બાળક રોગી બિચારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૪
બાણી ભિખારી દયા ભરી ભાખો, રોટલી નાંખી ભિખારી ન રાખો;
હોય ઉઠાવ ઉદ્યોગ હજારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૫
અંગ ગળેલ જળેલજ અંધા, ધારી શકે નહીં ધીરજ ધંધા;
એ જન પાળન પુંજી ઉધારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૬

સંપી સુધારીં હરેક શિરસ્તો, સૌ સુખસાજ કરો બહુ સસ્તો;
નિત્ય વિચાર રચો ન નકારો, તે ધનના ધણીં ધર્મ તમારો. ૭
જઈ પરદેશ દુકાન જમાવો, લાખ કળા પરલોકની લાવો;
હોંસ ધરો, નહીં હિમત હારો, તે ધનના ધણી ધર્મ તમારો. ૮
કાવ્ય કળા કવિપાસ કરાવો, ધાર જુગોજુગ નામ ધરાવો;
આો જન જોગ જડે નહીં આવો, લો દલપત્ત કહે શુભ લાવો. ૯

---

## पाठ ६३. हिंदुस्ताननो इतिहास. भाग १९.

नूरजहांना भाई असोफखांए शाहजहांना नामनी दुवाई फेरवी ने नूरजहांने केद करी, अने शाहजादा शहरीयारने पकडीने मारी नांख्यो, माटे शाहजहां दक्षिण देशथी गादीए बेसवाने आव्यो, त्यारे तो बधुं समाधान थई गएलुं तेणे दीठुं, तेथी तेणे असोफखांने मोटी पदवी आपी, अने मोहोबतखांनी पण एज रीते आबरु वधारी.

खांजहां लोदी नामे पठाण मालवानो सूबो हतो, तेने पादशाहे पोतानी पासे आग्रे बोलाव्यो. अगाउ ए पठाण दक्षिण देशनो सूबो हतो, त्यारे दिल्लीना पादशाहसाथे सलूक राखवाने बदले अहमदनगरना हाकेमनी साथे मळी गयो हतो, तेथी तेने आ वखत एवो वेहेम आव्यो के पादशाहे मने खराब करवाने सारु बोलाव्यो हशे. तेथी ते रात्रे नगारां निशानसाथे आग्रेथी नीकळीने दक्षिण गयो, अने पोताना जूना भाईबंध अहमदनगरना राजानी साथे मळी गयो.

एउपरथी पादशाह पोतें दक्षिण गयो. इ० स० १६२९. ते वखते ते देशमां पादशाही राजनी पडती दशा आवी हती. अहमदनगर, विजापूर, अने गोवळकोंडा, ए त्रण ठेकाणे जूदां जूदां मोटां राज्य ते वखतमां हतां. खांजहां लाचार थईने विजापूरना हाकेम पासे गयो, पण तेणे मदद करी नहीं, माटे ते पाछो अहमदनगर

गयो. पण शाहजहांए अहमदनगरना हाकेमने तोबा पोकरावी, तेथी खांजहां पोताना देशतरफ एटले अफघानिस्तानभणी नाठो, पण मार्गमां एने पकडी पाड्यो त्यारे ते फक्त चारसें माणससहित छेवटसुधी लड्यो, तेमां ते मुओ. ते मरी गयो त्यारपछी बे वरससुधी दक्षिणमां दुकाळ पड्यो, अने दुकाळ गयापछी भारे मरकी चाली, तेमां हजारो माणसना जीव गया, अने हजारो जण परदेश जता रह्या. आ बधी आफतनो दोष अहमदनगरना हाकेमे पोताना वजीरउपर मूकीने तेने बरतरफ कर्यो, ने तेनी जगो मलिक अंबरना दीकरा फतेखांने आपी. ते दहाडाथी नवी लडाईनो आरंभ थयो.

---

## पाठ ८४. हिंदुस्ताननो इतिहास. भाग २०.

अहमदनगरना राजमां सळो पेठेलो जोईने त्यांना हाकेमने मदद करवानुं विजापूरना राजाना मनमां हतुं. पण फतेहखांने पोताना बापना जेवी मोटाई मेलववानो बहु लोभ थयो, तेथी ते पोताना धणी मर्तजाने मारी नांखीने शाहजहांनी तरफ थयो. थोडा वखतपछी शाहजहांना पक्षमांथी फरी गयो पण विजापूरना हाकेम आदिलशाहनो विश्वास तेना उपरथी उठी गयो हतो तेथी तेणे तेनी साथे दोस्ती राखी नहीं. शाहजहां पाछो दिल्ली गयो अने मोहबतखांए दक्षिणना हाकेमोने दोलताबादना किल्लाआगळ हराव्या. पछी फतेहखां नाशीने दिल्ली गयो, त्यारपछी तेणे एक पक्षमांथी बीजा पक्षमां जवानी चाल छोडी दीधी. त्यारपछी एक हिंदु सरदारे अहमदनगरनी वजीरात लई लईने एक हाकेमने त्यांनी गादीए बेसाड्यो. तेनी वजीरातमां अहमदनगरनो घणोखरो मुलक पाछो हाथ आव्यो. ए सरदारनुं नाम शाहजी भोंसला हतुं, अने ते मरेठाना राजना मूळ पुरुषनो बाप हतो.

इ० स० १६३५मां शाहजहां पाछो दक्षिण गयो. त्यां तेनी फतेह थई तेथी तेणे शाहजी तथा विजापूरना हाकेम आदिलशाहनी

साथे कोलकरार करीने सलाह करी. पछी गोवळकोंडाना राजाए पण तेने खंडणी आपी.

पछी शाहजहांए कंदहार पाछुं सर कर्युं तथा बल्ख जीती लीधुं. १६३७. शाहजहांनी साथे रजपूत गया हता तेओ पाधर मेदानमां होय तेनी पेठेज ए पहाडी तथा बरफवाळा देशमां पण दुश्मननी साथे बहादुरीथी लड्या, पण शाहजहांनी फोजने बल्खमांथी पाछुं हठवुं पड्युं अने पाछां जतां मार्गमां हजारो माणस टाढने लीधे मरी गयां. कंदहार पण ईरानी लोकोए पाछुं लई लीधुं. १६४९. शाहजहांना शाहजादा औरंगजेबे जईने बे वार कंदहारपर घेरो घाल्यो, पण बंने वार हारीने तेने पाछा आववुं पड्युं. पछी पादशाहना वडा दीकरा दाराशेकोए छेलीवारे एक भारे चडाई करी. तेनां माणसो छेक कंदहारना कोटना मथाळासुधी जई पहोच्यां पण कंई वळ्युं नहीं. १६५३. पछी कंदहार लेवासारु मुगललोक फरीने गयाज नहीं.

---

## पाठ ५९. हिंदुस्ताननो इतिहास. भाग २१.

हुंपद मर्दानी

बे वरससुधी समाधानी चाल्यापछी शाहजादा औरंगजेबे पाछी दक्षिणमां लडाई मचावी. मित्रभावे स्वारी फरवा नीकळ्यो होय एवुं डोल देखाडीने औरंगजेबे एकाएक गोवळकोंडाउपर हुमलो कर्यो, अने त्यांना हाकेमने हरावीने तेनी दीकरीनुं लग्न पोताना दीकरा महमदसाथे कराव्युं, तथा तेनी पासेथी भारे खंडणी लीधी. त्यारपछी ए शाहजादाए विजापूर लेवानी युक्ति करी. विजापूरनो हाकेम महंमद आदिलशाह गुजरी गयो एटले औरंगजेबे एवुं कह्युं के, अली शाहजादो कंई महंमद आदिलशाहनो खरो दीकरो

नथी. एवी तकरार चलाव्याथी कजिओ सळग्यो एटले औरंगजेबे वळी विजापूरउपर १६५७ मां आगळनी पेठेज एकाएक हुमलो करीने ते देश जीती लीधो.

शाहजादो औरंगजेब केवा गुणनो हतो ते वात तो उपर लखेली हकीकतउपरथी जणाईज आवी हशे. ए ठंडा मिजाजनो हतो, पण तेने कोईउपर खरुं हेत नहोतुं. ए हरेक वाते पोतानुं काम काढी लेतो. धर्मने बहाने पण पोतानो स्वार्थ साधी लेवाने चूकतो नहीं. पोतानो स्वार्थ संधातो होय, ने गमे तेवी नठारी दगाबाजी करवी पडे, तो ते पण ए करतो. ए सूक्ष्म बुद्धिनो तथा मोटो हिंमतवान पुरुष हतो. दंडकुस्ती वगेरे मर्दानी कसरतमां ते पाको हतो, तथा शरीरे शोभायमान हतो. एना वडा भाई दाराशेकोमां एवा गुण नहोता. ते प्रमाणिक अने उदार मननो हतो, पण तेमां उतावळीआपणुं तथा हुंपद ए बे अवगुण हता. औरंगजेबना मनमां गमे तेवुं पाप होय, पण सामा धणीने ते वात न जणावतां मेळवी लेतो हतो. पण आ भाई तो सामा धणीने रीस चडे एवुं कहेतो, तेथी औरंगजेबने नबळो पाडवानी एनामां शक्ति नहोती. सुजा तो पोताना कुळनी रीतप्रमाणे दारुडीओ थई गयो हतो. औरंगजेब ए त्रीजो भाई हतो, अने सौथी नानो भाई जे मुराद ते उदार मननो तथा घणो बहादूर हतो, पण तेनामां बुद्धि ओछी हती.

पछी इ० स० १६५७ मां शाहजहां मरणतोल मांदो पडयो. ते वखत दाराशेकोज एकलो पोताना घरडा बापनी पासे हतो. पछी ए मंदवाडनी वात सांभळतां सुजा अने दाराशेको पोताने पादशाह कहेवडाववा लाग्या, अने तेमणे जुलम करवा मांडयो. पण औरंगजेबे पकाईथी एवी गडबडाट न करतां दक्षिणमां रहीने छानामाना फोजनो जमाव कर्यो. मुरादने पोतानी तरफ खेंची लईने दारा

अने सुजा ए बे जणने मांहोमांहे लडवा दईने कमजोर पाडवा एवी औरंगजेबे तदबीर करी, अने मुरादने छळभरेलो कागळ लख्यो, ते उपरथी मुराद तेनी पासे आव्यो.

ए वखतमां तेमनो बाप साजो थईने पाछो राजकारभार करवा लाग्यो, अने दाराए पोताना दीकरा सुलेमानने मोकलीने सुजानो पराजय कराव्यो. पछी सुजा पाछो पोताने प्रांत एटले बंगाले गयो.

---

## पाठ ८६. हिंदुस्ताननो इतिहास. भाग २२.

### मुकाबलो

ए वखतमां औरंगजेबे उपरथी एवुं देखाड्युं के मारे तो मुरादने गादी अपाववानी मरजी छे, तेथी मुराद एनी साथे खुशी थईने गयो. तेमनी सामो दाराए पोताना सरदार जसवंतसिंहने रजपूतनी फोज आपीने मोकल्यो. तेमनो उज्जनआगळ मुकाबलो थयो, तेमां रजपूत लोको सारी रीते लड्या, तोपण जसवंतसिंहनी हार थई.

शाहजहांना मनमां तकरार मटाडवानुं हतुं पण दाराए तेने मना करी. सुजानी सामा लडवाने दारानो दीकरो फोज लईने काशी गयो हतो, तेनी वाट न जोतां दाराए लडाईनो आरंभ कर्यो, अने रमजान महिनानी छठ्ठी तारीखे आग्राना मेदानमां दारानी तथा औरंगजेबनी फोजनो मुकाबलो थयो. औरंगजेबे पोतानी तोपोने सांकळ बांधीने हारबंध गोठवी राखी हती, पण दाराए ते हार तोडी नांखी. दारानी फोजना रजपूत सिपाईओए मुरादउपर एकदम धसारो कर्यो. तेनी गरबडाटमां पोतानी सवारीनो हाथी नाशी न जाय एटलामाटे दाराए ते हाथीने सांकळे बांध्यो. मुरादे राजा रामसिंहने पोताने हाथे मार्यो, अने दारा औरंगजेबनी फोजनी पार जेवुं नीकळवानुं करतो हतो तेवामां एक सळगतो टोटो तेना हाथीने वाग्यो, तेथी तेने ते हाथीउपरथी उतरी जवुं पड्युं. पण

एना माणसोए तेने हाथीपर न दीठो, तेथी तेने मरीगएलो जाणीने तेओमां नासानास थवा लागी. पछी औरंगजेब अने मुराद ए बे भाईओए मेदानमा भेगा थईने परमेश्वरनी स्तुति करी. ए लडाईमां मुरादना हाथीना होदाउपर तीरनो वरसाद वरशीने ते शाहुडीजेवो थई गयो हतो, तो पण मुरादने एके तीर वाग्युं नहोतुं.

पोताने शाहजहां गादीनो मालिक ठरावे तो सारुं एवी मरजी औरंगजेबनी हती, पण शाहजहांए तेने कबूल कर्यों नहीं, तेथी औरंगजेबे पोताना घरडा बापने गादीएथी उठाडी मूक्यो. औरंगजेबने मुरादनो कंई खप न रह्यो, तेथी तेणे तेने बेडीओ पेहेरावीने दिल्लीना सलीमगढना किल्लामां केद कर्यो.

शाहजहांना वखतमां तेनो मुलक लडाई थईने उजड थयो नहोतो. एवुं कहे छे के अकबरना करतां पण तेणे मुलकनो सारो बंदोबस्त राख्यो हतो, तेथी तेनो मुलक आबाद हतो तथा तेमां शेहेरो पण मोटां मोटां हतां, अने जमीनमां पाक सारो थतो. भरतखंडना सघळा पादशाहोकरतां शाहजहांनो ठाठ भारे हतो. तेणे पादशाही तख्त मोरनी आकृतिनुं कराव्युं. तेनी पूछडी पानां माणक तथा हीरानी बनावेली हती. ए तख्त घणुं वखणाय छे. तेणे दिल्ली शेहेर नवेसरथी बंधाव्युं, ने तेमां मोटा मोटा मेहेलो तथा मोटी जुमा मस्जिद बंधावी. वळी तेणे पोतानी बेगम मुमताजमहलनो एक मोटो रोजो बंधाव्यो तेने ताजमेहेल कहे छे, अने ते आखी दुनिआमां वखणाय छे.

---

## पाठ ८७. परमेश्वर छे.

परमेश्वरने कोई देखतुं नथी ने कोईए दीठो नथी, त्यारे जे कोईना दीठामां नथी आवतो ते छे, एवुं आपणे मानवुं? हा, आड

જુઓ. એના પાતરાં ને ડાળીઓ હાલે છે. એને કોણ હલાવે છે? પવન વાય છે તેથી ઝાડ હાલે છે. પણ તમે પવનને જોઈ શકો છો? ના. જોઈ શકતા નથી, તોપણ આપણે બધા માનીએ છીએ કે પવન છે, કેમકે તે જે કરે છે તે, એટલે તેની અસર આપણે જોઈએ છીએ, તેમજ પરમેશ્વરનાં કરેલાં કામપરથી આપણે જાણીએ છીએ કે તે છે.

વળી ધારો કે આપણે મોટાં વાહાણમાં બેશીને સફર કરવા નીકળીએ. સેંકડોં ગાઉ ગયાકેડે એક અજાણ્યો બેટ આવ્યો, પણ તેમાં માણસની વસ્તી જણાતી નથી. તે બેટમાં ફરવા નીકળ્યા, તો એક મોટું અને સુંદર ઘર દીઠું; તેમાં રાચરચીલું, અનાજ, વાસણ, વગેરે જે જોઈએ તે સૌ ભરેલું છે. તે ઘરમાં અથવા તે બેટમાં કોઈ માણસ જણાતું નથી. એ ઘર કોણે બાંધ્યું, તે પણ આપણા જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી; તોપણ આપણે માનીશું કે એ ઘર કોઈ હોશિઆર કારીગરે બાંધ્યું હશે. કોઈ એમ કહે કે, એ ઘર કોઈએ બાંધ્યું નથી, પોતાની મેળે બંધાયું, તો આપણે તેને બેવકુફ ને ગાંડો નહીં કહીશું? એવાંજ કારણથી આપણે પરમેશ્વરને જાણીએ છીએ. આ પૃથ્વી એક મોટા ઘરના જેવી છે. આપણે જે જોઈએ તે એમાં ભરી મૂક્યું છે. આપણે અજવાળું જોઈએ માટે એક મોટા દીવાના જેવો સૂરજ કર્યો છે. આપણે ખાવાને જોઈએ માટે ભોંયમાં સારાં સારાં અનાજ, ફળ, કંદ, ઇત્યાદિ થાય છે. વળી આપણે પાણી જોઈએ, તો તેને સારૂ નદી, તળાવ, ને કૂવા પુષ્કળ છે. આપણે મીઠું જોઈએ, તો આખો મહાસાગર તેથી ભરેલો છે, ટાઢ, તડકો, અને વરસાદથી આપણું રક્ષણ કરવાને લૂગડાં જોઈએ તો તેને વાસ્તે રૂ, રેશમ, ને ઉન સરજ્યાં છે, કહો, આ મોટા ઘરમાં, એટલે આ દુનિઆમાં કાંઈપણ બાકી રાખ્યું છે, કે કાંઈ અધુરૂં છે? હવે જો એક નાનુંસરખું ઘર પોતાની મેળે બંધાતું નથી, તો આ મોટી દુનિઆ પોતાની મેળે કેમ બંધાય? ના, પોતાની મેળે ન બંધાય. એને મોટો સરજનાર એટલે કરનાર છે, ને એ કરનાર પરમેશ્વર છે.

## પાઠ ૯૮. ઈશ્વર પ્રાર્થના.

ભૂમિ તીક્ષ્ણ ભાણુ ગુપ્ત નેણ

દોહરા.

જેની શક્તિથી થયાં ભૂમિ જળ ગિરિ આકાશ,
જશ જેના બહુ બહુ વળી વંદું તે અવિનાશ. ૧
ચંદ્ર સૂર્ય ગ્રહની ગતિ રાત્ર દિવસ રૂતુ સાર
ધાતુ ઝાડ જનાવરો, સૌને તુજ આધાર. ૨
તજવીજો સંસારમાં કીધી શી ભગવંત!
પર ઉપકાર ચતુરાઈમાં ડહાપણમાં તું અનંત. ૩
તુજ નીતિના રાજમાં પાળ મને પરમેશ,
સદ્દગુણમાં હર ઘડી રમું એજ કરવ ઉદ્દેશ. ૪
અપરાધી પાપી ઘણો કરૂં હું નિર્લજ કામ,
તે સૌથી ઉગાર તું, કરગરી કહું સતનામ. ૫

---

ઈશ્વર સઘળું જુએ છે.

દોહરા.

સર્વ શકિત ધરી તેં હરી, તીક્ષ્ણ આંખથી જોય,
બને વાત બહુ ખૂણમાં, દીલ ગુફામાં હોય. ૬
જેને જાણું ગુપ્ત બહુ, તેનો નહીં તું અજાણ,
છાનાં કામ નિહાળતો, જબરો જગનો ભાણ. ૭
જે જે પાપ કરૂં સૌ, ભણું હું ભુંડાં વેણ,
તેને રે નોંધી કરી, કરે તું કરડાં નેણ. ૮
મુઆપછી ઈનસાફમાં વંચાએ સૌ જેહ,
જમે ઉધારો અહિં કર્યાં પુણ્ય પાપનાં તેહ. ૯
ઓ બાપ કર માફ તું ઐશારમાં મુજ કામ,
શું મોઢું લઈ આવું હું પગપાસે શુભનામ. ૧૦
પાપ વિચારૂં નહીં કદી, એ મારો ઠેરાવ,
કાંકે પ્રભુ પળ પળ તણો જુએ ગુપ્ત બનાવ. ૧૧

( નર્મકવિતા. )

## પાઠ ૯૧. વિલાયતી કાગળ.

સૌથી સારા કાગળ શણનાં ચીથરાંના થાય છે. રૂ અને બીજા પદાર્થો પણ એ કામમાં બહુ ખપે છે. થોડાં વરસ થયાં પરાળના કાગળ બનાવવાની જુગતી નીકળી છે. જ્યાં કાગળ બને છે તે કારખાનું જોવા તમે જાઓ, તો મેલાં જૂનાં ચીથરાંનો એક આખો ઓરડો ભરેલો તમારા દીઠામાં આવશે; અને જ્યારે તમે જાણશો કે આવાં મેલાં અને તરેહ તરેહના રંગનાં ચીથરાંમાંથી ઊજળા દૂધજેવા કાગળ થાય છે, ત્યારે તમને ઘણું અચરજ લાગશે.

એ ચીથરાંને પેહેલાં પાણીમાં પલાળી મૂકીને ધુએ છે. પછી તેને કંઈ પેટી જેવું હોય છે તેમાં ભરે છે, એ પેટીના પાસામાં માંહેલી તરફથી ધારવાળા દાંતા જડેલા હોય છે, અને તેમાં એક ગોળ લાટ હોય છે તે ફરે છે. એ લાટમાં પણ ધારવાળા દાંતા જડેલા હોય છે. એ લાટ ગોળ ફરે છે તેથી ચીથરાં ને પાણી જે પેટીમાં ભરેલાં હોય છે તે ખૂબ વલોવાય છે, અને ચીથરાં ફાટી કપાઇને ચૂરેચૂરા થઈ જાય છે. જ્યાંસુધી એ ચીથરાં અવટાઇને પાણીસાથે મળીને લાહી જેવાં થઈ જાય, ત્યાંસુધી એપ્રમાણે લાટ ફેરવ્યાં કરે છે. પછી તેને એક જાતના ચૂનાવડે ધોઈ નાંખીને મોટાં વાસણમાં ભરીને દેવતાપર ઉનું થવા મૂકે છે, અને વારે વારે હલાવે છે.

એ વાસણઆગળ એક આદમી પોતાના હાથમાં ચાળણી જેવું ચોકઠું લઇને ઉભો રહે છે. એ ચોકઠું તારનું બનાવેલું હોય છે, અને તે એક બીજું લાકડાનું ચોકઠું જે ઉચકાય મેલાય એવું હોય તેપર લાંબું મૂકેલું હોય છે. કાગળ પાડનારો એ ચોકઠું પોતાના હાથમાં ઝાલીને પેલા વાસણમાં બોળે છે, અને પછી બહાર કાઢી થોડીવાર ચત્તું ધરી રાખીને જરા જરા હલાવતો જાય છે એટલે પાણી તારમાંથી નીતરી જાય છે, અને માવાનો પાતળો થર ચોકઠાપર ઠરીને કાગળનો તાવ બંધાઈ જાય છે.

પેલું લાકડાનું ચોકઠું કાઢી લઈને બીજો આદમી તે તાવ એક ઊનના લૂગડાપર નાંખે છે, અને તેપર બીજો તેવડોજ ઊનનો કડકો ઢાંકે છે. એપ્રમાણે કાગળના તાવ કરતા જાય છે, અને ઊનના લૂગડાંવતી ઢાંકતા જાય છે. તાવનો થએલો થોકડો પછી મોટા સકંજામાં ઊનના લૂગડાસુદ્ધાં મૂકીને દાબે છે, તેથી પાણી નીકળી જાય છે. વળી એ ઊનનાં લૂગડાં કાઢી લઇને એકલા કાગળના તાવને દબાવે છે, ને પછી પાંચપાંચ છછ એકઠા સૂકવે છે.

એ કાગળ તૈયાર થાય છે તેપર લખવા જઈએ તો લખાય નહીં, ફૂટી નીકળે, માટે એને એક જાતના સરેશના પાણીમાં બોળવા પડે છે. બ્લાટિંગ કાગળ એટલે શાહી ચૂશી લેનારા કાગળને એવું પાણી પાતા નથી. સરેશનું પાણી પાયાપછી કાગળને જૂદી જૂદી રીતે વારે ઘડીએ દબાવે છે. ત્યારપછી તેની કોર બરાબર કાપીને ચોવીશ ચોવીશ કાગળના ઘા બાંધે છે. એવા વીશ ઘા એકઠા બાંધે છે તેને અંગ્રેજીમાં રીમ કહે છે.

આ ઉપર લખેલું કાગળ બનાવાનું કામ બધું હાથે કરવામાં આવે છે. ઘણા અચરજ જેવા સંચા પણ એ બધા કામને વાસ્તે બનાવેલા છે, તેથી કાગળ બહુ જલદી તૈયાર થાય છે. તે બધા સંચા વરાળના જોરથી ચાલે છે. ચીથરાં ફાડવાને, માવો બહાર કાઢી નાંખવાને, તારનું ચોકઠું હલાવવાને, કાગળો દાબવાને અને એ રીતે તે માવામાંથી કાગળ બનાવવાને જરૂર પડે છે, તેટલાં જૂદાં જૂદાં કામ કરવાને એક સંચો હોય છે. તે સંચાને એક છેડેથી માવો રેડ્યો તો બીજે છેડે તેના કાગળ બની બહાર નીકળે છે. એ સંચાથી ત્રણ કલાકમાં અધગાઉ પોણોગાઉસુધી પથરાય એટલા કાગળ તૈયાર થાય છે.

---

## पाठ ६०. पेनसिलविषे. भाग १.

મેહેતાજી પોતાના હાથમાં એક પેનસિલ લઇને પૂછે છે છોકરા, આ મારા હાથમાં પેનસિલ છે તે તમે દેખો છો? એ શાની બનેલી છે?

કેટલાંક છોકરાં જવાબ દે છે—લાકડાની, સાહેબ.

મેહેતાજી—એમાં એવિના બીજું કંઈ છે? લાકડું કાગળપર ફેરવીએ તો તેનો આવો કાળો ડાઘ પડશે કે? તમારા હાથમાં લઇને એ જુઓ.

ઠાકોર—લાકડાને છેડે કાળા ડાઘજેવું દેખાય છે. એ ચળકે છે અને સીસાસરખું જણાય છે.

હરકીસન—એ સીસાની છે, સાહેબ. જુઓ, આ સીસાનો કડકો લઇને હું કાગળપર લખું, તો તેનો પણ કાળો ડાઘ પડે છે, પણ એ પેનસિલના ડાઘજેવા નથી.

બધાં છોકરાં બોલી ઉઠયાં—અમે જાણીએ છીએ, સાહેબ. એ પેનસિલ તો સીસાની ને લાકડાની કરેલી છે.

મેહેતાજી—તમે ભૂલો તેમાં શી નવાઈ? મોટા મોટા એને સીસા પેન કહે છે, કેમકે એનો રંગ સીસા જેવા દીઠામાં આવે છે, પણ એ ખરૂં નામ નથી. હમણા આપણે વાત કરીશું તે પરથી તમને સાફ જણાશે કે એમાં જરા પણ સીસું આવતું નથી. વારૂ, તમે સીસાવિષે ને બીજી ધાતુવિષે પાછળ શીખી ગયા છો તેમાંનું તમને કંઈ યાદ છે?

ઠાકોર—ધાતુને હથોડાવતી ટીપે તો તેના પાતળાં પતરાં થાય છે.

મેહેતાજી—ઠીક; પણ આ પેનસિલમાં સીસાજેવું દેખાય છે તેને હથોડાવતી ટીપે, તો તે ભાગીને ભૂકો થઈ જાય, ત્યારે તેના પતરાં તો થાયજ કયાંથી? વારૂ પણ સીસાવિષે તમે કંઈ બીજું જાણો છો?

હરકીસન—દેવતામાં મૂકે તો ઓગળી જાય.

મેહેતાજી—પણ આ પેનસિલમાં જે સીસાજેવું છે તેને ગમે એવા જબરા તાપમાં મૂકો તો બળી બળીને તેની રાખ થઈ જાય, પણ ઓગળે નહીં. એવિના સીસાવિષે તમને કંઈ બીજી ખબર છે?

ઠાકોર—મને એક વાત યાદ આવી છે. ઘણી ધાતુના તાર એં-ચાઈ શકે છે, અને સીસાનાએ તાર થાય છે, પણ તે કંઈ કામ-માં આવે એવા જબરા થતા નથી.

મેહેતાજી—શાબાશ, તમને ભલું યાદ છે. પણ આ પેનસિલમાં સીસાજેવું છે તેનો તો તારજ થાય નહીં.

હરકીસન—મેહેતાજી સાહેબ, ત્યારે એની આવી ઝીણી ઝીણી ચીપો લાકડામાં છે તે કેમ કરી હશે ? એ તો તારના જેવી પાતળી છે.

મેહેતાજી—પેનસિલ કેમ બનાવે છે તેવિષે જ્યારે હું તમને વાત કહીશ, ત્યારે એનો ખુલાસો કરીશ. પણ તમને કોઇને માલમ છે કે સીસું કયાંથી નીકળે છે, અને નીકળે છે ત્યારે કેવું હોય છે ?

ઠાકોર—સીસું જમીનમાંથી નીકળે છે, અને તે માટી કે પથરાસાથે મળેલું હોય છે.

મેહેતાજી—આ પેનસિલમાંહેલી સીસાજેવી વસ્તુ પણ ભોંયમાંથી ખોદી કાઢે છે ; આપણા મુલકની જમીનમાં તો એ થતી નથી પણ ઇંગ્લાંડમાં થાય છે. ત્યાં તેના ઝીણા ઝીણા ચળકતા ને જરા ચીકણા* ગાંગડા નીકળે છે. તે ચપ્પુવતી છોલીએ તો છોલાય છે, માટે કામમાં આવે તેવી તેની નાની ચીપો ઉતારે છે. તમે ઉપલી વાતથી સમજ્યા તો હશો કે એ બીલકુલ સીસાજેવું નથી પણ જૂદીજ વસ્તુ છે. અંગ્રેજીમાં તેને પ્લંબેગો કહે છે.

હરકીસન—પણ મેહેતાજી સાહેબ, એ એકલા ઇંગ્લાંડમાં નીકળે છે કે ?

મેહેતાજી—ના, બીજે બહુએ ઠેકાણે યુરોપ ખંડમાં નીકળે છે, પણ તે ચોખ્ખું નથી હોતું. હલકી જાતની પેનસિલોમાં બહુ હલકી જાતનું પ્લંબેગો વાપરે છે. કેટલેક ઠેકાણે પ્લંબેગોનો ભૂકો નીકળે છે તેને બાંધીને તેની લૂગદીઓ કરે છે, અને પછી તેમાંથી એવી હલકી પેનસિલો બનાવે છે.

ઠાકોર—મેહેતાજી સાહેબ, એ ધાતુ કંઈ બીજા કામમાં આવતી હશે?

મેહેતાજી—તમે દેખો છો કે એનો રંગ કાળો ને ચકચકતો છે, માટે વિલાયતમાં એના ભૂકાવતી લોઢાનાં વાસણ માંજીને સાફ કરે છે, એટલે તે કાળાં ને ચળકતાં થાય છે. આપણે અહીં પણ જો એ

---

*ઝટ ભાગે નહીં તેવા.

પુષ્કળ મળતું હોય તો એવા ખપમાં આવે. વારુ, પણ સીસાવિના બીજી કોઈ એવી વસ્તુ છે કે તેવતી કાગળપર કાળો ડાઘ પડે?

કેટલાંક છોકરાં—કોયલાવડે લખીએ તો કાળું લખાય.

મેહેતાજી—ખરી વાત, એ પ્લંબેગો પણ એક જાતનો કોયલો છે. સારી પેઠે સમજી રાખો કે એમાં સીસાનો જરા પણ ભાગ નથી. કોયલો અને જરા લોઢું એકઠું મળીને એ થએલું છે, પણ એમાં કોયલાનો ભાગ ઘણોજ છે.

---

## પાઠ ૬૧. પેનસિલવિષે. ભાગ ૨.

મેહેતાજી—કાલે આપણે પ્લંબેગોવિષે જે વાત કરી તે તો તમને સૌને યાદ હશે. હવે એ કેમ બનાવે છે તેવિષે આજ હું તમને કંઈ કહેવાનું ધારૂં છું. તમે કોઈએ ગોળ આરી દીઠી છે?

હરકીસન—ના સાહેબ, પણ મેં એક સુતારને આરીવતી પાટીઆં વહેરતાં દીઠો હતો, તેથી જાણું છું કે તેને દાંતા હોય છે.

મેહેતાજી—ગોળ આરી પણ એવીજ છે. ગજવેલનું ગોળ પતરૂં કરેલું હોય છે, ને તેને કોરપર એના જેવા દાંતા પાડેલા હોય છે.

ઠાકોર—પણ વારૂ મેહેતાજી સાહેબ, જો બધે ફરતા દાંતા હોય ત્યારે એ ઝાલવાનો હાથો કેણી ગમ હોય?

મેહેતાજી—એને હાથાની જરૂર નથી, કેમકે જેમ ગાડીનું પૈડું ધરીપર ગોળ ફરે છે, તેમ એ પણ વચલા ભાગપર ગોળ ફરે છે. એ ગોળ આરીને ગોઠવીને પછી તેની ગમ વહેરવાનું લાકડું હડશેલતા જાય છે, એટલે સેહેજ અને બરોબર વહેરાય છે. સીડર જાતનું એક સુગંધીવાળું પોચું લાકડું થાય છે, તેની ચીપો ત્રણ ત્રણ પેનસિલો થાય એવી લાંબી એ આરીવતી ઉતારે છે. પછી બીજા કરવતવતી એકેકથી વચ્ચોવચ એક નાનીસરખી આંચ અથવા ખોભણ પાડે છે, તે હમેશ સળંગ નથી પાડતા, પણ તેમાં કેટલોક ભાગ ખાંચવગરનો રહેવા દે છે.

ઠાકોર—ખરી વાત, કેટલીક પેનસિલોમાં બધે પ્લંબેગો હોતું નથી. એક છેડો તેવગરનો હોય છે, તેજ ભાગ એ હશે?

મેહેતાજી—હા, તેજ. ખાંચ પાડી રહ્યાપછી, તેમાં પ્લંબેગોના કડકા તૈયાર કરી રાખેલા હોય છે તે મૂકે છે. તમને સાંભરતું તો હશે કે એ પ્લંબેગોના મોટા ગાંગડા થાય છે, અને તેને પેલી ગોળ આરીવડે વહેરીને એ ખાંચમાં આવે તેવી ઝીણી ઝીણી ચીપો કરે છે. તૈયાર થયાપછી કેટલાક છોકરા રાખેલા હોય છે, તે એ ચીપો લાકડાની ચીપોની ખોભણમાં મૂકે છે, અને તે-ઉપર બીજી એક લાકડાની ચીપ જે ખોભણવગરની હોય છે તેપર સરેશ ચોપડી વળગાડી દે છે, તેથી ત્રણ ત્રણ પેનસિલની એક લાંબી લાકડી થાય છે.

ઠાકોર—એતો ખરી વાત, પણ મેહેતાજી સાહેબ, એ લાકડીઓ તો ચોખંડી થાય, ને આપણે લખીએ છીએ તે પેનસિલ તો ગોળ હોય છે.

મેહેતાજી—બધીએ પેનસિલો ગોળ નથી આવતી, મેં ચોખંડી પણ દીઠેલી છે; અને જેમ ગોળ પેનસિલથી લખાય તેમ ચોખંડીથી લખાય, પણ ગોળથી લખવાનું સૂતર પડે છે. એ ગોળ કેમ કરે છે તેની બધી વીગતવાર હકીકત હાલ હું તમને સમજાવી શકતો નથી, પણ એ બનાવવાનો એક સંચો હોય છે, તેમાં એ ચોખંડી પેનસિલ એક છેડેથી મૂકે છે, એટલે બીજી તરફથી ગોળ થઈ નીકળે છે. એવી લાકડીમાંથી પછી ત્રણ ત્રણ પેનસિલો કાપી કાઢે છે.

## पाठ ६२. हिंदुस्ताननो इतिहास. भाग २३.

कासळ अरसो

ए वखत औरंगजेब बादशाही पदवीने पाम्यो हतो, पण दारा तथा सुजानुं कासळ काढयाविना तेने निरांत वळी नहीं. लाहोरने रस्ते थईने दारा सिंध नाशी गयो. सुजा बंगालेथी पाछो आव्यो,

अने अलाहाबादआगळ औरंगजेबनी सामो थयो. त्यां एक मोटी लडाई थई, तेमां औरंगजेबनी फतेह थई अने तेने हाथ शत्रुनी ११४ तोपो आवी; तेथी हारीने सुजा पाछो बंगाले गयो.

ए अरसामां दारा गुजरात जतो रह्यो हतो. त्यांनो सूबो तेने मळी गयो तेथी ते सघळो प्रांत तेने ताबे थयो. दारा मोटी फोज एकठी करीने अजमेर गयो. पण औरंगजेबे तेनी साथे बहादूरीथी लडाई करीने तेनी फोज विखेरी नांखी तेथी दारा नाठो ते अमदावाद आव्यो. मार्गमां ते फोजनां पाछळ रही गएलां माणसोने कोळीओए लूटी लीधां. पोताना कुटुंबसुद्धां दारा अमदावाद आव्यो, एटले शेहेरना दरवाजा बंध करी दईने त्यांना सूबाए तेने पेसवा दीधो नहीं, तेथी फकत पांच सवार तथा बे हाथी लईने तेने आगळ नासवुं पड्युं. नासतां नासतां सिंध देशनी उगमणी सरहद उपर ते जई पहोंच्यो. त्यां तेनी बेगमनो काळ थयो अने जूना तालुकदारे दाराने तथा तेना दीकराने दगाफटकाथी पकडीने औरंगजेबपासे दिल्ली मोकली दीधा. तेने औरंगजेबे बेडीओ पेहेरावी अने एक नठारासरखा हाथीपर बेसाडी शेहेरमां फेरवी बंधीखाने नांख्यो. दारा पोताना हकने वास्ते लड्यो हतो, तो पण औरंगजेबे तेने मारी नांखवानो ठराव करी मारा मोकल्या. तेमणे तेने बंधीखानामां मारी नांख्यो.

ए वखतमां सुजाए बंगालामां राजमेहेलआगळ पडाव नांख्यो हतो तेने औरंगजेबनो दीकरो सुलेमान मळी गयो, केमके तेना बापें तेनी संभाळ राखवाने माटे जे माणसो मोकल्यां हतां तेमना कबजामां तेनाथी रहेवायुं नहीं. पछी सुजाए ए शाहजादाने पोतानी दीकरी परणावी. पण त्यां ए शाहजादाने गम्युं नहीं तेथी ते पाछो पोताना बापनी पासे गयो, पण तेना बापे तेने केदमां नांख्यो.

त्यारपछी सुजानी चडती दशा थईज नहीं. तेनी फोजनां माणसो

नोकरी छोडीने जतां रह्यां, तेथी पोते नाशीने ब्रह्मदेशमां आराकानना राजानी पासे गयो. ते देशमां बलवो उठयो तेमां सुजा पोतानां बैरांछोकरांसुद्धां मार्यो गयो.

दारानो दीकरो सुलेमान गोवालिअरना किल्लामां मरण पाम्यो. ए विषे एवो संदेह रहे छे के तेने झेर दईने मारी नंखाव्यो हशे. मुराद नाशी जवानुं करतो हतो माटे तेना उपर खोटुं तहोमत मूक्युं, अने तेने अपराधी ठरावीने मारी नांख्यो. पेलो शाहजहां डोसो अत्यारलगी बंधीखानामां सडयां करतो हतो.

---

## पाठ ६३. हिंदुस्ताननो इतिहास. भाग २४.

ए रीते औरंगजेबे पोताना भाई भत्रिजाओनुं कासळ काढ्युं. त्यारपछी थोडीक मुदतमां तेना राजनो मोटो शत्रू पेदा थयो. ए शत्रुविषे अगाउ कोई वखत कंई लखवामां आव्युंज नथी.

नर्मदानी दक्षिणे पर्वत छे, त्यांथी गोवासुधी अने गोवेथी ते गोदावरी नदीने मळनारी वर्धा नदीसुधी मरेठा लोकनी वस्ती छे. तेमना देशमां दाक्षिण प्रांत छे. त्यांनी जमीन उंची तथा पाधर छे अने कोकण प्रांतनी जमीन नीचाणमां टेकरा टेकरीवाळी छे. ए बे प्रांतनी वच्चे घाट एटले सह्याद्रि नामे पर्वत छे. ते सीधो उत्तरथी ते दक्षिणसुधी पथराएलो छे. त्यांना लोक मजबूत तथा उद्योगी छे; अने रजपूतजेवा अभिमानी ने लडवैया नथी तो पण तेमना करतां वधारे चंचळ अने चतुर छे.

अहमदनगरनो मुलक शाहजहांए जीती लीधो त्यांसुधी अहमदनगरना मरेठा वजीर शाहजीए केवी रीते लडाई करी ते वात पछवाडे वीशमा पाठमां आवी गई छे. शाहजीना बापने पुनानी पासे मोटी जागीर मळेली हती, अने शाहजीने महीसूरना मुल्कमां बंगलोरनी पासे बीजी जागीर मळी. शाहजीने पोताना दीकरा

शिवाजीने पुनानी जागीरनो कारभार आपीने तेनी चोकसीने सारु दादाजी कोंडदेव नामे ब्राह्मणने मूक्यो, अने पोते नवी जागीर संभाळवाने गयो.

जेवी रीते रजपूतस्थानना डुंगरोमां वनराज चावडाए लूटफाट करी हती तेवी रीते शिवाजीए घाटना मुलकमां लूटफाट करवा मांडी. घाटने मथाळे घणाक किल्ला छे ते मांहेलो एक किल्लो पुनेथी वीश गाउउपर छे तेने शिवाजीए घेरो घाल्यो. पछी दादाजीनो काळ थयो एटले पुनानी जागीरनो स्वतंत्र कारभार शिवाजीने हाथ आव्यो, अने तेनी उपज पोताना बापने न मोकलतां पोतेज खावा लाग्यो. झडप मारवानो लाग आवतासुधी वावनी पेठे छानोमानो बेशी रहीने अंते शिवाजीए घणाक किल्लाउपर छापा मार्या. तेनुं बळ वधतुं थतुं जोईने तेना बापने जागीर आपनारा विजापूरना हाकेमने तेने विषे वेहेम पेदा थयो. पछी शिवाजी हिंमत धरीने तेनी सामो थयो, अने सघळा उत्तर कोंकणउपर हुमलो करीने त्यांथी बधा मुसलमानने काढी मूक्या, केमके ते ए धर्मना लोकने धिकारतो हतो अने हिंदुओने पाछा वधारवाने चाहतो हतो.

---

## पाठ ६४. हिंदुस्ताननो इतिहास. भाग २९.

शिवाजीए बलवो उठाव्यो तेनी सजा विजापूरना हाकेमे तेना बाप साहजीने करीने केदमां नांख्यो. ते वखत शाहजहां दिल्लीनो पादशाह हतो, तेनी मदद शिवाजीए मांगी. शाहजहांए शिवाजीना बापने छोडाव्यो.

शिवाजीने पोतानो अमल वधारवानो लाग मळ्यो तेथी पुनाथी दक्षिणना मुलकना कोईक राजाने मारी नांख्यो. पण इ० स०

१६५९ मां औरंगजेब पेहेली वारनो दक्षिण गयो तेना उपर हुमलो करवानो लाग नथी एवुं जाणीने शिवाजीए तेने मळवी लीधो.

शाहजहांनी मंदवाडनी खबर सांभळीने औरंगजेब दिल्ली गयो हतो ते वात तो पछवाडे आवी गई छे. औरंगजेब गयापछी विजापूरना हाकेमे शिवाजीसाथे लडवाने फोज मोकली ते वखत शिवाजीए छळभेदथी तेने शरणे जवानुं कहेण मोकल्युं, अने तेना सरदार अफजुलखांनी साथे एकांत मळवानुं ठराव्युं. पण शिवाजीए पोताना हाथमां पोलादना पंजा जेने वाघनख कहे छे ते संताडी राख्या हता, ते भेटती वखत अफजुलखांना पेटमां मारीने तेउपर खंजरनो घा कर्यो तेथी ते मरी गयो. पछी विजापूरनो राजा बीजी फोज लईने आव्यो तेनी अने शिवाजीनी वच्चे घणीक लडाईओ थई; पण इ० स० १६६२ मां शिवाजीए सलाह करीने कल्याणथी ते गोवासुधी लांबो अने आशरे सो मैल पोहोळो मुलक पोताना ताबामां राख्यो.

इ० स० १६६२ मां दिल्लीना पादशाहसाथे शिवाजीने कजिओ थयो, तेथी शाईस्तखांए आवीने पुना कबजे कर्युं. पण रात्रे चोरीथी शिवाजीए शेहेरमां पेशीने शाईस्तखांने जखमी कर्यो, तेथी शाईस्तखांए जाण्युं के पादशाही फोजमां फूट थई हशे तेथीज एवो दगो थयो हशे. ए रीते फाटफूटनो वेहेम घाल्याथी शिवाजीने सुरत लूटवानो लाग मळ्यो. ए शेहेरमां अंग्रेज लोकनी कोठी हती, तेमांथी मरेठाओने हठावी मूकीने अंग्रेजोए फक्त पोतानो बचाव कर्यो. ए वखते शाहजी पड्यो. शाहजीए पोतानो अमल ठेठ मद्रास अने तंजावरनी लगभगसुधी बेसाड्यो हतो, तेथी तेना मरी गयापछी शिवाजी पोताने राजा केहेवडाववा लाग्यो, तथा पोताना नामना सिक्का पाडवा लाग्यो.

---

## पाठ ६९. मूरख राजाविषे. भाग १.

શિષ્ય દ્વાર તસ્કર વણિક

### ભુજંગી છંદ.

પુરી એક અંધેરી ને ગંડુ રાજા,
ટકે શેર ભાજી ટકે શેર ખાજા,
બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
કદી સારી ખૂરી ન વેચે વિવેકે. ૧
ત્યાં જઈ ચડ્યા બે ગુરૂ એક ચેલો,
ગયો ગામમાં માગવા શિષ્ય પેલો,
લીધી સુખડી હાટથી આપી આટો,
ગુરૂ પાસ જઈને કહે ખૂબ ખાટચો.[1] ૨
ગુરૂજી કહે રાત રહેવું ન આંહી,
સૌ એક ભાવે ખપે ચીજ જ્યાંહી,
હશે ચોર ને શાહનો ન્યાય એકે,
નહીં હોય શિક્ષા ગુનાની વિવેકે. ૩
ન એ વસ્તીમાં એક વાસો વસીજે.
ચલો સદ્ય ચેલા જવું ગામ બીજે,
કહે શિષ્ય ખાવા પીવા ખૂબ આંહી,
તજી તેહ[2] હું તો ન આવીશ ક્યાંહી. ૪
ગુરૂએ બહુ બોધ દીધોજ ખાસો,
નહીં યોગ્ય અહીં રહે રાત વાસો,
ન માની કશી વાત તે શિષ્ય જ્યારે,
ગુરૂજી તજીને ગયા ગામ ત્યારે. ૫
રહ્યા શિષ્યજી તો તહીં દિન ઝાઝા,
બહુ ખાઈ પીને થયા ખૂબ તાજા,
પછીથી થયા તેહના[3] હાલ કેવા,
કહું છું હવે હું સૂણો સર્વ તેવા. ૬

---

૧ કમાયો. ૨ તે. ૩ તેના.

દોહરા.

તસ્કર ખાતર પાડવા ગયા વણિકને દ્વાર,
તહાં ભીંત તૂટી પડી, ચોર દબાયા ચાર. ૭

માત પ્રભાતે ચોરની ગઈ કરવા ફરિઆદ,
શૂળી ઠરાવી શેઠને, ડોશીની સૂણી દાદ. ૮

એવું ઘર કેવું ચણ્યું ખૂન થયાં તે ઠાર,
રાતે ખાતર ખોદતાં ચોર દબાયા ચાર. ૯

---

## પાઠ ૬૯. મૂરખ રાજાવિષે. ભાગ ૨.

દોહરા.

વણિક કહે કડિઆતણો એમાં વાંક અપાર,
ખરે ખરી એમાં નથી મારી ખોડ લગાર. ૧૦

કડિઆને શૂળી ઠરી, વણિક બચ્યો તેવાર,
ચૂક ગારો કરનારની કડિએ કરી ઉચાર[1]. ૧૧

ગારો કરનારો કહે, પાણી થયું વિશેષ,
એ તો ચૂક પખાલીની, મારી ચૂક ન લેશ. ૧૨

પૂરપતિ કહે પખાલીને, જો તું શૂળીએ જાય,
આજપછી આ ગામમાં એવા ગુના ન થાય. ૧૩

મુલ્લાં નિસર્યો મારગે[2], મેં જોયું તે દિશ,
પાણી અધિક તેથી પડ્યું, રાજા છાંડો રીસ. ૧૪

મુલ્લાંજીને મારવા, કરી એવો નિરધાર,
શૂળીપાસે લઈગયા, મુલ્લાંને તેવાર. ૧૫

ફૂલ જાડું શૂળી તણું, મુલ્લાં પાતળે અંગ,
એવી હકીકત ચાકરે જઈ કહી ભૂપ પ્રસંગ. ૧૬

ભૂપ કહે શું હરઘડી પૂછો આવી કોઈ?
શોધી ચડાવો શૂળીએ જાડા નરને જોઈ. ૧૭

---

૧ ઉચ્ચાર. ૨ માર્ગ.

જોતાં જોતાં એ જડ્યો જોગી જાડે અંગ,
બહુદિન આપીને બન્યો રાતે માતે રંગ. ૧૮
શિષ્ય મુદત માગી ગયો ગુરૂપાસે પસ્તાય,
ગુરૂએ આવી ઉગારીઓ અદ્ભુત કરી ઉપાય. ૧૯
જોગી શૂળીપાસ જઈ, કહે ભૂપ સૂણ કાન,
આ અવસર શૂળીએ ચડે વેગે મળે વિમાન. ૨૦
ચેલો બોલ્યો હું ચડું, એ ગુરૂ કહે, હું આપ,
અધિપતિ કહે, ચડીએ અમે, પૂરણ મળે પ્રતાપ. ૨૧
ગુરૂ ચેલાને ગામથી પહોંચાડ્યા ગાઉ પાંચ,
રાજા શૂળી ઉપર રહ્યો, અંગે વેઠી આંચ. ૨૨
જહાં ભણેલ ન ભૂપતિ નીપજે એવા ન્યાય,
દેશ સુધારાની તહાં, તો આશા શી થાય ? ૨૩

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૬૭. ચીના લોકમાં છાપવાનો હુનર.

છાપવાની કળા યુરોપમાં ઈસવી સનના પંદરમા સૈકડામાં જણાઈ, તેના પેહેલાં પાંચસેં વરસપર ચીનમાં માલમ પડી હતી. ચીના લોકનો મત એવો છે કે પોતાના બાપદાદા કરી ગયા હોય તેમાં કશો વધારો ઘટારો કરવો નહીં. તેઓ સમજે છે કે અમારૂં સર્વ સંપૂર્ણ છે. આ વિચારને લીધે આ હુનરમાં એમણે અગાઉકરતાં વધારે સુધારો કર્યો નથી. એમનામાં શિળાછાપ કે છૂટાં બીબાં નથી.

કોઈ વિદ્વાન જ્યારે ગ્રંથ કરે છે, ત્યારે તે પેહેલો લહીઆને આપે છે. તે ઘણાજ પાતળા કાગળપર તેની સારી નકલ કરે છે, ને તેની એક બાજુ કોરી રાખે છે. તેનું કદ તથા આકાર ચોપડીના જેવા હોય છે. ચીના આપણી પેઠે આડી લીટીમાં નથી લખતા, જમણા હાથ ભણીથી ઉભી લીટીમાં લખે છે. આખી ચોપડીની એ રીતે નકલ થયાપછી તે કોતરનારને આપે છે. ચોપડીનાં જેટલાં પાનાં હોય છે તેટલાં ને તેવડાં પાટીઆં તે કરે છે. એ પાટીઆં

જાડાઈમાં અધ તસુ હોય છે; તેને એક મેરથી ઘણુંજ લીસાં કરે છે, ને વળતી તેઓ ઉપર ખેળ* ચોપડી પુસ્તકનાં પાનાં ચોડે છે. પાનાની લખેલી બાજુને ચોટાડીને કોરી બાજુ ઉપર રાખે છે. પાનાના કાગળ ઘણાજ પાતળા તેથી કોરી બાજુએથી અક્ષર સાફ જણાય છે, પણ તે ઉંધા દેખાય છે. લાહી સૂકાઈ જાય છે, ત્યારે કોતરનાર અક્ષરની આસપાસની જગા લાકડામાં કોતરી કાઢે છે, એટલે ઉંધા અક્ષર નીકળે છે. છાપવાને માટે ઉંધા હરફ કોતરવા જોઇએ. કોતરેલાં પાટીઆંવતી કાગળો ઉતાવળી ને સારી રીતે છાપે છે. પણ છાપવાનું કામ કોતરનાર કરતો નથી. તે કોતરીને છાપનારની દુકાને મોકલે છે.

છૂટાં બીબાંથી છાપવાનાં જેવાં યંત્રો તથા સામાન તે રાખતો નથી. એક હાથમાં શાહી રાખે છે ને બીજા હાથમાં ચિતારાના જેવી બે પીછી રાખે છે. એ બે પીછીના પાછલા છેડા એક એક જોડે બાંધીને તેને પોતાની મૂઠીમાં આડી બાંધી લે છે. પછી તે એક છેડેથી કોતરેલાં પાટીઆં ઉપર શાહી ચોપડે છે, ને એક પાતળો કાગળ તેના ઉપર મૂકે છે ને બીજી બાજુની કોરી પીછીથી હળવે હાથે તે કાગળપર પીછી ફેરવે છે, એટલે તે છપાય છે. એ રીતે તે છાપનાર દરરોજ બે ત્રણ હજાર કાગળ છાપી શકે છે. કાગળો ઘણા ઝીણા ને નરમ હોય છે તેથી તેઓને ભીજવવાની જરૂર પડતી નથી. છાપીને તેઓને ચોપડી બાંધનારને ત્યાં મોકલે છે.

કાગળો ઘણા પાતળા તેથી બેઉ બાજુએ છાપી શકાતું નથી. ચોપડી બાંધનાર કોરી બાજુને જોડે જોડે રાખી ચોંટાડી દે છે, એટલે પેહેલા પાનાની કોરી બાજુપર બીજા પાનાની કોરી બાજુ ચોડે છે. એથી ચોપડીનાં જોઇએ તેવાં પાનાં જાડાં થાય છે. ચોપડીઓ બહુ મોટી ન થાય માટે તેના વિભાગ કરે છે. ચીનાની ચોપડીઓ ઘણી સ્વચ્છ હોય છે, અને તેનાં પૂઠાં ઘણાં શોભિતાં તથા તેપર સોનાના અક્ષર પાડેલા હોય છે, ને ચોપડીને તેના

---

* ખેળ એટલે લાહી.

જેવડી ને ઘણી સુંદર શણગારેલી પેટીમાં મૂકે છે. ચોપડીનાં પૂઠાં-ઉપર સોનેરી અક્ષરે તેનું નામ તથા કેટલામો વિભાગ તે લખે છે.

એક એક અક્ષરનાં જૂદાં જૂદાં બીબાં પાડવાની તથા તેથી તે-ઓને જોઈએ તેમ ગોઠવીને છાપવાની કળાથી ચીના છેક અજા-ણ્યા નથી. તેઓ ધાતુનાં બીબાં કરતા નથી, પણ એક જાતના ગુંદરનાં બનાવે છે. પેકિનમાં હરરોજ વર્તમાનપત્ર નીકળે છે તે એવાં બીબાંથી છપાય છે. એમ છપાએલું કામ લાકડાનાં પાટી-આં કોતરી છાપે છે તેવું છપાતું નથી.

---

## પાઠ ૬૮. ચીનમાંના ગ્રંથોવિષે.

ચીનના લોકને ચોપડી વાંચવી ઘણી ગમે છે; ચીનનું એકે શેહેર ચોપડી વેચનારની દુકાનવગરનું નથી, ને એ ધંધો ઘણો આબરૂદાર ગણાય છે. રાજાની મરજી તેજ કાયદો એવી ત્યાં રાજ-નીતિ છે, તો પણ છાપખાનાંપર સરકાર તરફથી કશી હરકત નથી. ત્યાંના કાયદામાં એવિષે એટલુંજ લખ્યું છે જે પ્રજાની નીતિમાં બગાડ થાય અથવા રાજમાં ફિતૂર થાય તેવું જે છપાવે અથવા પ્ર-સિદ્ધ કરે તેને ગરદન મારવો. એક વાતે જોઈએ તો ચીનમાં છાપખાનાં છૂટાં છે, પણ બીજી વાતે તે ઘણાં સંકટમાં છે, કેમકે પ્રજાની નીતિમાં બગાડ કરનાર શું, ને ફિતૂર કરાવે તેવું શું, તે ઠરા-વવું પાદશાહના અને તેના અમલદારોના હાથમાં છે. કેટલાએક ગ્રંથકારોએ પોતાના દેશના ચાલની વિરૂદ્ધમાં લખ્યું હતુ માટે તેમ-ના પ્રાણ લીધા હતા. એવી અડચણને લીધે ચીનમાં નવા વિ-ચાર પ્રગટ થતા નથી, અને અસલના વખતની ચાલતી આવેલી વિદ્યા, હુનર, તથા રીતભાતમાં કાંઈ સુધારો થતો નથી, તો પણ જે વિદ્યા દેશમાં છે તેથી લોકોને જાણીતા કરવાને ઘણી મેહેનત થાય છે. પેકિન રાજધાનીમાં હાનલીન નામે એક મોટી પાઠશાળા છે. એમાં વિદ્યાભ્યાસ ઘણો ચાલે છે, તેના ઉપરીના હાથનીચે એક મોટું સરકારી છાપખાનું છે. એમાં પાદશાહી સનદથી સારાં સારાં

પુસ્તકો છપાઈ બહાર પડે છે. એ પુસ્તકો દરએક પ્રાંતના [illegible] તથા મુખ્ય સરકારી અમલદારોઉપર મોકલે છે, એટલે તે સર્વ લોકો વાસ્તે પુસ્તકશાળાઓ છે તેમાં મૂકે છે. દરએક શેહેરના માજીસ્ટ્રેટ ના મકાનમાં એક એક પુસ્તકશાળા હોય છે, ને એ વાપરવાની સર્વને રજા છે. એસિવાય પેકિન તથા બીજા શેહેરોમાં ભાતભાતના ઘણા ગ્રંથો છપાઈ પ્રગટ થાય છે. જે સરકારના ખરચથી ન થી છપાતા તે લોકો માંહોમાંહે ઉઘરાણું કરી છપાવે છે.

ચીનમાં કેટલા ગ્રંથ રચાય છે તે નીચલી બીનાથી ધ્યાનમાં આવશે. જ્ઞાનનો ભંડાર નામે એક પુસ્તક એવડું મોટું છે કે તેના ૬૦૦૦ ભાગ કરવા પડ્યા હતા. એમાં સઘળા વિષયો વર્ણવ્યા છે. એનો સાર હાલ ટુંકામાં છાપ્યો છે તેના ૪૫૦ ભાગ થયા છે. ચીનનો ઇતિહાસ ૩૦૦ ભાગમાં છે, ને ત્યાંના કાયદા ૬૧ ભાગમાં છપાયા છે. એક એક ભાગ એક પુસ્તક છે. ૨૦૦ પુસ્તક [illegible] ટકનાં છે.

કીએનલીંગ નામે પાદશાહે સઘળાં જૂનાં પુસ્તકોને ફરીથી છ પાવવાનો હુકમ કીધો, ત્યારે પાચ વરસમાં એક લાખ અડસઠ હજાર ચોપડીઓ જૂદાજૂદા વિષયઉપર છપાઈ, ને એવું ધારવામાં આવે છે કે સઘળી પૂરી થશે ત્યારે છ લાખ થશે.

---

## पाठ ६९. आस्ट्रेलिआ.

ડુરદશા કાંગારૂ

આખી પૃથ્વીમાં જેટલા બેટ છે તેમાં આસ્ટ્રેલિઆ સૌથી મોટો છે. તમે એવિશે કેટલીક વાત પાંચમી ચોપડીમાં શીખી ગયા છો. પણ જે વાત તેમાં નથી આવી તે આમાં લખી છે. જેવારે અંગ્રેજ લોકો સન ૧૭૭૮ માં ત્યાં જઈને વસવા મંડ્યા, ત્યારે ત્યાં જે લોક માલમ પડ્યા તે રંગે કાળા તથા ખાવાનું શોધવાને જંગલમાં ફરતા હતા અને ઝાડની ડાળોઉપર છાલ નાંખીને રાતની રાત એક [illegible] પડ્યા રહેતા. જે લોક કાંઠે રહેતા તે માછલીઉપર દહાડા [illegible],

ને બીજા લોક જનાવરોનો શિકાર કરીને રહેતા. તેઓની પાસે હથિયારમાં લાકડાના અણીદાર ભાલા હતા. કંઈ જનાવર શિકારમાં ન મળે તો કંદમૂળ ખાઈને રહેતા. તેઓની બાઈડીઓની બહુ દુરદશા હતી; તેઓને તે પશુની પેઠે મારે, ને ઢોરની પેઠે તેમની કને બોજો ઉચકાવે, પણ તેઓને બુદ્ધિ છે તેથી જલદી જલદી શીખી શકે એવી છે. હાલ ત્યાંના રહેવાસીઓ ઘણા નથી.

ત્યાંનાં ઝાડ ને જનાવર એવાં છે કે તે જોઈને છક થઈ જઈએ. કેટલાક વેલાનાં થડ ઝાડ જેટલાં ઉંચાં થાય છે. વળી એક ઝાડ તો એવું છે કે તેનું થડ બહુજ જાડું ને ઉંચું હોય છે, પણ તેઉપર ડાંખળીઓ થતી નથી; નાળિએરીની પેઠે મથાળે ઘાસજેવાં પાતરાં હોય છે.

જૂન ને જુલાઈ મહિનામાં જેવારે આપણા દેશમાં વરસાદ આવે છે તેવારે ત્યાં ટાઢ પડે છે. જ્યારે પોસ મહિનામાં આપણા દેશમાં ટાઢ બહુ પડે છે, ત્યારે ત્યાં ગરમી ઘણી પડે છે.

ત્યાંનાં પક્ષીમાં એક અજબ તરેહનું પક્ષી છે, તેને હસતું પક્ષી કહે છે. તે દહાડામાં ત્રણ વાર હસે છે. જેમ વહાણું વાય છે ત્યારે કુકડો બોલ્યાવગર રહેજ નહીં, તેમ એ પક્ષી પોતાને બરાબર વખતે હસ્યાવગર રહેજ નહીં; સવારે બપોરે ને સાંજે ખડખડ હસે છે.



એક જનાવર એવું છે કે સો-પગાજેવું શરીર ને પગ ચાર, પણ પક્ષીની પેઠે ચાંચ હોય છે. તે કીડીઓ ખાઈને જીવે છે, ને શાઅળીમાં સૂઈ રહે છે. તેની ઉપર સાહુડીની પેઠે કાંટા હોય છે. વળી ચિત્રમાં બતાવ્યાપ્રમાણે બીજું એક પશુ છે તેના પેટનીચે

એક કોથળી હોય છે; જેમ વાંદરા બચ્ચાંને પેટે વળગાવી દે છે, તેમ તે કોથળીમાં બચ્ચાં ઘાલી દે છે. તેના આગલા પગ ઘણાજ ટુંકા હોય છે, ને પાછલા પગઉપર ખીસકોલીની પેઠે ઉભું થાય છે. જ્યારે કોઈ તેને પકડવા આવે છે ત્યારે ઠેકડાભેર કુદતું કુદતું નાસે છે, ને પકડતાં બહુ મુશ્કેલ પડે છે. હરણ પકડાય તો તે પકડાય. એને કાંગારૂ કરીને કહે છે.

આસ્ટ્રેલિઆનું મુખ્ય શેહેર સિડનિ છે.

---

## पाठ ७०. हिंदुस्तानना इतिहास. भाग २६.

खेद प्रतिष्ठा साधुसंत

शिवाजी स्वतंत्रपणे काम करतो हतो ते वात औरंगजेबने गमी नहीं, तेथी तेणे शिवाजीनी सामी फोज मोकली. पण शिवाजीए पक्काईथी पादशाहसामी कमर बांधी नहीं; आधीन थईने पादशाहनी हजूरमां दिल्ली गयो. औरंगजेब अभिमानने लीधे शिवाजीने धिकारतो हतो माटे तेणे तेने मान प्रतिष्ठा आपी नहीं. ए अपमानथी शिवाजीने खेद थयो तथा रीस चडी. तेणे नासी जवानो मनसुबो कर्यो, पण तेना उपर चोकी पोहोरा मूक्या हता, तेथी पोते साधूसंतने मिठाई मोटा टोपलामां भरीने हमेशां मोकलतो हतो, ते टोपलामां पोते अने पोतानो दीकरो संताईने चोकी पोहोरामांथी नाशी गया. त्यारपछी फकीरने वेषे ते दक्षिण गयो.

औरंगजेबे शत्रु उभो करीने तेने नाशी जवा दीधो ते वखतमां ए पादशाहनी एवी तो चडती दशा हती के तेवी पेहेलां तथा पछी कोई दिवस थई नहोती. इ० स० १६६६ मां शाहजहां मरी गयो तेथी औरंगजेबने तेनी तरफनी पीडा गई. तेना सरदारोए टिबेटनो केटलोक भाग तथा काश्मीरनो उत्तरनो भाग अने बंगालानी पूर्व तरफनो चितागंग देश जीतीने तेना राजनो वधारो कर्यो हतो.

मक्काना हाकेमे तथा ईराननना पादशाहे पोतानी तरफथी मान आपवा-सारु तेनी दरबारमां एलची मोकल्या हता.

मुगल लोकोना उपर वेर लेवासारु फोजनो जमाव करवो एवो शिवाजीए निश्चय कर्यो हतो. तेणे ते वखत मुगल लोकनी साथे सलाह करी, ते विजापूर तथा गोवळकोंडानो मुलक जीती लेवानी फुरसद मळे एवी मतलबथी करी हती, अने ए मतलब तेणे जल-दीथी पार पाडी. ए बंने मुलकोना हाकेमोए तेने खंडणी आपवानुं कबूल कर्युं. पछी तेणे पोतानी फोजनो तथा पोताना राजकारभारनो बंदोबस्त कर्यो. ए बंने बाबतनो बंदोबस्त करवामां तेनी चतुराई अकबरना जेवीज हती.

औरंगजेबे जे सलाह करी हती ते एवी मतलबथी के शिवाजीने दिल्लीमां पाछो लाववो अने पछी पकडीने तेने मारी नांखवो. पण ए मतलब शिवाजीए पार पडवा दीधी नहीं, तेथी औरंगजेबे लडाईनुं केहेण मोकल्युं. ते उपरथी शिवाजी पुनानी पासेना सिंहगढना डुंगरी किल्लापर नीसरणी मूकीने चडी गयो, अने ते ताबे करी लीधो. वली तेणे सुरत तथा खानदेशमां लूट करी, अने त्यांथी चोथ उघरावी, तथा औरंगजेबना सरदार मोहोबतखाने मोटी लडाई करीने हरा-व्यो. औरंगजेबे मोहोबतखांनी जगापर खांजहांने मोकल्यो, पण शिवाजीउपर ते वखतमां खांजहांए हुमलो कर्यो नहीं.

---

## पाठ ७१. हिंदुस्ताननो इतिहास. भाग २७.

विधवा ओठववुं

औरंगजेबना सरदारोथी अफघान लोक वश थई शक्या नहीं. इ० स० १६७१ मां ते अफघान लोकोए एक बीजो पादशाह उभो कीधो. इ० सन १६७६ मां सतनरामी जातना हिंदु

लोको दिल्लीनी पासे नारनोल गाममां सामा थया. तेमना सामे मोकलेली फोजनी केटलीक वार तो पेहेल वेहेली हार थई, पण पछी घणी मेहेनते तेओ दबाया. तेउपरथी पादशाहने हिंदुओ-उपर घणोज गुस्सो आव्यो. हिंदुओने सरकारी चाकरीमां राखवा नहीं तथा जजिआ वेरो जे अकबरे माफ कर्यो हतो, ते पाछो लेवो एवो तेणे हुकम कर्यो. ए जुलममांथी बचवाने माटे जे लोको पादशाहनी आगळ अरज करवाने गया, तेमने तेणे पोताना घोडाना पगतळे कचरी नांख्या.

ए वखतमां पादशाहनो शूरो सरदार जोधपूरवाळो जसवंतसिंह काबुलमां मरण पाम्यो, तेना बैरांछोकरां पाछां हिंदुस्तानमां आव्यां. तेमने केद करवानो औरंगजेबे उपाय कर्यो. पण रजपूत लोकोए छळ करीने विधवा राणी तथा तेनां बे छोकरांने जोधपूर नसाडी मूकीने तेने ठेकाणे एक धाव तथा बे बीजां छोकरांने ओठव्यां. ए ओठवेलां छोकरांने पण घणाक रजपूतो मार्या गया त्यांसुधी पादशा-हने हाथ जवा दीधां नहीं. एवी रीते ए शूरा लोक पोतानी विधवा राणीने नसाडवामाटे मरण पाम्या. पादशाहनो एवो जुलम जोईने रजपूत लोकोनुं लोही उकळ्युं, तेथी सघळा पश्चिम रजपूतस्थानना लोको एकठा थईने जजिआ वेरो आपवानी ना कही. ए बधा रजपू-तोनो आगेवान उदेपूरनो राणो राजसिंह हतो.

एउपरथी औरंगजेबे बंगाल, दक्षिण, तथा गुजरात ए त्रण प्रांतोमांथी पोतानी फोज मंगावी, अने मोटामां मोटी फोज दिल्हीथी परभारी उदेपूर मोकली. तेनो आगेवान शाहजादो अकबर हतो. औरंगजेबना दीकराओमां अकबर सौथी नानो हतो, तेने रजपूतना सरदार दुर्गादासे छेतरीने पोतानी तरफ तेनी सघळी फोजसाथे खेंची लीधो, पण औरंगजेबे पोतानां माणसोने मोकलीने ते फोजने समजावीने पाछी पोतानी तरफ आणी, एटले शाहजादो अकबर

नाशीने मरेठाओने मळी गयो. इ० स० १६८१. ए शूरा रजपूत लोक औरंगजेब मुओ त्यांसुधी एनीसाथे लडता बंध रह्या नहीं, अने औरंगजेबना जुलम पेहेलां दिल्लीना राजनी निमकहलालीथी नोकरी करता हता तेवी कोई दिवस फरीथी करी नहीं.

---

## पाठ ७२. हिंदुस्ताननो इतिहास. भाग २८.

राज्याभिषेक तूळा सलाहकार एशआराम आमदानी

औरंगजेब एवी रीते बीजे ठेकाणे रोकाएलो हतो तेवामां शिवाजीए विजापूरना ताबानो दक्षिण कोकण देश जीती लीधो. पछी पोते पोतानो फरीथी राज्याभिषेक करावीने पोतानी तूळा सोनाथी करी, अने भारे सरपाव वहेंच्यो तथा दान कर्युं. पछी पछवाडेथी पोतानो बचाव करवासारु गोवळकोंडाना राजासाथे दोस्ती करीने पोताना बापनी जागीर महीसूरना मुलकमां हती तेनी खबर लेवाने गयो. ए जागीरनो कारभार तेना भाई व्यंकाजीना हाथमां हतो ते लई लेवानी शिवाजीनी मतलब हती. पण आखर तेणे व्यंकाजीनी पासेथी ए जागीरनी उपज लेवी अने कारभार तेनेज करवा देवो एवुं कबूल कर्युं. इ० स० १६७८.

ते पाछो आव्यो त्यारे मुगल लोकनी सामी लडाई करवामां तेणे विजापूरना हाकेमने मदद आपी तेना बदलामां ते हाकेमे शिवाजीना बापनी जागीर शिवाजीने सोंपी. ए रीते पोताना भाईना उपर हुकम करवाने शिवाजीने हक मळ्यो.

शिवाजी वधारे जीव्यो होत, तो ते बीजा घणा मुलक जीती लेत, पण इ० स० १६८० मां ते मरण पाम्यो. आखी मरेठानी जातमां एना जेवो मोटो पुरुष कोईज थयो नथी. बीजा कोई होय ते लूटारानी टोळीओनो जमाव करीने मुलक जीते खरा, पण बीजो

बदोबस्त तेमनाथी थई शके नहीं. शिवाजीए तो मुलक पण जीत्यो, अने वळी "आपणे हिंदु" एवुं अभिमान हिंदुओमां पेदा कर्युं. तेथी एक संपथी तेओ मुगल लोकनी सामा लड्या, अने शिवाजीनी पछी नबळा राजा थया तेमना वखतमां पण ए संप तूट्यो नहीं.

शिवाजी पछी तेनो दीकरो शंभाजी गादीउपर बेठो. तेमां तेना बापजेवा सारा गुण नहोता. शिवाजीनो नानो दीकरो राजाराम हतो, तेने शिवाजीनी विधवा राणीए गादीपर बेसाडवासारु युक्ति करी, तेथी शंभाजीए ते बाईने मारी नांखी, अने राजारामने कैद करीने तेना सलाहकारो ब्राह्मण हता तेमांना घणा खराने मारी नांख्या. कलुशा करीने एक ब्राह्मण हतो तेना उपर शंभाजीनी घणी मेहेरबानी हती. तेने बधो राजकारभार सोंपीने पोते एश-आराममां पड्यो. कोकण कांठाना हबशी तथा फिरंगी लोकनी साथे लडाई थई, तेमां मरेठानी हार थई. शंभाजीना राजमां आमदानीनो वधारो थयो, तो पण सीपाईओनो पगार चड्यो जतो, तेथी एना मुलकमां सर्व ठेकाणेथी बंदोबस्त तूटवा मांड्यो, एटले औरंगजेब रजपूतनी लडाईमांथी परवारीने पोते दक्षिण जई पहोंच्यो.

---

## पाठ ७३. हिंदुस्ताननो इतिहास. भाग २९.

### काफर

दक्षिणमां आव्यो त्यां औरंगजेबे एक भूल खाधी. शंभाजीना मुलकना दक्षिण भागपर हुमलो करवासारु तेणे पोताना शाहजादा मोआजीमने कोकण मोकल्यो. मोआजीमनी फोज घोडेसवारनी हती अने कोकण देशमां तो डुंगराडुंगरी घणां छे, तेथी तेना बधा घोडा नकामा थई गया. पछी शंभाजीए औरंगजेबनी पछवाडे जईने बुरानपूर तथा नर्मदा किनारापासेनां सघळां शेहेर बाळी मूक्यां. पछी

औरंगजेब दक्षिणमां विजापुरभणी आव्यो एटले शंभाजीए जईने भरूच तथा गुजरातनो केटलोक भाग उजड कर्यो.

मोआजीमे हेदराबाद उजड कर्यु अने भारे खंडणी आपवानुं गोवळकोंडाना हाकेमपासे कबूल कराव्युं. पछी औरंगजेबे विजापूर उपर घेरो घाल्यो. ते शेहेरमां खोराक खूटी पड्यो अने तेना कोटमां गबारूं पड्युं एटले शत्रुओए हारीने ते शेहेर औरंगजेबने स्वाधीन कर्यु. ए शेहेर ते वखतमां उजड थयुं त्यारपछीनुं वस्तुंज नथी. तेमां मोटी मोटी मसीदो तथा मेहेलो आज पण दीठामां आवे छे पण तेमां माणसनी वस्ती नथी.

गोवळकोंडाने पण छोडवुं नहीं एवो औरंगजेबे मनसुबो करीने त्यांना हाकेमउपर एवो दोष मूक्यो के तुं तो काफर लोकने आशरो आपे छे. ए बहाने औरंगजेबे जईने तेनो मुलक पण लई लीधो. पछी शाहजादो मोआजीम गोवळकोंडाना हाकेमसाथे मळी गयो छे एवो वेहेम आव्याथी औरंगजेबे तेने केदमां नांख्यो. मोआजीमं कंई ए वातमां जाणतो नहोतो, पण “ चोर होय ते सामाने चोर देखे ” ते कहेवतप्रमाणे औरंगजेबे नानपणमां पोताना बापनी साथे जेवां कावतरां कर्यां हतां तेवांज कावतरां पोताने खसता करवाने पोतानो दीकरो कर्याविना रहेशे नहीं एवो वेहेम तेने पेठो. घातकी माणसने ए एक जातनी शिक्षा छे.

ए बंने राज तूटयां त्यारे ते राजाना सघळा सिपाईओने पेट भरवानो कंई बीजो रस्तो सूझ्यो नहीं, तेथी केटलाक जणाए लूटफाट करीने सर्व ठेकाणे गडबडाट करी मूकी ; पण घणा खरा शंभाजीने मळी गया, तेथी शंभाजी जोरपर आव्यो. पण ए राजा एना बापजेवो उद्योगी नहोतो, ते टाढो थईने बेशी रह्यो. तेथी महीसूर ताबामां तेना बापनी जे जागीर हती ते औरंगजेबे जप्त करीने तेना घणा खरा किल्ला लई लीधा ; अने छेल्ली वारे शंभाजी पोतानी वाडीना

મેહેલમાં નિરાંતે બેશીને દારૂ પીતો હતો, તેવામાં તેને ઔરંગજેબના એક અમલદારે ઓંચિતો ધસારો કરીને પકડી લીધો. પછી તેને ઔરંગજેબપાસે લઈ ગયા. તેણે એ રાજાની આંખોપર ડામ દેવડાવિને ફોડી નંખાવી, તથા તેની જીભ કાપી નંખાવી, અને તેનું તથા તેના વહાલા કલુશાનું માથું કપાવી નંખાવ્યું. ઇ૦ સ૦ ૧૬૮૯.

---

## પાઠ ૭૪. છાપવાની કળા. ભાગ ૧.

ચોપડીઓ કેમ છાપે છે તેની થોડી વાત તો તમારા જાણવામાં આવી. છાપખાનાને લીધે ચોપડીનો કેવો સુકાળ થયો છે તે સૌના દીઠામાં આવતું હશે. જે ભાગવતની પોથી પચાશ વરસઉપર સો રૂપિઆ ખરચતાં મળતી મુશ્કેલ તે આજ દશ કે પંદર રૂપિએ મળે છે, એ કેવું આશ્ચર્ય છે? એટલું સસ્તું થવાનું કારણ છાપવાની કળા છે.

થોડી મેહેનતે એક ચોપડીની ઘણી નકલો કરવાનો મનસુબો પેહેલો કોણે ઉઠાવ્યો હશે તેની તો કંઈ ખબર પડતી નથી, પણ એ તો ખરૂં છે કે ચોપડીનાં પાનાંજેવડાં લાકડાનાં બીબાં કરી તેપર અક્ષર કોતરી છાપવાનું કામ નવસેં વરસપર ચીના લોકને માલમ હતું, તેજ રીતે યુરોપ ખંડમાં માત્ર સાડીચારસેં વરસપર ચાલવા લાગ્યું.

ઈ૦ સ૦ ૧૪૨૪ માં કાસતર નામે પુરૂષે સુધારો કરીને મૂળાક્ષરના તમામ જૂદા જૂદા અક્ષરનાં છૂટાં છૂટાં બીબાં લાકડાનાં બનાવ્યાં, ને તે પાનાંજેવડાં લાંબાં પોહોળાં ગોઠવી છાપવા માંડ્યું. ત્યારપછી ગુટેનબર્ગ જે કાસતરનો ભાગીઓ હતો તેણે લાકડાને ઠેકાણે ધાતુનાં એવાં છૂટાં છૂટાં બીબાં કરી તેવડે છાપવા માંડ્યું, તેથી ઘણું સફાઈબંધ છપાયું, અને તે બીબાં ટકતાં પણ બહુ.

અસલ તો ધાતુનાં લાંબાં બીબાં કરી તેપર અવળા અક્ષર કોરતા. પણ તેમાં બહુ મેહેનત પડતી, કેમકે જેટલાં બીબાં હોય તેટલાં બધાં કોતરવાં પડતાં, તેથી એક બીજા શખ્સે તે બનાવવાની એક સેહેલી યુક્તિ કાઢી. ધાતુનાં પતરાંપર અક્ષર કોતરી તેમાં ધાતુ

ગાળી રેડે એટલે તેનાં બરોબર બીબાં પડે છે. એકવાર કોતર્યું એટલે તેના હજારો બીબાં કરવાં હોય તો થાય.

હાલમાં એપ્રમાણે હજારો બીબાં બની તેથી ચોપડી કેમ છપાય છે તેની વાત આ રીતે છે. એ બધાં બીબાં જૂદાં જૂદાં ખાનાંમાં રાખેલાં હોય છે, એટલે કનાં બીબાં એક ખાનામાં, ખનાં બીજામાં, એપ્રમાણે જેટલા અક્ષર તેટલાં ખાનાં. તેમાં વળી કાનો, માત્રા, અન્જુ, વરડુ, વગેરેનાં પણ જૂદાં જૂદાં હોય છે. એ બધાં ખાનાં એક ઢળતી ટેબલ જેવા ચોકઠાપર કરેલાં હોય છે. પછી બીબાં ગોઠવનાર લખેલું પાનું સામું મૂકી તેપ્રમાણે અક્ષર ચડપ ચડપ લઈ પોતાના બીજા હાથમાં નાનુંસરખું ચોકઠું હોય છે તેમાં ગોઠવતો જાય છે. એક ચોકઠું ભરાયું કે બીજું ભરે છે. ટેવ પડતાં પડતાં એના હાથમાં એટલી તો ચાલાકી આવે છે કે જોયાવગર તેનાં આંગળાં જે અક્ષર જોઈએ તે ખાનાપર જઈને એની મેળે પડે છે.

---

## पाठ ७९. छापवानी कळा. भाग २.

એ રીતે ગોઠવેલાં બીબાં એક મોટા ચોકઠામાં આજુબાજુ ખીલીઓ મારી મજબૂત કરી લે છે કે ખસે નહીં. પછી તે સકંજામાં મૂકે છે અને તેપર ચામડાના વેલણજેવું હોય છે તે ફેરવે છે. એ વેલણપર સરેશ જાતની ચીકણી શાહીનું પડ હોય છે, તેથી શાહી પેલાં તમામ બીબાંને લાગે છે. પછી તેનાપર કોરો કાગળ ઢાંકી તેને સકંજામાં ઘાલી ખૂબ દાબે છે, એટલે કાગળ છપાય છે. તે છપાએલો કાગળ કાઢી લઈ તે બીબાંપર ફરીથી વેલણવતે શાહી ચોપડી બીજો કાગળ મૂકીને દાબે છે, એટલે તે છપાય છે. એ રીતે જેટલા કાગળ છાપવા હોય તેટલા છાપી કાઢે છે. પછી તે બીજીગમ બીજું છાપવાને પણ ફરીથી એમજ કરવું પડે છે. છપાઈ રહ્યાપછી પેલા ચોકઠામાંથી બીબાં કાઢી નાંખી જેનાં ખાનાં હોય તેમાં ધોઈને નાંખે છે, એટલે તે પાછાં બીજા કાગળો છાપવાને સારુ ગોઠવવામાં આવે છે.

કોઈ ચોપડીની ઘણીજ પ્રતોનો ખપ હોય છે, ત્યારે એ ગોઠવ-ણીનાં બીબાં રાખી મૂકવાની જરૂર છે, કેમકે તેની જ્યારે બીજી નક-લો છાપવી હોય, ત્યારે બીબાં ગોઠવવાની મેહેનત પડતી નથી. એ-મ બીબાં રોકી મૂક્યાથી અડચણ પડે માટે એ દૂર કરવાને એક યુકિત શોધી કાઢી છે. છાપવાને સારૂ તૈયાર કરેલાં બીબાંપર સલ્લાનો થર પાથરી તેનાઉપર તે બધો છાપો ઉતારી લે છે. પછી તેઉપર ધાતુનો રસ રેડી ધાતુનો નમુનો પાડી લે છે. એ ધા-તુનાં પતરાંઉપર બીબાંના જેવા તમામ અક્ષર બરોબર પડી રહે છે તેપર શાહી ચોપડી કાગળો છાપતાં કંઈ હરકત પડતી નથી. એવાં બીબાંને અંગ્રેજીમાં સ્ટીરીઓટાઈપ કહે છે.

કેટલીક ચોપડીઓ, નકશા, વર્ત્તમાનપત્ર, વગેરે બીબાંથી છાપેલાં નથી હોતાં પણ પથ્થરથી છાપેલાં હોય છે.

તે હિકમત એવી છે કે જે છાપવાનું હોય તે પેહેલાં પીળા કાગળ-ઉપર લખે છે; ને પછી તે કાગળ પથ્થરઉપર પાણી અને સુરાખા-રના તેલનું પોતું મારીને પાથરે છે, ને સકંજામાં દાબે છે, એટલે તે પીળા કાગળઉપર લખેલા બધા અક્ષર પથરાપર ચોંટી જાય છે અને કાગળ નીકળી આવે છે. પછી તેઉપર શાહીનું વેલણ ફેરવીને જે કોરા કાગળપર છાપવું હોય, તે પલાળીને બરોબર સરખો તે પથરાપર મૂકી સકંજામાં દાબે છે, એટલે પથરાપરના અક્ષર બધા એ કાગળ-પર ઉતરી આવે છે. એપ્રમાણે એક ગમ છપાય, ત્યારપછી બીજી ગમ બીજું છાપે.

છાપવાના પથરા અને છાપવાની શાહી જૂદીજ તરેહનાં હોય છે. જે ઉપર લખે છે તે પીળા કાગળ પણ અગાઉથી રેવચીનો શીરો ને માણીવતે રંગીને તૈયાર કરે છે, તથા તેપર લખવાની શાહી પણ જૂદીજ જાતની થાય છે.

---

## પાઠ ૭૬. ચોપડીઓ બાંધવાવિષે.

પૃષ્ટ અનુક્રમ

પાછલાં પાઠમાં કહ્યાપ્રમાણે છપાઇને તૈયાર થએલા કાગળોની

ચોપડીઓ કેમ બાંધે છે તે જાણવું જોઇએ. એ કાગળના જૂદા જૂદા જાતપ્રમાણે ઢગલા કરે છે, એટલે એક જાતના પાંચસેં, હજાર, જેટલા કાગળ હોય તેનો એક ઢગલો; બીજી જાતના જેટલા હોય તેનો બીજો. એપ્રમાણે એક પુસ્તકના જેટલા કાગળ છપાયા હોય તેટલા ઢગલા થાય છે. પછી એક આદમી એક ઢગલાઆગળ બેશીને તેમાં જેટલા કાગળ હોય તેની પૃષ્ટપ્રમાણે ઘડીઓ પાડી દે છે. પછી બીજા ઢગલા આગળ બેશીને પણ એમજ કરે છે; એટલે બધાં પૃષ્ટ અનુક્રમે બરાબર આવે છે. જેને એ કામ કરવાનો મહાવરો હોય છે તે ઘણીજ ઝડપથી સળ પાડી દે છે. બધા કાગળોની ઘડી વાળી રહ્યાપછી એકેક ઢગલામાંથી એકેક ઘડી પાડેલો કાગળ લઇને આખું પુસ્તક ગોઠવે છે. એવા એક ઢગલામાં જેટલા કાગળ હોય તેટલાં પુસ્તક થાય છે. પછી તે પુસ્તક શીવનારની પાસે જાય છે તે શીવે છે.

એ બધા છૂટા કાગળો એક બીજાની જોડે શીવી દેતા નથી, પણ ચોપડીની પીઠે કેટલાક પટા અથવા દોરીઓ રાખેલી હોય છે તેની સાથે એકેક કાગળ શીવે છે. એક કાગળ તેની જોડે શીવી રહે કે પછી તેની સાથે બીજો મૂકીને શીવી લે, પછી ત્રીજો; એ રીતે બધા કાગળ પેલા પટાજોડે શીવાઈ રહ્યા કે પછી તે પટના છેડા વધારે હોય છે તે બંને ગમ લટકતા રહેવા દે છે, પછી ચોપડીની પીઠપર જરા ઉનો સરેશ કૂચડાવતે ચોપડે છે અને તે સૂકાઇને કઠણ થઈ જાય ત્યાર પેહેલાં પીઠ ગોળ કરવાને સારૂ તે ચોપડી માહેલા કાગળ ડાબે હાથે ગોળાકાર ખેંચતો જાય છે અને જમણે હાથે હથોડી વતી ટીપતો જાય છે. એ કામ કરવાને ઘણી ખબરદારી જોઇએ. ચોપડીની કોર કાપવાને તેને સકંજામાં ખૂબ મજબૂત દાબે છે, એવી રીતે કે તેનું મથાળું સકંજાના પાટીઆમાંથી બહાર રહે. પછી તેનાપર સુતારના રંદા જેવું એક ધારવાળું ઓજાર ફેરવે છે, તેથી કોરણ કપાઈને સાફ લીસી થાય છે. એજ રીતે ઉપલી ને નીચલી ગમની કોરણો પણ કાપીને લીસી કરે છે.

ચોપડી શીવાઈ રહ્યાપછી તેનાપર પૂઠાં ચડાવવાની રીત નીચેપ્રમાણે છે. પૂઠાં બરાબર વળગી રહે વાસ્તે ચોપડીને એવી રીતે

દબાવે છે કે તેની પીઠઆગળ બે ગમ એભણ જેવા આડા પડી જાય છે. તેમાં ચોપડીની બરાબરનાં જે જાડાં પૂઠાં કાપી કઢેલાં હોય છે તે મૂકે છે, તેથી તેની ધાર બહાર દેખાતી નથી અને તે ખસી પણ જતાં નથી. એ પૂઠાં ચોપડી જોડે બાંધી લેવાને સારૂ પેલા પટાના છેડા લબડતા રાખેલા હોય છે તે એમાં પોરવીને જોડી લે છે, અને સરેરાવતી ચોંટાડી દે છે. પછી પછવાડે ચોડવાને સારૂ ચામડાની એક પટી કાતરી કાઢે છે, અને તે ચોપડીની પીઠ આવી રહે તેકરતાં પોહોળી રાખે છે, એટલે ચોંટાડે ત્યારે પૂઠાં ચોપડીસાથે બરાબર જોડાઈ રહે છે.

એ સઘળું કરી રહ્યાપછી ચોપડીનાં પૂઠાં ને પીઠ સૌ ઢંકાઈ રહે એવો પાતળો ચામડાનો કડકો કાપીને ખૂબ લાહી ચોપડી તે ઉપર ચોંટાડી દે છે; અને કોરણપર જે છેડા વધે તેને માંહેથી વાળી દઈ વળગાવી દે છે. સારૂ દેખાવાને પૂઠાંને માંહેલી બાજુથી કોરો કાગળ ચોડી દે છે, તેથી છેડા કોરણ કંઈ ઉઘાડાં રહ્યાં હોય તે બરાબર ઢંકાઈ જાય છે. બધી ચોપડીનાં પૂઠાં ચામડાનાં કરતા નથી, કાગળનાં કે લૂગડાનાં પણ કરે છે.

ઘણી ચોપડીનાં પૂઠાં તો ઘણાં શોભિતાં કરે છે. ચોપડીનું નામ સોનેરી અક્ષરે પીઠઉપર પાડે છે; કોઈ કોઈ તો બાજુપર અને પીઠપર સોનેરી કે અમથાં ચિત્ર પણ પાડે છે. કોઈ કોઈ ચોપડીની કોરણઉપર સોનેરી અથવા બીજા રંગની છાંટ પાડે છે.

---

## पाठ ७७. सिंहलद्वीप एटले लंका.

હિંદુસ્તાનને દક્ષિણ છેડે શિતેર માઈલઉપર લંકા બેટ છે. એની ને આ દેશની વચ્ચે મનારનો અખાત છે. એ બેટને પશ્ચિમ કાંઠે મોટું સપાટ મેદાન છે. તેની પાછળ ઝાડથી ઢંકાએલા ને એકુથી એક ઉંચા ડુંગર છેક બીજી બાજુસુધી છે. પશ્ચિમ કાંઠાનો કાંઈ ભાગ સમુદ્રમાં ગયો હોય એવું જણાય છે. એ બેટના મધ્યભાગને કાંડી કહે છે; ત્યાં એક દેશી રાજા રાજ કરે છે; પણ એ

રાજા અંગ્રેજ સરકારને ખંડણી આપે છે ને તેમના હુકમમાં છે. એ ભાગ ઘણો ફળવંત છે, ને ત્યાં ખૂબસૂરત છોડવા ઉગે છે. પણ ત્યાં ઘણે ઠેકાણે ઝાડી છે, ને ત્યાંનું પાણી વિલાયતના લોકને સદતું નથી. ત્યાં કેટલાએક જંગલી લોક પણ વસે છે.

એને કિનારે ઘણાં શેહેરો છે. એમાંનું મુખ્ય કોલંબો છે, તે અંગ્રેજ સરકારની રાજધાની છે, ને વેપારનું મુખ્ય મથક છે. લંકાની તજ ઘણી વખાણાય છે. તજનાં ઝાડ ત્યાં બહુ ઉગે છે. શેહેરોની પાસે બાગમાં એ ઝાડની બહુ સંભાળ કરે છે, તેથી તેઉપરથી વધારે સારી તજ ઉતરે છે. ઝાડ ત્રણ વરસનું થાય છે, ત્યારે તેની છાલ ઉતારી લે છે, ને સૂકવે છે. એ સૂકાએલી છાલ તે તજ.

એ બેટના લોક કાંઈક હિંદુને મળતા છે. તેઓનો સ્વભાવ સભ્ય ને પ્રમાણિક છે.

સિંહલદ્વીપમાં નદી નાળાં ઘણાં છે. મહાવીલી ગંગા, કાવાની ગંગા, ને કાલુ ગંગા, એ ત્રણ નદીઓ જરા મોટી છે, પણ પેહેલીમાંજ તેના મુખથી સાત આઠ ગાઉસુધી મોટાં વાહાણ ચાલે છે; બીજીઓમાં તો થોડેસુધી હોડીઓ ફરી શકે છે. ઉત્તર તથા પશ્ચિમ કિનારે દરિઆની ખાડીઓ ઘણી છે. એની આસપાસના દરિઆમાં મોતી પાકે છે.

ત્રીંકોમાલી ને પોઇંટદીગાલ એ મુખ્ય બંદરો છે, ને ત્યાં મોટાં જહાજો જાય છે. બીજાં નાનાં બંદરોમાં કોલંબો, બાટીકોલો, બારબેરીન, મેટચુરા, અને કાલટચુરા એ દક્ષિણે તથા પૂર્વે છે. નીગમબો, ચીલાવ, કાલપેટીન, મનાર, અને પોઇંટપેદ્રો, એ પશ્ચિમમાં છે, પણ ત્યાં બહુ મોટાં વાહાણ જઈ શકતાં નથી. ત્યાંથી નાળિએર, તેની કાથી, કોપરાં, કોપરેલ, લાકડાં, તમાકુ, સોપારી, ને કાશી એ માલ પરબંદરે જાય છે.

એ બેટમાં વરસાદ ઘણો વરસે છે, તેથી ઘણીજ લીલા લેહેર છે. ત્યાં બહુ તાપ પડતો નથી. ત્યાં હાથી ઘણા છે. વળી જવાહિરની ખાણ ઘણી છે, પણ ઊપયોગી ધાતુની નથી. તેમજ નવાઈનાં જનાવરો છે, પણ તે નિત્યના ખપમાં આવે એવાં નથી.

# પાઠ ૭૮. નીતિના છૂટંક છપ્પા.

તળાસવું *લાછ પામર વહાવું વામવું ભર્દ

## વિદ્યા લક્ષ્મીનો મુકાબલો.

વિદ્યાઆગળ લાછ રહે છે નિત કર જોડી,
વિદ્યાઆગળ લાછ હીંડે છે આધું ઓઢી,
વિદ્યાઆગળ લાછ નમે છે પાગ તળાસી,
વિદ્યાઆગળ લાછ દીનપણુથી છે દાસી,
સદવિદ્યા છે શિરોમણી, સદવિદ્યા ત્યાં ધન કશુ,
સામળ કહે, સદવિદ્યાવિના પામર જન પ્રોઢા પશુ.

## સહસા કામવિષે.

સહસા ન કરે કામ, હોય જે દિલના ડાહ્યા,
સહસા ન કરે કામ, તેજ નવ જાએ[1] વાહ્યા,
સહસા ન કરે કામ, હોય જે પંડિત પૂરા,
સહસા ન કરે કામ, હોય સતવાદી શૂરા,
જે સહસા કામ કરે નહીં, તે જશવંતા જાણિયાર[2],
કવિ સામળ કહે, સહસા કરે, પંડીત નહીં તે પાણિયા[3].
સહસા કૃત કરનાર કોઈ દિન શીશ કટાવે,
સહસા કૃત કરનાર માન મરજાદ મટાવે,
સહસા કૃત કરનાર જીવ જોતામાં ખૂએ,
સહસા કૃત કરનાર કદી સુખથી નવ સૂએ,
સહસા કારજ કરનારને દુઃખ અચિંત આવી અડે,
સામળ કહે, સહસા કામથી વિમાસવું વળતી પડે.

## ગુણ મળતાવિષે.

વિદ્વાને વિદ્વાન મળે તો મહા સુખ પાંમે,
સાધુ સંગે સાધુ મળે તો મહા દુઃખ વામે,

---

*લાછ એટલે લક્ષ્મી. ૧ જાય. ૨ જાણ્યા. ૩ પાહાણ.

અપવિત્ર સંગ પવિત્ર મળે તો પુન્ય પ્રમાણે,
સાચ્ચાસાથે સાચ્ચ મળે તો જશ એ જાણે,
જૂઠા જનને જૂઠા જડે, વ્યસનીને વ્યસની મળે,
ગુણથી ગુણ મળતા જગતમાં, સેહેજ સ્વભાવે જઈ ભળે. ૪

 બીકણવિષે.

તાતી બાંધી તરવાર પછી નાસે સૌ પેહેલો,
તાતી બાંધી તરવાર વળે વાટેથી વેહેલો,
તાતી બાંધી તરવાર ગુણ પોતાના ગામે[1],
પડે ઉગમણી બૂમ, આપ આથમણો ધામે[2],
વળી વાંકાં મેલી પાઘડાં, ચંચળ થઈ પરથમ[3] ચડે,
સામળ કહે નાશી જાય નર, પ્રૌઢ ઘાવ શીરપર પડે. ૫

જીવતાને સઘળું મળે છે.

જીવે જો નિરધન[4], કોઈદિન ધનને પામે
જો જીવે દુઃખી દેહ, વેદના કોઈદિન વામે,
જીવે જો વાંઝીઓ, કોઈ દિન પ્રગટે પૂતર[5],
જીવે જો કોઈ રાંક, સારૂં પામે ઘર સૂતર[6],
જીવતો નર ભદ્ર પામશે, મુઆ પછી કો નહીં મળે,
આ તકમાં તો ટાળો કરો, કોઈ દિવસ ઈશ્વર ફળે. ૬

વણિકવિષે.

વણિક તેહનું નામ, જેહ જૂઠું નવ બોલે,
વણિક તેહનું નામ, તોલ ઓછું નવ તોળે,
વણિક તેહનું નામ, બોલ પોતાનો પાળે,
વણિક તેહનું નામ, વ્યાજસોતું ધન આલે,
વળી નામ વિવેકી વણિકનું, સુલતાન તુલે શાહ છે,
વેહેવાર ચૂકે જો વાણિઓ, દુઃખ દાવાદળ થાય છે. ૭

કવિ સામળભટ.

---

૧ ગામ. ૨ ઘાય. ૩ પ્રથમ. ૪ નિર્ધન. ૫ પુત્ર. ૬ સૂત્ર.

## पाठ ७९. हिंदुस्ताननो इतिहास. भाग ३०.

### प्रकृति

शंभाजी पकडायापछी मरेठा लोक घणा कमजोर पडी गया, पण तेमने मुगल लोकउपर घणो द्वेषभाव आव्याथी तेमणे शंभाजीना दीकरा शाहुने गादीए बेसाडीने राजारामने तेनो कारभारी बनाव्यो. शाहुराजानी तरफना केटलाक लोक शत्रुने मळी गया, तेथी तेनी राजधानी रायगढ शत्रुने हाथ गयुं, तेमां शाहुराजा पण शत्रुने हाथ पकडायो. पछी हिंदुस्ताननें पूर्वकांठे जिंजीनो डुंगरी किल्लो छे त्यां राजाराम जतो रह्यो. मरेठा सरदारो पादशाहने ताबे थया खरा, पण तेमना मनमां एवुं हतुं के क्यारे लाग आवे के पाछी लडाई मचावीए. चीकणा झाडनी डाळ जेम पवन आवे ने नमी जाय छे, ने पवन पडे एटले पाछी सीधी थाय छे, तेम मरेठा लोकनी चाल एवी हती के कोई सामो हुमलो करे, ते वखत नमी जवुं, अने पछी पाछा सामा थवुं. दक्षिणमां एकेएक मरेठा स्वार कोई कोई सरदारनी चाकरीमां रह्या, अने एकेएक मरेठा सरदारे चोथ तथा घास दाणा उघरावी लेवा मांड्या. आखा दक्षिण देशमां ठामठाम आग लागवा मांडी तथा लूटफाट थवा लागी, तेथी त्यां सघळे ठेकाणे त्रास थई रह्यो अने गडबडाट थई गई.

ए वखतना मुगल लोक आगळना मुगल जेवा उद्योगी नहोता. तेओ एशआरामथी नाजुक प्रकृतिना थई गया हता, अने कवायदविना तथा दुराचरणने लीधे तेमनामांथी पाणी जतुं रह्युं हतुं. ते चोकी पेहेरानो बंदोबस्त राखे नहीं, अने दोडपर जवुं होय तो केमे कर्या उठे नहीं. तेमनी पासे तंबु तथा खिदमतगार पुष्कळ हता. मरेठा स्वारोनी पासे तंबु तथा झूल एमांनुं कंईए नहोतुं. वळी तेमना घोडा कसाएला हता तथा तेमनो पोशाक हलको हतो. संताजी गोडपदे तथा दानाजी जादव ए बे तेमनी तरफना मुख्य आगेवान हवा

ए चालाक स्वारोए एवुं तो जोर मार्युं के मरेठा लोक ते शो गणतीमां छे, एवुं जे मुसलमान लोक पेहेलां कहेता हता, ते वात भूली गया, अने उलटा तेमनाथी त्रास पामवा लाग्या. एमाटे तेमने एक वार सारीपेठे नरम पाडवा एवो औरंगजेबे निश्चय कर्यो. जिंजीना किल्लामां राजाराम संताई पेठो हतो, ते किल्लाउपर घेरो घालवा सारु तेणे पोताना दीकरा कामबख्शने मोकल्यो. पण एवामां संताजी अने दानाजी २०,००० स्वार लईने तेनी मददने सारु आवी पहोंच्या. तेमणे मुगलना घणाक सिपाईओने कतल कर्या तथा केटलाकने हराव्या अने छेल्लीवारे कामबख्शनी फोजने घेरी लीधी. तेथी कामबख्शे हारीने सलाह करीने पाछा जवानुं कबूल कर्युं. पछी भीमा नदीउपर औरंगजेबे पंडे जईने मुकाम नांख्यो, अने तेनी मजबूती करी. तेना सरदार जुलफिकरे जिंजीनो किल्लो सर कर्यो, पण राजारामने नाशी जवा दीधो.

---

## पाठ ८०. हिंदुस्ताननो इतिहास. भाग ३१.

छावणी हीणपत वातमीदार हाजी आदरसत्कार

ए वखते औरंगजेबे लडाई करवानो घाट ठीक रचवा मांड्यो. एनो बंदोबस्त एणे पेहेलेथीज राख्यो होत तो ए फावत. एणे एक फोज मरेठानी साथे लडाई करवाने मेदानमां मोकली, अने एक फोज लईने पोते मरेठा लोक जे जे किल्लामां हता तेमने घेरी लीधा. ए रीते एणे सातारा वगेरे घणांक शेहेर लीधां. पण एटलामां चोमासुं बेठुं तेथी वरसादने लीधे एना सिपाईओ हेरान थईने हिंमत हारी गया; खजानो खूट्यो तेथी तेमनो पगार पण चड्या करतो हतो. आणीमेरथी मरेठा लोके मालवा तथा गुजरातउपर हुमलो कर्यो, अने जे किल्ला तरतना मुगल लोके लीधेला हता ते पण पाछा

लेवा मांडया; अने मुगल लोकनी फोजनी चारे तरफ मरेठा एकठा थईने तेमनी छावणीना छेक दरवाजासुधी लूटता चाल्या.

अंते थाकीने औरंगजेब अहमदनगर जतो रह्यो. तेनी फोजने मरेठाओए घेरी लईने आखी तुकडीओनी तुकडीओ कापी नांखी. पछी औरंगजेब मांदो पडयो, अने एवा घडपणना वखतमां तेना पेटमां एवी धास्ती पेठी के जे रीते में शाहजहांने दुःख दीधुं हतुं तेज रीते मारा दीकराओ मने पण दुःख देशे. एवा डरने लीधे तेणे पोताना वहाला दीकराओने पण पोतानी पासे आववा दीधा नहीं. वळी पोते जे काळां कर्म करेलां हतां तेनो विचार तेना मनमां आववा लाग्यो, तेथी तेने ईश्वर तरफनी मोटी बीक पेठी, अने ते एवुं बोलवा लाग्यो के, "मारा पापनो कंई पार नथी, माटे हवे मारी शी गति थशे?" एवी फिकरमानो फिकरमां तेनो प्राण गयो. सन १७०७. तेणे ५० वरससुधी राज कर्युं हतुं.

औरंगजेबे पोताना बापने जे दुःख दीधुं, तेथी तेना राजने मोटी हीणपत लागी. तेने कोईनो भरोसो पडे नहीं तेथी पोताना बधा सरदारोपछवाडे तेणे बातमीदार मूक्या हता. ते पोताना दीकराओने आगेवान करीने लडवाने मोकलतो हतो तेमनी पछवाडे पण कोई घरडा सरदारने बातमी राखवाने मोकल्याविना रहेतो नहीं. हलकामां हलकी जगोपर पण पोते पोतानी जातेज माणस बहाल करतो हतो, तो पछी मोटी जगोपर पंडे माणसने बहाल करे तेमां शी नवाई. एवा एक लोभरुपी पापथी एने माथे एटली बधी फिकर आवी पडी. तेने पोताना कोई अमलदारनो इतबार नहोतो, तेम ते अमलदारो पण तेने चाहता नहोता. हिंदुओने तेणे हलकाज गणी काढया हता, तेथी तेओ पण तेने धिक्कारता हता. तेणे पोताना धर्मना लोकोने सारु एक पण मसीद बांधी नहोती, अने पोताना जूनामां जूना मित्र मरी जता, तो पण तेने कंईज शोक थतो नहीं.

औरंगजेबना राजमां अंग्रेज लोक सुरत तथा मुंबईमां वेपार करवाने आववा लाग्या. इ० स० १६९२ मां अंग्रेजना एक वाहाणनां माणसोए ए पादशाहनुं एक मोटुं जहाज सुरतथी मके हाजी लोकने लईने जतुं हतुं ते लई लीधुं. तेउपरथी इतिहासकर्त्ता खाफीखाने ए बाबतनो बंदोबस्त करवासारु पादशाहे मुंबई मोकल्यो. त्यां तेनो आदरसत्कार सारी रीते थयो, अने अंग्रेजना लश्करनुं भारे जोर कंईक तेना जोवामां आव्युं.

---

## પાઠ ૮૧. જૂઠું બોલવાની ટેવ છોડવી. ભાગ ૧.

એક દહાડો ચાર વાગે છોકરાને રજા આપી રામશંકર મેહેતાજી ઘેર જતા હતા, તેવામાં બુઢ્ઢા મણીશંકર કાકા મળ્યા. નમસ્કાર કરી મણીકાકા બોલ્યા; મેહેતાજી સાહેબ, મારો અંબુ ઠીક ચાલે છે કે નહીં? મેહેતાજીએ સામા નમસ્કાર કરી, થોડીવાર એસાની સામું જોઈ કહ્યું, લખવા, વાંચવામાં, ને બીજું ભણવામાં તો તમારો દીકરો ઠીક ચાલે છે, એની બુદ્ધિ ચપળ જણાય છે, ને બહુ આળસુ નથી. મણીકાકાએ કહ્યું, તમારા બોલવાની ઢબપરથી જણાય છે કે એ છોકરામાં કાંઈ ખામી છે. મેહેતાજીએ કહ્યું, કાકા, તમે જાણો છો કે ભણવામાં આળસ કરવું તે કરતાં બીજા કેટલાએક અપરાધ મોટા છે; તમે જાણતા હશો કે એ છોકરાને હરઘડીએ જૂઠું બોલવાની ટેવ પડી છે; એનો એક બોલ પણ હું માની શકતો નથી. એ સાંભળી મણીશંકર કાકાએ ડોકું ધૂણાવ્યું, ને મોટો નિસાસો મૂકી કહ્યું, એથી હું ઘણો દલગીર છું. મેં જાણ્યું કે એ ટેવ એણે છોડી હશે. આખો દાહડો નિશાળે રહે છે ને સાંજે વાળુ કરી પાધરો સૂઈ જાય છે, તેથી એ મારા દીઠામાં બહુ આવતો નથી. આજ રાતે હું એને શીખામણ દઈશ, પણ જે તમારૂં કહ્યું નથી માનતો તે મારૂં કેમ માનશે. વારૂ ભાઈસાહેબ, એ માઠી ટેવ છોડાવો

તો સારું, મારી સઘળી આશા એના ઉપર છે. મેહેતાજીએ કહ્યું, હું મેહેનત તો કરૂં છું, કાકા.

દાદા મેહેતાજી સાથે એવી વાત કરતા હતા, ત્યારે અંબુ ત્રણ ચાર કણબીના તથા વાણિઆના છોકરા જોડે ગામ બહાર ખેલતો હતો. તેઓ પાકાં ચણીબોર શોધતા હતા, પણ તેની મોસમ પૂરી બેઠી નહોતી તેથી જ્યાં જુએ ત્યાં કાચાં હતાં. ભૂખણે કહ્યું, અલ્યા ભાઈ, આ દયાળ પટેલના ખેતરની પેલી મેર પાકાં બોર છે, પણ ત્યાં જવાનો બીજો રસ્તો નથી. અંબુએ કહ્યું, હીંડો, એ ખેતરમાં થઇને જઇએ. ભૂખણે કહ્યું, અલ્યા, કોઈની વાડ ભાગીને તેના ખેતરમાં કેમ પેસાએ? દયાળ પટેલ જાણે તો મારી નાંખે. અંબુએ કહ્યું, સૌ પેસાય, કોઈ જાણતુંએ નથી ને મારતુંએ નથી. ચાલો, અલ્યા. ભૂખણે કહ્યું, જો, પારકા ખેતરમાં પેસવું એ ખોટું છે તો પછી કોઈ જુએ કે ન જુએ તેણે શું થયું? કોઈ નહીં જુએ, તો પરમેશ્વર તો જોશે, માટે ન જાઓ. બીજું ઘણુંએ કહી કહીને સમજાવ્યા પણ અંબુ ને બીજા બેએ ન માન્યું, ને વાડમાં મોટું છીંડું પાડી ખેતરમાં પેઠા, ને અનાજના છોડ ચાંપતા ચાંપતા ખેતરની સામી બાજુએ દોડ્યા. ભૂખણ ને બીજા બે છોકરા ઘરભણી પાછા ફર્યા.

---

## પાઠ ૮૨. જૂઠું બોલવાની ટેવ છોડવી. ભાગ ૨.

અંબુએ કહ્યું, અલ્યા, જુઓ તો ખરા, પેલી વાડમાં કેટલાં બધાં પાકાં બોર છે! આપણે આવ્યા તો સારૂં થયું. એટલામાં એક છોકરે કહ્યું, શું સારૂં! જોની પેલું લાકડી લઇને કોણ આવે છે? એ દયાળ પટેલ તો ન હોય? ત્રણે પાછા ફરી જોયું તો ખરે દયાળ પટેલ દીઠા, તેવાજ ત્રણે જણ ત્રણ મેર નાઠા. બે તો વાડ કૂદી ખેતર બહાર નીકળી ગયા; પણ અંબુની ડગલી એક બોરડીમાં ભરાઈ તે કેમે કરી નીકળે નહીં. પગમાં પણ એક બે કાંટા ભાગ્યા; અંતે એક મોટો આચકો માર્યો, એવો કે ડગલી ચડ

દઈને ફાટી ને ઓરડીમાંથી નીકળી. પણ એટલામાં દયાળ આવી હાથ ઝાલ્યો ને મોટેથી ધમકાવીને પૂછ્યું, અલ્યા, મારા ખેતરમાં તું કેમ પેઠો? એ સાંભળી અંબુના તો હાંઝાજ નરમ પડી ગયા તે બોલ્યો, કાકા, માફ કરો, મને મારી માએ ગાંધીને ત્યાં સોદો લેવા મોકલ્યો; મેં રસ્તે જતાં તમારા ખેતરમાં ગાયો દીઠી, તેને હાંકી મૂકવા અહીં આવ્યો છું. દયાળે પૂછ્યું, આ અનાજના છોડ ગાયે કુચરી નાંખ્યા કે? પાપી અંબુએ કહ્યું, હા કાકા. ત્યારે પટેલે પૂછ્યું, તું નાસતો શાને હતો? ને તારી જોડે બીજા બે છોકરા કોણ હતા? ને તે શું કરતા હતા? અંબુએ કહ્યું, મેં જાણ્યું કે હું તમારા ખેતરમાં પેઠો માટે વઢશો. દયાળે ડોળા કાઢી કહ્યું, તું ગાયો હાંકવા પેઠો તેમાં વઢું શાને? અંબુની વાત તેને ખરી લાગી નહીં, તોપણ તે ઈનસાફી માણસ હતો, માટે તપાસ કર્યાવિના તેને સજા ન કરી, તેણે પૂછ્યું, અલ્યા, ગાયો ક્યાંથી પેઠી હતી? અંબુએ કહ્યું, તમારી વાડનો ઝાંપો ઉઘાડો રહી ગયો છે તેમાંથી પેઠી. એ સાંભળીને પટેલે કહ્યું, હીંડ, ત્યાં જોઈએ, ત્યાં કાદવ છે તેથી તેનાં પગલાં પડ્યાં હશે. એમ કહી તેનો હાથ ઝાલી ત્યાં તેડી ગયો. જુએ છે તો ઝાંપો વાસેલો ને મજબૂત બાંધી લીધેલો હતો, માટે ગાયનાં પગલાં તો ક્યાંથીજ હોય? તે જોઈ દયાળ બોલ્યો, હવે હું સમજ્યો, તું પોંક ચોરવા આવ્યો હતો, ત્યારે હું તને ઘટતી સજા કરીશ. એમ કહી પોતાની લાકડી ઉપાડી; અંબુ પગે લાગી રોતો રોતો બોલ્યો, બાપજી, મેં પોંક ચોર્યો નથી, ને કદી એવું કામ હું કરતો નથી; હું હવે સાચે સાચું કહી દઉં, મને જવા દો અમે પેલાં ચણીબોર તોડવા આવ્યા હતા, ને દોડતાં દોડતાં અજાણે આ છોડ ચંપાયા છે; દયાળ ભાઈસાહેબ, એજ ખરી વાત છે; મને મારશો નહીં. દયાળે ઘાંટો કાઢીને કહ્યું, હું કેમ જાણું કે તું હવે સાચું બોલે છે; જૂઠું બોલનારનું કહ્યું મનાય નહીં. અંબુએ ઘણીએ માફ માગીને કહ્યું, આ વેળા જવા દો; હવે કોઈવાર જૂઠું નહીં બોલું. પણ તે સૌ નકામું ગયું. દયાળે તેને ખૂબ ઠોક્યો, ત્યારે છોડ્યો. લાકડીના ઝપાટા એવા તો દીધા કે સોળે સોળ ઉઠાડ્યા.

---

## પાઠ ૮૩. જૂઠું બોલવાની ટેવ છોડવી. ભાગ ૩.

### અથ ઈતિ યથાસ્થિત અંતઃકરણ પરિણામ

અંબુ રાતે ઘેર આવ્યો, ત્યારે તેની માએ એની રડેલી આંખ ને ઉદાસ મોંથી જાણ્યું કે આજે ભાઇને કાંઈ નવું જૂનું થયું છે ખરું. તેણે કહ્યું, ભાઈ, તું કયાં ગયો હતો? આ તારી ડગલી આટલી બધી કેમ ફાટી? અંબુએ નીચું જોયું ને કાંઈ બોલ્યો નહીં. તેની મા તે વેળા બીજું કાંઈ બોલી નહીં, પણ વાળુ કર્યાપછી પાછું પૂછયું; કહે દીકરા, આજ તને શું થયું છે? અંબુએ કાંઈ જવાબ વાળ્યો નહીં. ત્યારે એના દાદાએ કહ્યું, આજ તેં કાંઈ ખોટું કર્યું હશે એમાં શક નહીં. અંબુ બોલ્યો, શું મેં એકલાએ? તેના દાદાએ કહ્યું, ચુપ રહે, જૂઠું બોલી બીજો ગુનો કરીશ માં; તું હમણાં જૂઠું બોલી અમારેથી છાનું રાખશે, પણ તે છાનું નહીં રહે, ને અમે નહીં જાણીએ તો-પણ પરમેશ્વરે તો જાણ્યું હશે. જાણતો નથી કે જૂઠું બોલીશ, તો તું પરમેશ્વરનો બેવડો ચોર થઈશ? અંબુ રોઈ પડીને બોલ્યો, દાદા, હું તમને બધું સાચેસાચું કહું છું; હું કહેવાનો તો હતો, પણ મારી છાતી ચાલતી નહોતી. આજ મેં મોટા ગુનો કર્યો છે, ને તેને માટે મને ઘણી શિક્ષા થઈ છે; જે ગુનો મેં નહોતા કર્યો તેને સારૂ પણ મેં માર ખાધોં. ત્યારકેડે તેણે અથથી તે ઈતિસુધી યથા-સ્થિત પોતાઉપર વીતેલી વાત કહી. એની વાત પૂરી થઈ, ત્યારે તેની મા ને દાદાએ એકએકની સામા ટગમગ જોયા કર્યું. ત્યારે અંબુ બોલ્યો, મા, મારી વાત તમે ખરી માની નથી, પણ મેં તો સઘળું સાચું કહ્યું છે; ખરે મા, મેં ખરૂં કહ્યું છે. તેનો દાદો બોલ્યો, તું કદાપિ સાચું બોલતો હશે, પણ તેં એટલી બધી વાર જૂઠું બોલી અમને છેતર્યાં છે કે તારા કહેવાઉપર અમને ભરો-સો પડતો નથી. અંબુએ, શરમ અને શોકથી નીચું જોઈ મોંએ હાથ દીધા. તેની માએ ઉઠીને કહ્યું, ઉભા રહો હું હરકોરને ત્યાં જઈ તેના ભૂખણને બધી વાત પૂછી આવું, એટલે જે હશે તે જણા-શે. ભૂખણ જીવ જાય પણ જાઠું બોલતો નથી. જો વે તારી વાત

ખરી કહેશે તો હું માનીશ. એક અધ ઘડીમાં તે ભૂખણને તેડીને આવી. ભૂખણે પોતે જેટલું દીઠું હતું તેટલું કહ્યું. અંબુપર બહુ દયા આવી, પણ તે રીસમાં હતો, માટે તે વેળા તેને બોલાવ્યો નહીં. તેની માએ કહ્યું, હવે જા, ભાઈ ભૂખણ, આવજે હો, સાચવીને જજે. તેં કહ્યું તે બધું હું ખરૂં માનું છું, ને આશા રાખું છું કે મારા અંબુનું કહેવું પણ હવેથી ખરૂં મનાશે, કેમકે એ ખરેખરો પસ્તાતો હોય તેવું જણાય છે. પછી માએ તેને છાતીએ ચાંપીને તેનાં આંસુ લોહી નાંખ્યાં ને કહ્યું, જોયું દીકરા, જૂઠું બોલનારના એવા હાલ થાય છે, તે સાચું કહે તોપણ તેનું કોઈ માને નહીં, કારણ કે કોણ જાણે કે તે ખરૂંજ હશે. તેના દાદાએ કહ્યું, એ બહુ માઠું છે, તો પણ એના કરતાં બીજો ઘણો વધારે ખોટો પરિણામ થાય છે. પરમેશ્વર એવા જૂઠાને કદી સંઘરતો નથી, કેમકે પરમેશ્વરને સત્ય ઘણું વહાલું છે. અંબુએ કહ્યું, દાદા, હવે હું કદી જૂઠું નહીં બોલું. દાદે કહ્યું, તને ટેવ પડી છે તે છોડવી કઠણ તો પડશે, બેટા, પણ તું આગ્રહ કરીશ તો છૂટશે. અંતઃકરણથી ઈશ્વરપાસે માગીશ તો તે તને સાહે થશે. જે હોય તે ને જ્યારે હોય ત્યારે ખરેખરૂં કહેવું; સાચાસિવાય બીજું કાંઈજ કહેવું નહીં; મશ્કરીમાં પણ જૂઠું બોલવું નહીં. જો, તું એમ કરીશ, તો એ તારી ખોટી ટેવ જશે.

---

## પાઠ ૮૪. મોતીવિષે.

કેટલાએક લોક એવું કહે છે કે આશો સુદ ૧૫ ની રાતે વરસાદ આવે છે, અને તેના છાંટા તે રાતે જે સીપો ઉઘાડાં મોઢાં રાખી દરિઆઉપર તરતી હોય છે તેમાં પડે છે; અને તે તેના પેટમાં ઉતરી તેનાં મોતી થાય છે. નાના છાંટાના નાના દાણા, અને મોટાના મોટા બંધાય છે. આવું વર્ણન કવિતામાં કરેલું હોય છે પણ ખરૂં જોતાં તો એમ નથી.

ઘણી ખરી વાર નદી કે દરિઆ કિનારે બે જોડાએલી સીપોનાં જોડકાં જોવામાં આવે છે. એવાં જોડકાંને કાલુ માછલી કહે છે.

એવી જાતની માછલીને કંઈ રોગ થયાથી તેના શરીરમાંથી રસી જેવો પદાર્થ નીકળે છે, અને તેનાં સીપમાં મોતી બંધાય છે. જે કાલુમાં મોતી પાકે છે તે ઘણાં મોટાં હોય છે, અને તે દરિઆમાં કેટલેક ઠેકાણે નીકળે છે. હિંદુસ્તાનની દક્ષિણે મનારની ખાડીમાં મોતીની સીપો થાય છે, તે કાઢવાને સારૂ ફાગણ ચૈત્રમાં પાસેના કર્મંડળ કાંઠાઉપરથી લોકો હોડીઓ લઈને આવે છે. એ હોડીઓને બે તરફ પાલકો બાંધેલી હોય છે, અને એકગમ ત્રણ ને બીજી ગમ બે મોટા છપ્પન છપ્પન શેરના પથરા બાંધી પાણીમાં બબ્બે ત્રણ ત્રણ હાથ નીચે ઉતારેલા હોય છે. સીપો કાઢવાને ઉતરનાર માણસ લંગોટોજ મારે છે, તે વિના બીજું કંઈ વસ્ત્ર પોતાની કને રાખતો નથી. તે પેલા પથ્થરઉપર એક પગ, અને કને એક ટોપલી ટાંગેલી હોય છે તેમાં બીજો પગ મૂકી બંને દોરડાં એક હાથે ઝાલે છે, અને બાજે હાથે ઉપરનું સટકીઉં છોડી તેજ હાથે પોતાનું નાક બંધ કરી દે છે. દોરડાની ગાંઠ છૂટી એટલે ટોપલી ને પથ્થરસુદ્ધાં પેલો માણસ દરિઆમાં તળીએ ઉતરી પડે છે. એ છેક નીચે પહોંચ્યો કે તરત હોડીપરના માણસો પથ્થર ઉપર ખેંચી લે છે કે તે બીજાને ઉતરવાને ખપ લાગે. ડૂબકી મારનારો માણસ તળીએ પહોંચ્યો કે તરત ઉંધો પડી ઝડપમાં જેટલી સીપો તેના હાથમાં આવે છે તેટલી લઈને ટોપલીમાં ભરે છે, અને ઉપર આવવાનો થાય છે ત્યારે જરા દોરડું હલાવે છે એટલે હોડીપરનાં આદમીઓ તેને જલદીથી ઉપર ખેંચી લે છે. એપ્રમાણે ઘણાં માણસ વારાફરતી ડૂબકીઓ મારી સીપો કાઢે છે. હોશિઆર માણસ ઘણામાં ઘણું આઠ મિનિટલગી પાણીમાં રહી શકે છે, અને એકે ફેરે લગભગ ૧૫૦ સીપો સાભરી લે છે.

એ ભેગી કરેલી સીપો કિનારાઉપર રેતીમાં દશ દહાડાલગી સુકવીને પછી બે પોહોરલગી ખારા પાણીમાં પલાળે છે, તેથી નરમ થાય છે. પછી એકેકી સીપ ફાડીને જુએ છે ને જેમાં મોતી બાઝેલાં હોય તેનો જૂદો ઢગલો કરે છે. એ ઢગલામાંથી બીજો આદમી એકેક સીપ લઈને ચીમટાવતી તેમાંથી મોતી ચુંટી

કાઢે છે, મોટાં મોતી તો સેહેજ નીકળે, પણ ઝીણાં ચુંટતાં બહુ મેહેનત પડે છે.

એ રીતે એકઠાં કરેલાં મોતીને ધોઈ સાફ કરીને પછી જૂદા જૂદા વેહવાળી ચાળણીઓવડે ચાળી કાઢે છે, એટલે તેમાંથી નાના મોટા વડ જૂદા પડે છે, અને વેપારી લોક વેચવાને સારૂ રેશમના દોરામાં પોરવી તેની સેરો કે જૂમખા બનાવે છે. ઘરેણાં સિવાય બીજા કશા ખપમાં મોતી ઝાઝાં આવતાં નથી. કોઈ કોઈ વાર ઓસડમાં કામ આવે છે. મોતીને શરકામાં કે લીંબુના રસમાં ઝાઝી વાર રહેવા દે તો તેનાં પડેપડ ઉખડી જાય છે, ને નકામું થાય છે. જે સીપોમાંથી મોતી નીકળે છે, તેનાં વિલાયતમાં લોક હજારો રમકડાં, બટન, ચપ્પુના હાથા, વગેરે બનાવે છે.

---

## પાઠ ૮૯. ટેવ પડી તે ટળે નહીં.

### શિલા શ્વાન પુંજ આભ

ભુજંગી છંદ.

શિલા શ્વાનની પૂછડી સાથ સાંધી,
જુઓ જુકિતથી જાળવી બંધ બાંધી,
કરી પાંશરી તો ફરી વાંક વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? ૧

અઢારે વળ્યાં ઉંટનાં અંગ વાંકાં,
કહો ઢાંકીએ તો રહે કેમ ઢાંક્યાં ?
સૂએ ભૂતળે તો જુએ આભ ભાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ? ૨

જુઓ નાગની જાતની ટેવ જે છે,
રીઝે તો રમે ને ખીજે તો ડસે છે,
પૂરા પ્રેમથી રાખીએ ઘેર પાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ? ૩

ધૂરા પુષ્પના પુંજમાં હીંગ પેસે,
નહીં હીંગને પુષ્પનો પાસ બેસે,
ભલે માથું કૂટી મરે કોય માળી;
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? ૪

ધરી દૂધમાં ને કરી સાબુવાળા,
ધુઓ કોયલાને જુઓ હોય કાળા;
નહીં કોઈ કાળે મટે જાત કાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? ૫

કહો પાણીના પૂરને કોણ થોભે?
ચડે શાવડે નેવનાં નીર મોભે?
રહે ખાડમાં રાખશે કોય ખાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? ૬

લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો,
ટળે તેમ છોટાપણે ટેવ ટાળો,
કૂંડી કે રૂડી દુષ્ટની કે દયાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? ૭

ક્રિયા કેળવો મેળવો ગુણ તેમાં,
નિતી ભેળવો હેળવો જીવ એમાં,
પઢે પાઠ આ તે ભલી ટેવ પામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે. ૮

---

## પાઠ ૮૬. લૂગડાં શીવવાનો સંચો.

બધી જાતનાં પેહેરવાનાં લૂગડાં શીવાય એવો સંચો વિલાયતમાં શોધી કાઢ્યો છે. એ સંચાની રચના એવી સેહેલી અને સૂતર છે કે નાનું બાળક પણ જોઈએ તેવાં કપડાં તેવતી શીવીને તૈયાર કરી શકે છે. એક પળમાં એક હાથ લૂગડાને બખિઆ દેવાઈ શકાય છે; ને તે બખિઆમાં કાંઈ પણ ખાંપણ રેહેતી નથી. એને લગતો ચાકન ભરવાનો સંચો પણ બનાવેલો છે, તેથી ભાતભાતનું

ભરત ભરી શકાય છે. એ સંચાથી મખમલ તથા રેશમી કાપડ-ઉપર ઘણું સુંદર ભરત ભરાય છે. અમેરિકા તથા ઈંગ્લાંડમાં એવા ઘણા સંચા હાલમાં ચાલુ થએલા છે. ત્યાં બાઈડીઓ પોતાનાં, તથા પોતાનાં છોકરાંનાં, અને ધણીનાં લૂગડાં થોડી વારમાં ઘણી સારી રીતે જેવાં જોઈએ તેવાં એ યંત્રથી બનાવે છે.

એવો યંત્ર આપણે અહીંઆં હોય તો કેવું સારૂં! આપણને કેટલો ફાયદો થાય? આપણાં લૂગડાં સારાં અને સસ્તે ભાવે બને. પણ દરજીઓ તો ખરેખાત બૂમ પાડે કે અમારો ધંધો જતો રહે છે, ને અમે ભૂખે મરીશું. આપણે જરા વિચાર કરીએ તો તરત માલમ પડશે કે દરજીઓ એમ કહે તો તે ખરૂં નથી. વિલાયતના દરજીઓ તો એ સંચા નીકળ્યાથી ઉલટા ખુશ થયા છે. તેઓ તો એમ સમજે છે કે એથી અમારી રોજી ઘટવાને બદલે વધે છે, કેમકે થોડી વારમાં ઘણાં કપડાં સારાં શીવીશું, તો તે સસ્તાં પડશે, ને સસ્તાં પડશે ત્યારે ઘણા લોક તે વેચાતાં લેશે, એટલે તેનો બહુ ખપ જાગશે. ત્યારે અમારી પાસે રકમબંધ કપડાં શીવવાનાં આવશે, તો તેથી અમને ઘણી કમાઈ થશે. હાલ અમે પાંચ માણસ રાખી કામ કરીએ છીએ તેને બદલે પચાશ રાખવાં પડશે, એટલું કામ વધશે. આવો લાંબો વિચાર આપણા લોકો અને આપણા દરજીઓ કરતા નથી. જુઓ, રેલવે બંધાવાનો હતો ત્યારે આપણા લોક કમ સમજને લીધે એવું કહેતા હતા કે હજારો ગાડીવાળાની રોજી ઓછી થશે, પણ તેને બદલે લાખો માણસો એ રસ્તાના કામ પછવાડે રોજીએ લાગેલાં છે. હિસાબ ગણીશું તો માલમ પડશે કે જેટલાં માણસની રોજી ગએલી ધારતા હતા તે કરતાં દશ ગણા વધારે કામે લાગેલાં છે. આગબોટ થઈ ત્યારે પણ તેમજ બોલતા હતા કે હવે વાહાણોનો કોઈ ભાવ પૂછશે નહીં, પણ તે વિચાર કેવો ખોટો પડ્યો છે! સુરત મુંબઈનાં બંદરમાં આગબોટ થતા પેહેલાં જેટલાં વાહાણ રહેતાં તે કરતાં વધારે હાલ આગબોટ ને આગગાડી ચાલુ થયાથી દીઠામાં આવે છે. એવું બધા દેશોમાં થએલું છે.

---

## પાઠ ૮૭. અફઘાનિસ્તાન.

પંજાબ મૂકીને પશ્ચિમમાં જતાં અફઘાનિસ્તાન આવે છે. એ દેશની રાજધાની કાબુલ છે, તેપરથી કેટલાએક લોક આખા દેશને કાબુલ કહે છે. હીમાલય પર્વતની હિંદુકુશ નામે શાખા એ દેશની ઉત્તરે આવેલી છે. એની પશ્ચિમે ઇરાન છે અને અગ્નિ ખૂણમાં સિંધ છે.

એ દેશના ઘણાખરા ભાગમાં આડા અવળા પાહાડો છે. એ પર્વતોના ઉંચા શિખરઉપર બારેમાસ બરફ રહે છે, એથી ત્યાં હિંદુસ્તાનકરતાં ઘણી ટાઢ પડે છે, ને વિલાયતનાં જેવાં ઝાડ ફળ થાય છે.

એ દેશના લોકને આ મુલકમાં પઠાણ કહે છે. તેઓ શરીરે જોરાવર ને સ્વભાવે ચંચળ છે. તેઓ કાળા ઉનનાં લૂગડાં તથા બકરાના ચામડાના ડગલા પેહેરે છે ; તેઓ શૂરા ને લડવૈયા છે, પણ જંગલી ને નિર્દય છે. એ દેશમાં રાજા રાજ કરે છે, પણ તેનો હુકમ ઘણો ચાલતો નથી. એ દેશમાં ઘણેક ઠેકાણે માણસના શરીરને માફક આવે એવી સારી હવા છે.

એ દેશના વિસ્તારપ્રમાણે બહુ મોટી નદીઓ નથી. જે નદીઓ છે તેમાં ઘણુંકરીને બારેમાસ પાર રહે છે. ખેતીમાં નદીઓનું પાણી ખપમાં લેવાસારૂ ઘણીક નેહેરો ખોદેલી છે, તેથી પણ નદીમાં પાણી ઓછું રહે છે. કોઈ નદીમાં મગર નથી.

દેશમાં કોઈ ઠેકાણે ઉજાડ છે, ને કોઈ ઠેકાણે અંન ને ફળ ઘણાં પાકે છે. ત્યાં હાથે દળવાનો ચાલ નથી, પાણી કે પવનના જોરે ઘંટી ફેરવે છે. ડુંગરા ને ટેકરા એટલા છે કે ત્યાં ગાડાં ચાલતાં નથી, તેથી સઘળો વેહેવાર ઉંટ, સાંઢણી, કે ઘોડાવડે ચાલે છે. ત્યાંનાં કૂતરાં ને બિલાડાં બહુ સારાં છે. ત્યાં મેવો બહુ પાકે છે તેથી ઘણોજ સોંઘો વેચાય છે.

એ દેશના સપાટ પ્રાંતોમાં ઉંટની પીઠઉપર ને પાહાડી પરગણાંમાં ટટ્ટુ કે ઘોડાઉપર માલ લાદીને વેપારીઓ વેચવા લઈ જાય છે.

ચીન, તાતાર, ઈરાન, ને હિંદુસ્તાન, એ ચાર દેશો જોડે ત્યાંના લોક વેપાર કરે છે. વિલાયતી માલ કરાંચી બંદરે થઇને ત્યાં જાય છે. ઘોડા, સારા રૂઆવાળાં ચામડાં, શાલ, હીંગ, તંબાકુ, બદામ, પસ્તાં, અખોડ, તથા બીજો લીલો અને સૂકો મેવો હિંદુસ્તાનમાં ત્યાંના વેપારીઓ લઈ આવે છે; ને અહીંથી દોટી, મલમલ, રેશમી કાપડ, કિનખાબ, ગજી, હાથીદાંત, કોડી, સપેતો, વાંસ, ખાંડ, તેજાનો, મસાલો, અને વસાણાં, એ માલ લઈ જાય છે.

એ દેશમાં ગુલામ રાખવાનો ઘણો ચાલ છે. કુરાનમાં લખેલો કાયદો તથા દેશના અસલના રિવાજપ્રમાણે ઈનસાફ વગેરે સરકારી કામ ચાલે છે. એમાંનો એક રિવાજ એવો છે કે એક માણસને બીજો નુકસાન કરે, તો તેણે પંડેજ તેનું વેર લેવું.

એ દેશના લોકમાં ઘણી જાત છે, પણ તે એક એકનું ખાતાં-પીતાં વટળતા નથી. તેઓ મુસલમાની ધર્મ માને છે, ને તેમને સ્વતંત્રપણું બહુ વહાલું છે. પોતાના રાજાનો જુલમ પણ સૈહેતા નથી; દેશમાં સંપ થોડોજ રહે છે. પાદશાહથી પણ સુખે રાજ કરાતું નથી. પોતાના સામાવાળાને કેદ કરી રાખે છે, તોપણ મારામારી અને ઉથલપાથલ ઘણી વાર થાય છે.

---

## પાઠ ૮૮. વનસ્પતિ.

વનસ્પતિને જીવ હોય છે. પણ તે જીવ આપણા જેવો નથી, કેમકે વનસ્પતિ ચાલતી નથી કે તેને કાંઈ દુઃખ થતું નથી. જ્યાં તે ઉગે છે ત્યાંજ મરે છે, તોપણ તેને તાપ ને અજવાળું લાગે છે, તેથી કાંઈ ફેરફાર માલમ પડે છે. જો કોઈ ઝાડને સૂરજનો તાપ ને અજવાળું ન લાગવા દીધું ને એક અંધારી ઓરડીમાં રાખી મૂક્યું તો તે ઝાડમાં, ને જેને તાપ ને અજવાળું લાગવા દીધું હોય તેમાં ફેર પડે છે. પેલું ખુલ્લું રહેલું ઝાડ તાજું માલમ પડશે ને અંધારી ઓરડીવાળું કરમાઈ ગએલું દેખાશે. ઝાડની ડાંખળી કાપી નાંખીએ તો તેને કાંઈ વેદના થતી હોય એવું જણાતું નથી; પણ આપણું એક અંગ કાપી નાખીએ તો બહુ વેદના થાય.

ઝાડનો જે ભાગ ભોંયમાં હોય છે તેને મૂળ કહે છે. તેમાં ઘણાં મૂળાડીઆં ચોમેર હોય છે. તેના આધારથી ઝાડ સીધું ઉભું રહે છે, ને જમીનમાંથી તેને તેવડે પોષણ મળે છે. એ મૂળાડીઆંને છેડે કાંઈ રેસા રેસાવાળી નરમ ચીજ હોય છે, તે વાદળીની પેઠે ભોંયમાંથી રસ ચૂસી લે છે, ને તેમાંથી થડમાં જાય છે. થડમાંથી ડાળાંમાં થઈને પાંદડાંમાં પહોંચે છે. પાંદડાંમાંથી પાછો આવીને બધા ઝાડનું પોષણ કરે છે. ઝાડ પાંદડાંવડે શ્વાસ લે છે. સઘળા ઝાડને છાલ હોય છે, તેથી ઝાડને કાંઈ ઈજા થતી નથી ને તેથી તે વરસો વરસ વધે છે. જો છાલ બહુ ઉંડી છોલી નાંખી હોય તો ઝાડ કરમાઈને મરી જાય, માટે ઝાડની છાલ કાપવી અથવા છોલી નાંખવી એ બહુ ખોટું છે.

ઝાડને ફૂલ આવે છે તેમાં કેટલાંકને ઝીણાં ફૂલ એટલે મોર આવે છે, મોર ખેરી જાય ત્યારે ફળ આવે. આંબાને પેહેલ વેહેલો મોર એસે છે અને પછી તેના મરવા ને કેરીઓ થાય છે.

---

## પાઠ ૮૯. કપૂર.

કપૂર ઓસડના કામમાં આવે છે. તેનાં તરેહવાર રોગાન પણ બને છે. એ વસ્તુ એક જાતના ઝાડનાં મૂળમાંથી નીકળે છે. એ ઝાડ ચીન, જપાન, અને હિંદુસ્તાનમાં ઘણેક ઠેકાણે ઉગે છે, એના પાંદડાંની ડાંખળી ઘણી પાતળી અને કોરણ ગોળ વાળેલી ને અણીદાર હોય છે. પાંદડાંનુ ઉપલું પડ ઘણું ચળકતું ને લીલું હોય છે; પણ નીચલું પડ પીળા રેશમી રંગનું હોય છે. જ્યારે ઝાડ મોટું થાય છે ત્યારેજ તેને ફૂલ આવે છે. ફૂલની દાંડી ઘણી પાતળી તથા ડાંખળીવાળી હોય છે; અને તે એકેક ડાંખલીપર એક એક જૂદું જૂદું ફૂલ હોય છે. એ ડાંખળી ધોળી હોય છે, અને તેપર જાંબુઆ રંગનો વટાણા જેવડો મોર આવે છે, તેમાં કંઈ માવાદાર ચીજ હોય છે, તે ઢાંકણાથી ઢંકાએલી રહે છે. તેની વાસ કપૂર અને લવંગ જેવી આવે છે. કપૂરના ઝાડની છાલ બહારથી ઘણી ખડબચડી હોય છે, પણ માંહેથી

લીસી અને ચીકણી હોય છે. એનું લાકડું ધોળું અને સૂકું હોય છે. ઘણા મુસાફરો જે એ ઝાડના જંગલમાં ફરેલા છે અને તેમના જોવામાં ઘણાં જૂનાં ઝાડ આવ્યા છે તે એવું કહે છે કે, તેમાં એટલું બધું તો કપૂર હોય છે કે તેના થડમાં જરા ચીરો પાડીએ તો આકડાની પેઠે તેમાંથી કપૂરનો રસ ઝરપે છે, અને વળી તે કપૂર એવું તો ચોખ્ખું હોય છે કે બીજી વાર તેને ગાળવાની જરૂર રહેતી નથી.

પણ ઘણું કપૂર એ રીતે કાઢવામાં આવતું નથી. એ ઝાડનાં મૂળીઆંના કડકા કરે છે, અને તે લોઢાના વાસણમાં ભરી પરાળને મટોડીવતી તેનું મોઢું બંધ કરી લે છે. પછી ભઠ્ઠીમાં મૂકી તપાવે છે, એટલે તાપથી કપૂરનાં ફૂલ પડે છે, તે પેલા પરાળમાં ભરાઈ રહે છે. એ રીતે નીકળેલા કપૂરને સાફ કરવાને સારૂ એક શેરે અઢી રૂપિઆભાર કળી ચૂનો ભેળીને કાચના વાસણમાં ગાળે છે. કપૂર બળે એવું તથા રંગે ધોળું છે. એની વાસ ઘણી મીઠી અને જલદ છે, પણ સ્વાદ કડવો છે. એ બળે છે ત્યારે સફેદ ધુમાડો નીકળે છે અને બળતું પણ સફેદ હોય છે. વળી જ્યારે છેક બળી જાય છે ત્યારે રાખ કે કંઈ પછવાડે બાકી રહેતું નથી.

પાણીમાં કપૂર નાંખીએ તો ઘણું ઓગળતું નથી, તેની જરા વાસ તેમાં આવે છે તેથી એમ જણાય છે કે કંઈ ભાગ પણ ઓગળતો હશે. તેલમાં અથવા દારૂના અર્કમાં નાંખીએ તો તે તરત ઓગળી જાય છે. કપૂર પાણીકરતાં હલકું છે માટે તેમાં તરે છે, અને પાણીમાંજ જો તેને સળગાવીએ તો તે બળે છે. કપૂર ખુલ્લું રહે તો ઉડી જાય છે; એને ઘણા દહાડા રાખવાની જુગતી એવી છે કે બંધ વાસણમાં મરીના દાણાસાથે મૂકી છાંડવું.

---

## પાઠ ૯૦. નટવિષે. ભાગ ૧.

### આસન નજરબંધી ગારૂડી

આપણા દેશમાં નટ લોકો ઘણા પ્રકારના શરીર વાળવાના ખેલ કરી બતાવે છે તે ઘણા જણના દીઠામાં આવે છે. આકાશચંદ્ગીનો

તમાશો કરે છે, તથા ભવાયા ભવાઈના વેષમાં તરેહવાર રીતે શરીર વાળી આસન કરે છે, એ સર્વ કસરતથી થાય છે. પણ આપણા લોકો એને નજરબંધી જાણે છે અને શરીરની કસરત છે એવું ન સમજતાં કહે છે કે, "એ તો આપણી નજર બાંધી લે છે તેથી એવું દેખીએ છીએ. વાંસઉપર ચડીને ખેલ કરે છે તથા વાંસના છેડામાં પગના અંગુઠો ભેરવી પોતાનું માથું નીચું લટકાવે છે વગેરે જે જે તમાશા કરી બતાવે છે તે ખરેખરા તેવા નથી, પણ એ તો જમીનઉપર ઉભો રહીને એવું કરે છે અને આપણી નજર બાંધી લીધેલી હોય છે તેથી એવું દેખાય છે." વળી મૂર્ખ લોક એમ પણ કહે છે કે મોહનવેલ કરીને એક વેલો થાય છે તે જો આપણીપાસે હોય, તો આપણાઉપર ગારૂડી લોકની નજરબંધી ચાલી શકતી નથી. તેવિષે એક વાત પણ કહેવામાં આવે છે કે "એક વખત કોઈ ગારૂડી રમત કરતો હતો, તેણે લોકોને કહ્યું કે હું મારી કેડે દોરડું બાંધીને ઉભો રહું છું, અને તમે બધા તે દોરડું ખેંચશો તોપણ હું મારી જગોઉપરથી ખસનાર નથી, એમ કરીને તેણે દોરડું લોકોને ઝાલવા આપ્યું, અને કહ્યું કે, હવે ખેંચો. તે બધા ખેંચવા લાગ્યા પણ તે ખેંચાણું નહીં, એટલામાં કોઈએક માણસ ખેતરમાંથી ચાર વાઢી તેનો ભારો માથે લઈ આવતો હતો. તેણે આ તમાશો જોઈને પેલાં આદમીઓને કહ્યું કે, અરે તમે એ શું કરો છો? ઝાડને ક્યાં ખેંચી જાઓ છો? તે વાત પેલા બાજીગરના એક સોબતીએ સાંભળી, એટલે તેણે તરત આવીને પેલાને માથેથી ઘાસનો ભારો હેઠે ઢોળી પાડ્યો, ત્યારે તે આદમી પણ તેવુંજ દેખવા લાગ્યો, અને સૌની પેઠે પોતે પણ તે દોરડું તાણવા લાગ્યો." કહેવાની મતલબ કે પેલા આદમીને માથે ઘાસનો ભારો હતો તેમાં તે વેલો હતો તેથી બાજીગરની ઠગાઈ જણાઈ આવી. આવા પ્રકારની વાતો ખોટી સમજને લીધે કહેવામાં આવે છે, પણ વિચાર કરતાં સાફ દેખાશે કે એ કારણ ખોટાં છે અને એવા ખેલ જે બાજીગર, ભવાયા, કે નટ કરી બતાવે છે તે શરીરની કસરતવિના બીજું કંઈ નથી, કેમકે ચીનાઓની કસરતની વાત આગળ લખી છે તે વાંચી જોયાથી સાફ

ઉઘાડું જણાશે કે આપણા બાજીગરોનો તમાશો પણ એવીજ જાતનો છે; અને એવી કસરત કરવાને આગળથી મહાવરો કરવો જોઈએ એટલે થવાને અઘરૂં નથી. સારીપેઠે સમજવું કે એવા ખેલ કરવાને નજરબંધી કંઈ નથી. કોઈની નજર બંધ થઈ શકતીજ નથી, પણ સામા માણસની નજર હિકમતથી ચૂકવી શકાય ખરી. આગળ જે ચીનાની કસરતનો દાખલો લખેલો છે તેપરથી માલમ પડશે કે એવા ખેલ કરવાને શરીરની કસરતવિના બીજું કંઈ કારણ નથી.

---

## પાઠ ૯૧. નટવિષે. ભાગ ૨.

ચીનાની કસરત કેવી તરેહની થાય છે તેની બરાબર સમજ પડવાસારૂ આ પાસે એક ચિત્ર પાડેલું છે, તે જોયાથી નજર આવશે કે પ્રથમ ચાર આદમી એક હારમાં ઉભેલાં છે. તેના ખભાઉપર બીજાં બે આદમી ચડીને ઉભાં છે, ને તેમણે પોતાનો એકેક પગ એકેક માણસના ખભાઉપર મૂકેલો છે. તે બે આદમીના એકેક ખભાપર એકેક પગ મેલીને એક ત્રીજો આદમી આગલ ઉભેલો છે, અને તેના એક ખભાપર પગ મૂકીને ચોથો આદમી



ઉભેલો છે. એ ચોથો માણસ એક નીસરણી મૂકીને ઉપર ચડી પેલા ત્રીજા આદમીના ખભાઉપર ઉભો, એટલે નીચેના આદમીઓએ એક પાંચમા આદમીને ચોથાના હાથમાં આપ્યો, તેની કેડે એક પટો બાંધેલો છે તે પટાવતી તેણે તેને માથાઉપર કેટલીક વારસુધી ઉંચકી રાખી, પછી પોતાના એક પગ ખસેડીને એકજ પગે ઉભો રહ્યો છે.

આવા પ્રકારના તમાશા મુંબઈ શેહેરમાં ઘણીવાર કરવામા આવેલા છે, અને તે જેના જોવામાં આવે છે, તે જોઇને દીંગ થઈ જાય છે. એક વાર તો એવું બતાવવામાં આવ્યું હતું કે એક મોટા માણસના ખભાઉપર પંદર સોળ વરસનો છોકરો ઉભો રહ્યો, અને તેના ખભાઉપર બીજો તેર ચૌદ વરસની ઉમરનો છોકરો ઉભો, અને તેના ખભાઉપર એક નાનો દશ બાર વરસનો ઉભો રહ્યો, તે ઘણું રળિઆમણું દેખાતું હતું. વળી એક ઉભેલા માણસના માથાઉપર બીજો માણસ ઉંધે માથે ઉભો રહે ને તેને લઇને પેલો દોડે.

બીજા અચરજ જેવા ખેલ એવા કરે છે કે કેટલાએક આદમીઓ એકેકના ખભાઉપર લાકડીઓ મેલીને એક ઉપર એક એ રીતે ચારપાંચ હાર કરીને ઉભા રહે છે. તેમાં નીચેની હાર કરતાં ઉપલી હારમાં એક આદમી ઓછો, ને તેના કરતાં તેની ઉપલી હારમાં એક ઓછો. એપ્રમાણે તે હાર એકેક કરતાં એકેક નાની થતાં થતાં છેક છેલ્લે ટોચઉપર એક નાનો સરખો છોકરો ઉભો રહે છે. એ માણસોના ઢગલાનો આકાર એક ચોરસ દેરડી જેવો થઈ રહે છે. એ ગોઠવણથી પ્રત્યેક આદમીને સરખો ભાર આવીને વગર હરકતે તે ઉંચકી શકાય છે. મથાળે ઉભેલો છોકરો પછી કેટલીક વારે કૂદીને નીચે એક માણસની બગલમાં જઈ પડે છે.

આ બધી વાત ઉપરથી સાફ માલમ પડશે કે નટ લોક જે ખેલ કરે છે તે પણ અંગની કસરતવિના બીજું કંઈ નથી.

---

## પાઠ ९२. विद्या वधारवाविषे.

ભુજંગી છંદ.

બહુ બાગમાં ઝાડના ઝુંડ થાવા,<br>
મચે મૂળમાંથી પૂરાં પાણી પાવા;<br>
તમે તેમ સૌનો ચહો હાલ સારો,<br>
સુધારો થવા શુદ્ધ વિદ્યા-વધારો. ૧

કૃપાળુ બની ને નિશાળો કરાવો,
વળી સર્વના સુખનાં બીજ વાવો;
ફરી વાડ રૂડી કરે જેમ ક્યારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૨

રચ્યા ચાવણું ચાવવા દાંત દેવે,
જુઓ જ્ઞાન આપ્યું પિતામાત જેવે;
પઢાવે પૂરો તે ખરો પાળનારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૩

પઢેલો નહીં તે પશુતુલ્ય પ્રાણી,
પઢેલોજ તે માનવીમાં પ્રમાણી;
વડું પુન્ય વિદ્યા દીધાથી વિચારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૪

ખરે ખાત વિદ્યા ખજાનો ન ખૂટે,
ઠગે ના ઠગારા લૂંટારા ન લૂટે;
જુઓ જેવડે જીવ જીવે હજારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૫

ઠગાઈ જશે જે હશે ઠોઠ ઠાલો,
દુખે ડૂબતો દેખીને હાથ ઝાલો;
તરી પાર તેને તમે તો ઉતારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૬

લખી વાંચશે એજ છે આંખવાળું,
ભણી જાણશે એજ જાણો જીભાળું;
ધરો નારીને મર્દનો એજ ધારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૭

પઢેલો કદી કે કરે કષ્ટ ચૂરો,
પઢેલો નહીં તેજ પરતાય પૂરો;
પછી માનશે ધિક આ જન્મ મારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો. ૮

અરે ખાત આ વાતમાં માલ મોટો,
કહું છું કથી કે નથી છેક છોટો;
ઠરાવો નિશાળો તમે ઠામ ઠામે,
સુખે એજ માગ્યું દલપત્તરામે. ९

## पाठ ९३. हिंदुस्ताननो इतिहास. भाग ३२.

धारण करवुं गौहत्या

औरंगजेबनी पछी तेना दीकरा मोआजीमने महायुद्धे गादी मळी. मोआजीमनी अने तेना भाई आजीमनी आग्राआगळ लडाई थई तेमां आजीम मार्यो गयो. तेमज दक्षिणमां हेदराबादमां कामबख्शने पण मारि नांख्यो.

मोआजीम बहादूरशाह नाम धारण करीने तख्तपर बेठो, ए वखत राजारामनो काळ थयो हतो अने शंभाजीना दीकरा शाहुराजाने आजीमे छोडी मूक्यो हतो. पछी बहादूरशाहे शाहुराजासाथे सलाह करी.

ए वखते सिख लोकनुं नवुंज राज स्थापन थयुं, तेनी साथे पादशाहने लडाई करवी पडी, तेथी तेणे रजपूत लोकनीसाथे पण सलाह करी.

इ० सनना पंदरमा सेंकडामां नानकशाहे धर्म चलाव्यो, तेना पंथना लोकने असल सिखलोक कहेता. हिंदु तथा मुसलमान ए बंने पोतपोतानो धर्म मरजीप्रमाणे पाळे तेने पाळवा देवो एवो तेमनो मत हतो. पण मुसलमान लोक तेमनी पछवाडे लाग्या, तेथी इ० स० १६०६ मां तेमणे बलवो उठाव्यो. ते दहाडाथी तेओ मुसलमानसाथे लडवा लाग्या. नानकथी दशमो पुरुष गुरुगोविंद करीने तेमनो सरदार थई गयो, तेणे इ० स० १६७५ नी सालमां तेमनो एक जथो बांध्यो, अने एवो ठराव कर्यो के, ए

अथाना बधा जणे सिपाई थवुं, वादळी रंगनां लूगडां पेहेरवां, अने चोटला तथा दाढी मूछ राखवां, तथा हिंदुना देव देवस्थानने नुकसान न करवुं, अने गौहत्या करवी नहीं.

गुरुगोविंदने मुसलमानोए हरावीने मारी नांख्यो, पण तेने माननारा लोक घणा शूरा हता, तेमणे पोताना नवा सरदारनी साथे जईने लाहोर अने दिल्लीसुधी बधो मुलक उजड कर्यो. तेउपरथी बहादूरशाहे जईने तेमने डुंगरोमां काढी मूक्या. ए पादशाह तेमने एथी पण वधारे सजा करत, पण एटलामां ते इ० स० १७१२ नी सालमां मरण पाम्यो. एनी पछवाडे एना बधा दीकराए गादीने सारु मांहोमांहे लडाई करी, पण आखर जुलफीकारखांनी मददथी सौथी मोटा भाई जहांदारशाहने गादी मळी.

ए जहांदारशाहमां कंई दम नहोतो, तेथी तेनी दोरी तेना वजीर जुलफीकारखांने हाथ हती. जहांदारशाहे फक्त पोताना भत्रिजा फरोखशिरवगर बधा पादशाही कुटुंबना माणसोने मारी नंखाव्यां हतां. फरोखशिरे केटलाक अमीरोने पोतानी तरफ खेंची लईने पादशाहसाथे आग्राआगळ लडाई करी, तेमां जहांदारशाह हार्यो अने ते तथा तेनो वजीर ने जण मार्या गया.

---

## पाठ ९४. हिंदुस्ताननो इतिहास. भाग ३३.

### कृतघ्री

सरदार सैयद अबदुल्ला तथा सरदार सैयद हुसेन ए बे भाईओ फरोखशिरनी मददे आव्या हता. पछी फरोखशिर कृतघ्री थवा लाग्यो, त्यारे तेमणे तेने साफ कह्युं के, जो तमे अमाराथी आडा चालशो, तो अमे तमने बळात्कारे पाधरा दोर कर्याविना रहेनार नथी. ए पादशाह अकलनो काचो हतो, तेने वश राखवासारु अबदुल्ला तेनी पासे रह्यो, अने हुसेन दक्षिणनो सूबो थईने

दक्षिण गयो. बहादूरशाह गुजरी गयो त्यारथी सिख लोकोनी साथे चालेली लडाई अटकी पडी हती, ते पाछी चलाववासारु ए वखतमां फरोखशिरनो एक सरदार गयो. तेणे सिखना सरदार बंदुने पकडीने धगधगती साणसीए तेनुं मांस तोडावीने मारी नखाव्यो.

दक्षिणमां हुसेनअलिनी एवी दुर्दशा थई के तेणे मरेठा लोकोसाथे सलाह करवानुं कहेण मोकलीने तेमने चोथ आपवानुं कबूल कर्युं. पछी तेने फिकर लागवा मांडी, तेथी दिल्ही जवानी तेणे उतावळ करी. जेमना हाथमां पारको माल, अथवा पारकानो आपेलो अधिकार होय छे, तेमने हमेशा एवी धास्ती रहे छे के रखेने आपणो अधिकार अथवा आपणा ताबामां आवेलो माल पाछो लई लेशे. हुसेने मरेठासाथे करेला कोलकरार फरोखशिरे मंजूर कर्या नहीं. पछी अबदुल्लाने काढवानो पोताना सरदारो साथे पादशाहे मनसुबो करवा मांड्यो, पण ए पादशाह एवो तो बेवकुफ हतो के तेज सरदारोनी साथे तेणे अणबनाव कर्यो, तेथी तेमणे जईने एना कावतरानी बधी वात अबदुल्लाने कही दीधी. तेउपरथी अबदुल्लाए ताकिदथी हुसेनने बोलाव्यो, तेथी हुसेने १०,००० मरेठानी फोज लईने दिल्हीआगळ मुकाम कर्यो. पछी ए बंने भाईए विचार्युं के फरोखशिरने जीवतो मूकवो ते ठीक नथी. तेथी तेमणे ए पादशाहने घसडी लावीने मारी नाख्यो, अने एक काची उमरना शाहजादाने लावीने १७१९ मां गादीए बेसाड्यो. तेनुं नाम तेमणे महमदशाह पाड्युं. महमदशाह बाळपणथी जनानखानामां रहीने मोटो थयो हतो, तेथी तेमणे एवुं जाण्युं के ए तो आपणा ताबामां रहेशेज.

फरोखशिरना वजीरोए हिंदुओउपर पाछो जजिआ वेरो घालवानो उपाय कर्यो. पण तेविषे घणो बुमाट सघळा लोकोए कर्यो.

तेथी ते वात पडती मूकी; तोपण हिंदुओने मुसलमानउपरनी रीस उतरी नहीं, तेथी तेमनी अने मुसलमाननी अमदाबादआगळ भारे लडाई थई, तेमां घणाक जणना जीव गया.

## पाठ ९९. हिंदुस्ताननो इतिहास. भाग ३४.

फरोखशिरने मारी नांख्यो, तेथी घणा सरदारो ए सैयदोउपर गुस्से थया, अने तेमांनो एक सौथी मोटो सरदार चीनकीलीचखां बलवो करीने दक्षिण जतो रह्यो, तेनुं नाम पेहेल वेहेलुं असोफजा ने पछी निजामुलमुल्क पड्युं.

सैयद लोकोना दबाणतळेथी नीकळी जवानो ए वखतमां महंमदशाहे निश्चय करीने पोताना सरदारो साथे मसलहत करी. पछी असोफजाने जीतवासारु सैयद हुसेन पादशाहने लईने दक्षिणभणी चाल्यो. मार्गमां हुसेनना म्यानाआगळ एक शख्स पोताना हाथमां अरजी लईने आव्यो ते अरजी हुसेने लीधी तेटलामां तेज माणसे तेने खंजरथी मारी नांख्यो. पछी अबदुल्लाए एक नवो पादशाह उभो कर्यो, पण महंमदशाहे दिल्ली जईने तेने हराव्यो, अने पकडी लीधो, पण ते महमद पेगंबरना कुलनो हतो माटे तेने जीवतो राख्यो.

पछी असोफजाने दीवानगीरी मळी, पण पादशाहनी बेवकुफी जोईने ते तेने धिकारतो हतो, केमके पादशाह जुवानीआओनी सलाहप्रमाणे चालतो हतो, अने पोतानी राखेलीना कबजामां मोहर सिक्को सोंप्यो हतो. ए वातथी कंटाळीने असोफजा पोतानो ओहदो छोडीने दक्षिण चाल्यो गयो. दक्षिणमां राजा शाहु तथा शंभाजीनी पक्षना माणसो ए बे जणवच्चे कजीओ चालतो हतो, तेथी मरेठाओमां बे पक्ष बंधाया हता. शाहु राजानो वजीर पेशवा बाळाजी विश्वनाथ घणो डाह्यो हतो. पेहेलां ए शख्स तलाटुं कर-

तो हतो, पण पोतानी बुद्धि तथा उद्योगवडे मोटी पदवीने पाम्यो हतो. सैयद हुसेननी साथे जे सलाह थई हती, ते पेशवाएज करावी हती, अने ते सलाह दिल्ली जईने महंमदशाह पादशाहपासे तेणेज मंजूर करावी. ए रीते शंभाजीवाळी टोळीने हरावीने शाहु राजानी टोळी जोरपर आवी.

बाळाजीना मुआपछी तेनो दीकरो बाजीराव पेशवा थयो. सघळा ब्राह्मण तथा मरेठाओकरतां ए घणो डाह्यो पुरुष हतो; फक्त एना करतां शिवाजीज चडे. ए वखतमां एणे शाहुराजाने एवी सलाह आपी के आपणा दुश्मनोना मुलकमां आपणा सवारोने ठीक भक्ष मळे छे, अने आपणा मुलकमां तो तेमने भूखे मरवुं पडे छे, वास्ते असवारोने ठेट दिल्लीउफर मोकलवा. ए वात शाहुए कबूल करी. पछी बाजीरावे जईने मालवा तथा गुजरातउपर चडाई करीने त्यांना हाकेमोपासेथी चोथ लीधी. राजकारभारनी एवी अवस्था थतामां असोफजाए हैदराबादमां पादशाही सुबाने मारी नांखीने त्यां पोतानो अमल बेसाडयो.

---

## पाठ ९६. हिंदुस्ताननो इतिहास. भाग ३९.

रक्षक आहीर

शाहुए शंभाजीने हराव्यो हतो, तेथी असोफजाए जाण्युं के शंभाजीनी दोस्ती करवामां हवे कांई माल नथी. तेणे मरेठा लोकनो दाभाडे नामे गुजरातमां एक सरदार वंशपरंपरानी सरदारी भोगवतो हतो तेनी साथे दोस्ती करी. पण बाजीरावे एकदम जईने दाभाडेने हरावीने मारी नांख्यो, अने गुजरातनी सरदारी दाभाडेना छोकराने आपी. ए छोकरो नानो हतो तेथी वडोदराना गायकवाडना वडवा पिलाजी गायकवाडने तेनो वाली एटले रक्षक ठराव्यो. मल्हार-राव होलकर अने राणाजी सिंधिआ पण बाजीरावना पक्षमां हता,

तेथी तेओ तेनी साथे मालवा जीती लेवाने गया हता. होलकर असल आहीर हतो, अने सिंधीओ चाकरनुं काम करतो हतो. अंते असोफजा अने पेशवाने मालम पड्युं के लडाई करवाथी बंनेने नुकसान छे, तेथी तेमणे मांहोमांहे सलाह करीने एक बीजाने मदद करवी एवुं कबूल कर्युं.

इ० स० १७३० मां गुजरातनां पादशाही सूबाए चोथ न आपीने पिलाजी गायकवाडने मारी नांख्यो. तेउपरथी बाजीरावे माळवे जईने त्यांना मुसलमान सूबाने काढी मूक्यो अने जमना नदीउपर झांसी शेहेर छे ते लई लीधुं. त्यारपछी माळवा तथा चंबल नदीनी दक्षिणना बधा देशउपर मरेठानो दावो चलावीने ते वात पादशाहपासे कबूल कराववासारु बाजीराव दिल्ली गयो. तेउपरथी पादशाहने डर लाग्यो अने तेणे असोफजानी साथे दोस्ती करी. असोफजाने पण बाजीरावनो डर लागतो हतो, तेथी ते पादशाहनी साथे मळी जवाने घणो खुशीज हतो. पछी असोफजा दिल्ली आव्यो, पण ते वखते बाजीराव तो दिल्लीथी गएलो हतो, अने मरेठाओनी एवीज चाल हती के जलदी जवुं ने जलदी आववुं. पछी असोफजा त्यांथी चाल्यो ते नर्मदाथी उत्तरे भोपाळआगळ बाजीरावनी सामो थयो. बाजीरावे तेने घेरी लईने, तेनुं भाथुं वगेरे सामान आवतां अटकाव्यो, तेथी हारीने नर्मदाथी ते गोवालिअरनी उत्तरमां चंबला नदी छे, त्यांसुधीनो तमाम मुलक मरेठाओने आपवो, एवुं असोफजाने कबूल करवुं पड्युं. पछी बाजीरावे असोफजाने जवा दीधो तेथी ते दिल्ली गयो.

पेहलां तैमुरलंगे तथा बाबरे जेवा हुमला कर्या हता तेवोज हुमलो ए वखतमां हिंदुस्तानउपर एक जणे कर्यो, पण तफावत एटलो के ए वखतनो हुमलो करनार तैमुरलंग तथा बाबरना करतां घणो घातकी हतो.

## पाठ ९७. हिंदुस्ताननो इतिहास. भाग ३९.

अफघानिस्तानमां सुलेमानना पर्वतथी पूर्व दिशाए उंचाणउपर थाधर जमीन ठेठ हेरात शेहेरसुधी छे, अने हेरातनी पेली तरफ ईराननो मुलक आवे छे. अफघान एटले पठाण लोक ए उंचा थाधर मेदानउपर वसता हता, तेमने ईरानी लोक ईजा आपता हता, तेथी पठाण लोको पोताना सरदारसाथे ईरानउपर हुमलो करवाने गया ने सन १७२२ मां तेमणे इस्फहान शेहेर जीती लईने त्यांना हुसेन पादशाहने काढी मूक्यो, अने केटलाक वर्षसुधी पठाण लोकोए ईरानीओउपर जुलम करीने वेर लीधुं. पण पछी एक मोटो जुद्धो नादिर कुली करीने पेदा थयो. तेणे ईरानमांथी अफघान लोकोने काढी मूक्या. ए रीते पोताना देशनो बचाव कर्या- पछी हुसेन पादशाहने गादीउपरथी उठाडी मूकीने नादिर पोते गादीउपर बेठो. पछी वेर लेवासारु अफघान लोकोना देशउपर नादिरे हुमलो करीने कंदहार लीधुं. ज्यारे नादिर सुलेमान पर्वत- लगी आव्यो, त्यारे आगळना पादशाहोनी पेठेज हिंदुस्तान देशमां घणी दोलत छे, तथा तेने संभाळवाने सारु पुरुं लश्कर नथी एवुं तेना जाण्यामां आव्युं, तेथी काबुल लीधापछी सिंधु नदी उतरीने ते लाहोर आव्यो, अने त्यांथी दिल्लीतरफ चाल्यो. दिल्ली सो गाउ रही त्यारे महंमदशाह आवीने तेनी सामे थयो पण ते हार्यो. पछी तेणे ईरानी पादशाहने ताबे थवानुं असोफजासाथे कहावी मोकल्युं. तेथी नादिरशाह फतेह करीने धामधूमथी दिल्लीमां पेठो. बीजे दहाडे एवी खोटी बूम चाली के नादिरशाह तो मरी गयो, एटले दिल्लीना लोकोए ईरानीओउपर उलटीने केटलाक जणने मारी नांख्या तेथी नादिरे घणा गुस्सामां आवी दिल्लीना लोकने मारी नाखवानो पोतानी फोजने हुकम कर्यो. ए कतल

अर्धो दिवससुधी चाली तेमां ३०,००० माणसना जीव गया. पछी कतल करवाथी कंटाळीने नादिरशाहे लूट शरु करी. दिल्हीना पादशाहनो तमाम खजानो तथा पादशाही रंगमेहेलना दीवानखानामां मोरना घाटनुं जे तख्त हतुं ते नादिरशाह लई गयो. तेणे नाना मोटा सर्वने लूटी लीधा, ने जे सामे थया तेमने रीबावी रीबावीने मारी नांख्या. बधुं लूटी रह्यापछी बेशुमार दोलत लईने नादिर-शाह पोताने देश गयो.

नादिरशाह गयो त्यारे दिल्हीनो खजानो खाली थयो हतो; रैयत खराब थई गई हती; लश्करनो घाण वळी गयो हतो; दक्षिणमां मरेठा जोरपर आव्या हता; अने दिल्हीना कारभारीओमां फाटफूट थई हती.

---

## पाठ ९८. बेउ बाजु तपासो.

એક વખ્ત એક ગામમાં ધાડ પડી, ત્યારે ગામના બીજા બાઈલા લોકો બીને નાશી ગયા, પણ એક શખ્સ હિંમતથી લડ્યો ને ચોરને નસાડ્યા. એ લડાઈમાં તે બિચારાને એવા મોટા ઘા વાગ્યા કે તેથી જીવાયું નહીં. એના પરાક્રમથી ગામનો ઘણો ગુણ થયો, કેમકે જો તેણે ચોરને પાછા હઠાવ્યા નહોત, તો આખું ગામ લૂટાત. એના મોતથી સઘળા ગામને શોક થયો. એનું નામ પોતાના ગામમાં સદાકાળ રાખ્વાને તેનું પૂતળું કરી ચોકમાં ઉભું કીધું. એ પૂતળાના હાથમાં એક ઢાલ આપી હતી તેનું એક પાસું સોને ને બીજું રૂપે રસ્યું હતું.

એવું બન્યું કે એક દિવસે બે સવાર ત્યાંથી જતા હતા, એક સવાર ઢાલની એક ગમ હતો, ને બીજો બીજી મેર હતો. સો-નેરી પાસા ભણીનો બોલ્યો, અલ્યા ભાઈ, આ સોનાની ઢાલના બહુ પૈસા પડ્યા હશે. બીજો જવાબ દે છે, કેમ ભાઈ, અફીણ બહુજ ચડી ગયું કે શું ? આ રૂપાની ઢાલને સોનાની કહે છે. પેહેલો

ઉત્તર વાળ્યો, મેં તો અફીણ બફીણ ખાધું નથી પણ તને તો ભાંગની લેહેર ચડી જણાય છે, કેમકે આ સોનાની ઢાલને તું રૂપાની કહે છે. બીજાને એથી ગુસ્સો ચડયો ને બોલ્યો, તપાશીને બોલ; નહીં તો હમણાં દેખાડી આપીશ, તું તો ભંગી છે. એ સાંભળી પેલા બીજાને ઝાંઝ ચડી, ને તેણે ભુંડી ગાળો દીધી. સામસામા બેઉ ગાળો દેવા મંડ્યા. કોઈ પોતાની હઠ મૂકે નહીં. એક કહે, ઢાલ સોનાની છે, બીજો કહે રૂપાની છે. ગાળાગાળીપરથી મારામારીપર આવ્યા. એકે આવીને એક મુક્કો ચોડયો, ત્યારે બીજાએ ઝટ તેને ચાબક ચોડી. એમ કરતાં એટલેસુધી વાત આવી કે બેઉ એકેકપર ભાલા ચલાવવા માડયા.

પણ એટલામાં ગામના લોકે દોડી આવી તેઓને છૂટા પાડી સમાધાન કર્યું. તેઓને ધીમા પાડી લડવાનું કારણ પુછયું, ત્યારે સવારોએ ઢાલની વાત કહી. તે સાંભળી વિસ્મય પામી ગામડીઆ બોલ્યા, અરે મિયાં સાહેબ, તમે અમથા લડી મુઆ, એની એક બાજુ સોનાની છે ને બીજી રૂપાની છે; ચાલો જુઓને. બેઉ મિયાં તે જોઇને બોલ્યા, અરે, અરે! કેવી નાદાની કીધી! શી કમબખ્તીમાં પડયા! અમથાજ લડી મુઆ.

આ જોડી કાઢેલી વાતની મતલબ સમજી વિચાર કરીશું, તો આપણે ઘણી શીખામણ મળશે. પેહેલું તો એ કે પોતાના ગામપર હેત રાખે તથા ખરી હિંમત દેખાડે ને સારાં કામ કરે તેનો પાડ વાળવો, જેમ પેલા ગામવાળાએ કર્યું હતું. બીજી બાબત જે એ સવારો લડી મુઆ છે તેવિષે છે. એવા ઘણા દાખલા જોવામાં આવે છે. એક બીજાનું કહેવું સાંભળ્યાવિના ને તપાસ્યાવિના માણસ વઢી પડે છે. એક બીજાનું કહ્યું સમજ્યાવિના તકરાર કર્યા જાય છે ને રીસ કરે છે. કોઈ આવીને કહેશે કે ફલાણાએ કે ફલાણીએ એમ કીધું કે કહ્યું. પછી તેવિષે તજવીજ કર્યાવગર અથવા તેનું કહેલું જાતે સાંભળ્યાસિવાય તેની સાથે કજીઆ કરે છે, કે તેને નુકસાન કરે છે. આપણા ઘરમાં અને બહાર એવી રીતે ઘણા અણબનાવ થાય છે. ઘણાં છોકરાં પણ એમ લડે છે. માટે બેઉ પાસે તપાસ કર્યાવિના કાંઈ કરવું કે બોલવું નહીં;

## પાઠ ૯૯. બૂંદ અને ચા. ભાગ ૧.

બૂંદના છોડ છ સાત હાથ ઉંચા થાય છે. એનું થડ સીધું, ને ડાળીઓ પણ લાંબી ને સીધી હોય છે. એનાં પાંદડાં થડઉપર એક બીજાની સામસામાં ઉગે છે, અને બારે માસ લીલાં રહે છે. એનાં ફૂલ ધોળાં અને ટુંકી ડાંખળીઓઉપર ઉગે છે. એના ફૂલમાંથી જીંડવાસરખું ફળ નીકળે છે, તેમાંના ગરમાં ઈંડાં જેવાં બે બીઆં થાય છે. એ જીંડવાં સૂકાઇને રાતાં થાય કે વીણી લઇને ઘંટીવતી ભરડે, તથી ગર હોય તે નીકળી જાય. પછી નીકળેલાં બીઆંને ધોઈ તડકે સૂકવે છે. એ બીઆં અથવા જેને બૂંદ દાણા કહે છે તે કાચા હોય છે, ત્યારે રંગે પીળચટા ભૂરા, અને સ્વાદ કે સુરમવગરના હોય છે. શેક્યાપછી તે ફૂલે છે ને તેનો રંગ છેક ભૂરો થાય છે. વળી તેમાં એક જાતનો સરાટભરેલો વાસ ને સ્વાદ પણ આવે છે. એવા શેકેલા બૂંદ દાણાને ખાંડીને ભૂકો કરી પાણીમાં ઉકાળી પીએ છે; તેથી શરીરમાં જાગૃતિ આવે છે. કોઈ કોઈ લોક મીઠાશને વાસ્તે શાકર કે પતાસાં પણ માહે નાંખે છે.

એ ઝાડ દક્ષિણ અમેરિકામાં, અરબસ્તાનમાં, સિંહલદ્વીપમાં, જાવામાં, અને કોઈ કોઈ ઠેકાણે હિંદુસ્તાનમાં પણ નીપજે છે. એનો ખપ ઈંગ્લાંડમાં બહુ છે. એ પેહેલ વેહેલું ત્યાં ઈ૦ સ૦ ૧૬૫૨ માં દાખલ થયું.

ગ્રેટ બ્રિટનમાં જેમ બૂંદનો ઘણો ખપ છે, તેમ ચાનો પણ ઘણો છે. આપણા મુલકમાં તો પારશી કે કોઈ કોઈ હિંદુઓ ચા શોખને માટે પીએ છે; પણ ઈંગ્લાંડમાં તો એવિના લોકને ચાલતું નથી. ઘણો ગરીબ હોય તે પણ રોજ ચા પીએ છે. બસેં વરસઉપર એ દેશમાં ચાને કોઈ ઓળખતું નહોતું; પણ હાલમાં તો એ એક મોટી ખપની વસ્તુ થઈ પડી છે. ઈ૦ સ૦ ૧૬૬૬ માં પેહેલવેહેલી ચા ઈંગ્લાંડમાં આવી. એનો અસલ દેશ ચીન છે. ત્યાં પણ એનો ઘણોજ ખપ છે.

## પાઠ ૧૦૦. બૂંદ અને ચા. ભાગ ૨.

ચીનના લોક કલાકે કલાકે ચા પીએ છે. વળી આપણે ત્યાં જેમ કોઈ મળવા આવે તેને પાન સોપારી ખવડાવવાની રીત છે, તેમ ચીનના લોકમાં કોઈ મળવા આવે, તો તેને ચા પાવાની રીત છે. ચાકરો ચાનાં પ્યાલાં આણી આગળ ધરે છે. જેમ આપણે પાણી ઉકાળીને તેમાં ચાનાં પાંદડાં નાંખી પીએ છીએ તેમ એ લોક પીતા નથી, પણ પ્યાલાંની અંદરજ પાંદડાં મૂકેલાં હોય છે તેમાં ઉનું પાણી આણીને રેડે છે. વળી ચામાં આપણે જેમ ખાંડ ને દૂધ નાંખીને પીએ છીએ તેમ તે લોક પીતા નથી, પણ એકલીજ પીએ છે.

ચીનમાં ચા ઘણી પાકે છે. જાપાનમાં તથા હિંદુસ્તાનની ઉત્તરના મુલકમાં પણ થાય છે, એનો છોડવો સજીવન છે એટલે બારેમાસ રહે છે એ શુમારે ત્રણ ચાર હાથ ઉંચો, અને એનુ ફૂલ ધોળું હોય છે. એનાં પાંદડાં જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે દોઢ તસુ લાંબાં, સાંકડાં, અણીદાર, ને ઘણા લીલા રંગનાં હોય છે. એ



છોડ રસાળી જમીનમાંજ થાય છે. કૂમળા છોડનાં પાંદડાંની સૌથી સરસ ચા થાય છે. એનાં પાંદડાં વરસમાં ત્રણ વાર વીણી લે છે. પછી ચિત્રમાં બતાવ્યાપ્રમાણે પાંદડાંને તોડી લઇને તેને જરા વા ખવરાવી સૂકવે છે ને હાથવતી જરા જરા આમળાવીને ઓળ વાળે છે. પછી છેલ્લી વારે દેવતાપર લોઢાના પેણામાં મૂકીને સારી પેઠે સુકવે છે.

ચ્યા બે તરેહની થાય છે, કાળી ને લીલી. એ બંને ઘણું કરીને એકજ છોડને થાય છે, પણ એને શેકવામાં ફેર રાખે છે, તેથી એવા જૂદા જૂદા રંગ થાય છે. કાળી ચ્યા કરવાને તડકે સૂકવીને અમળાવ્યાપછી ત્રણ ચાર દહાડા રાખી મૂકે છે, ને પછી દેવતાપર શેકે છે. ઘણી વાર શેકે છે, તેથી પણ એવો કાળો રંગ થઈ જાય છે. લીલી ચ્યાવિષે એવું કહે છે કે ખરેખરી લીલી ચ્યા તો ચીના લોકજ વાપરે છે; પણ બહાર દેશાવર ખાતે મોકલવાનીને તો લીલો રંગ દે છે.

એવું કહે છે કે ઇંગ્લાંડમાં જ્યારે પેહેલ વેહેલી ચ્યા ગઈ ત્યારે ત્રીશ રૂપિએ શેર વેચાતી હતી. પણ હાલમાં તો ઘણી જાય છે, તેથી દોઢ રૂપિએ શેર વેચાય છે. આપણા દેશમાં એકરતાં સસ્તી વેચાય છે, એટલે સારામાં સારી રૂપિએ શેર મળે છે.

---

## પાઠ ૧૦૧. વરાળથી કપડાં ધોવાવિષે

અમેરિકા ખંડમાં એવો સંચો બનાવેલો છે કે તેથી અરધા કલાકમાં લુગડાં ધોવાઇને સૂકાઇને પેહેરવા જેવાં થાય છે. આશરે બે ગજ પોહોળા અને સવા બે ગજ લાંબા વાસણમાં એક નળી ઉતારેલી હોય છે, તેમાંથી ટાઢું અથવા ઉનું પાણી કે પાણીની વરાળ જે તે વાસણમાં લાવવું હોય તે આવી શકે છે. તે વાસણ અરધું પાણીથી ભરીને પછી ત્રણસે અથવા પાંચસે લુગડાંને સારૂ જોઈએ તેટલો સાબુ તથા એક જાતના ચૂનાના ખારનું પાણી, જેથી લુગડાંનો મેલ કપાય ને સફાઈ આવે, તે પેલા પાણીમાં નાંખે છે. પછી વરાળ યંત્રના જોરથી તે વાસણ થોડીવાર એક ગમ અને થોડીવાર બીજી ગમ એ રીતે ગોળ ફરે છે. પછી એ વાસણમાં બે મોઢાંની નળી ઉતારેલી હોય છે તેમાં એકનું મોઢું પાણીમાં અને બીજાનું બહાર રાખે છે. પેહેલા મોઢાવાટે તેમાં વરાળ દાખલ કરે છે તેવારે બીજું બંધ રાખે છે. વરાળ અંદર પેઠાને પંદર વીશ મિનિટ થઈ કે તરત તે બંધ કરે છે, અને બીજું ઉઘાડે છે, એટલે તે વાટે સઘળી બાફ બહાર નીકળી જાય છે. ત્યાર-

પછી તે વાસણમાંનું ઉનું થએલું પાણી પણ ખાલી કરી નાંખે છે અને બીજું નીતર્યું ટાઢુ પાણી ભરે છે, તેથી તેમાં ભરેલાં લુગડાં વધારે સાફ થાય છે. પછી તેને બીજા સંચાવતી સૂકવે છે. એ સૂકવવાનો સંચો આવી રીતનો હોય છે. એક ધરી ઉપર જાળીદાર પતરાંની ગોળ પેટી જડેલી હોય છે તેથી તે ધરી ફરે છે ત્યારે તેની સાથે પેટી પણ ફરે છે. એ પેટીને ફરતી એક બીજી સાદાં પતરાંની ગોળ પેટી હોય છે, તેને પેલી ધરી જોડે કંઈ સંબંધ નથી, તેથી તે ફરતી નથી પણ સ્થિરજ રહે છે. સૂકવવાનાં લુગડાં જાળીદાર પેટીમાં મૂકે છે, અને પછી તે ધરી ચક્રને યોગે એવી જોરથી ફેરવવામાં આવે છે કે પેટી માંહેલાં લુગડાંનું પાણી, જેમ ગોફણમાંથી પથ્થર ઉડી જાય છે તેમ જોરભેર નીકળી જાય છે, અને જાળીમાં થઈને બહારની પેટીમાં એકઠું થઈ નીચે ઉતરી પડે છે. એ સંચો એવો તો જોરથી ફરે છે કે લુગડાં ઝટ વારમાં સૂકાઈ જાય છે. એવું કહે છે કે ધોવાના સંચાવતી એક ભાઈડો અને ત્રણ બાઈડીઓ મળીને એક દહાડામાં ત્રણ હજારથી તે પાંચ હજારસુધી કપડાં ધુએ છે ! કેવું અચરજ જેવું છે ! એવો સંચો આપણે અહીંઆં હોય તો કેટલો બધો ફાયદો થાય !

---

## પાઠ ૧૦૨. મધમાખી. ભાગ ૧.

જે પ્રાણી ઈશ્વરે ઉત્પન્ન કર્યાં છે, તેમાં મધમાખી ઘણી ડાહી અને ઉપયોગી છે. એ આપણે વાસ્તે મધ ને મીણ ઘણી અજબ જેવી રીતે કરે છે.

મધમાખીના મધપુડામાં મધ, ખાવાનું, ને ઈંડાં, એ ત્રણે મૂકવાનાં જૂદાં જૂદાં છ ખૂણીઆં ખાનાં હોય છે. મધમાખીના ટોળામાં મધ ને મીણ લાવનારી માખો, ને વળી એક રાણી, ને કેટલાક નર હોય છે. સઘળી મધમાખીઓ એ રાણીનો પરિવાર હોય છે; અને તે સૌ માપ્રમાણે તેની આમન્યા રાખે છે. મધમાખીને નળી જેવી એક સુંઢ હોય છે તે ફુલમાં મૂકીને માંહેનું મધ ચૂશી લે છે. એ સુંઢ સળંગ આખીજેવી દેખાય

છે પણ સૂક્ષ્મદર્શકયંત્રમાંથી તેના પાંચ ભાગ માલમ પડે છે. તેમાં વચ્ચોવચનો ભાગ તે એની જીભ છે. તેવતી તે મધ ચાટે છે ને એક જઠરમાં ઉતારે છે. મધમાખને ઘણી જઠરો હોય છે. જ્યારે મધની જઠર ભરાય ત્યારે તે ઉડીને મધપુડે જાય ને કાણાઓમાં મધ ઘાલીને તેમાંનાં કેટલાંક કાણાં ભરાય એટલે મીણવતી બંધ કરી દે. એ મધ તેમને પછી કામ લાગે છે. એ મધમાખી ફૂલમાં આળોટે છે તેથી તેમાંની પીળી રજ તેને ચોંટી જાય છે. એ રજ માખી પોતાના પગના છેક નીચલા સાંધાની ઉપરના સાંધામાં મોટા મોટા વાળકુંચી જેવા વાળ હોય છે તેવતી બધી લોહી લઈને તેના બે ગોળા કરે છે. તે ગોળા તેના પાછલા પગમાં સૂપડાજેવા પોહોળા સાંધા હોય છે તેમાં મૂકીને મધપુડે લઈ જાય છે. એ પીળી રજમાં મધ ને પાણી ભેળીને કણકજેવું કરીને રોટલો કરે છે તે બચ્ચાંને ખવરાવે છે. વળી એવગર તે ફૂલની કળીઓમાંથી રાતો ગુંદર લાવે છે, તેની તે નાનીનાની ગોળીઓ વાળી પેલા સૂપડામાં મૂકી ઘેર લાવે છે. ને તેવતી કાણાંમાં અસ્તર કરે છે તથા ફાટ પડી હોય તે પૂરી દે છે.

મધપુડામાં બચ્ચાંનું રક્ષણ કરનારી, ખવરાવનારી, ને મીણ કરનારી જૂદી જૂદી મધમાખો હોય છે. મધપુડાનાં કાણાં કરવામાં ને મધ એકઠું કરવામાં એ એક એકને મદદ લાગે છે.

---

## પાઠ ૧૦૩. મધમાખી. ભાગ ૨.

મીણ કરનારી માખોને મધપુડો બાંધવાસારૂ ઘણુંક મીણ તૈયાર કરી રાખવું પડે છે માટે તે ઘણુંક મધ ખાય છે, કેમકે ખાધેલા મધનુંજ મીણ થાય છે. પછી તે એકેક ઉપર ટંગાય છે. એક તો પેહેલ વેહેલી ઝાડે ટંગાએલી હોય, તે પોતાના આગલા પગ વડે તેને પકડે છે, ને તેની નીચલી હોય તે તેના પાછલા પગ ઝાલે. એ રીતે એક એકને ઝાલીને ભરેલી કોથળી જેવું થાય છે. એ રીતે તે પંદર પંદર કલાકસુધી સ્થિર ટંગાઈ રહે.

એ વખતમાં તે ખાધેલા મધનું મીણ બનાવી પોતાના શરીર-

નીચે નાનીનાની કોથળી જેવું હોય છે તેમાં એકઠું કરે છે. જ્યારે મધળું તૈયાર થાય ત્યારે તે પોતાના પાછલા પગવતી મીણ કાઢી આગલે પગે ખેંચી લઇને મોંમાં મૂકે છે; ને તે ધોળું ને કઠણ થાય ત્યાંલગી અમળાવીને જીભવતી પલાળે છે. મધમાખીની જીભ ઘણી ઉપયોગી છે; તે કડિઆની લેલી જેવી પોહોળી ને ચપટી સોયના જેવી અણીદાર થઇ શકે છે, તેથી તે મીણને ગુંદીને જોઇએ તેવી રીતે ચોંટાડતી જાય છે. એક માખ પોતાની નાની કોથળીનું બધું મીણ એ રીતે ખાલી કરી રહે છે એટલે બીજી તેજપ્રમાણે કરવા માંડે છે, ને જેટલું મીણ કર્યું હોય તેટલું ચોંટાડી દે છે.

જ્યારે એ મધમાખીઓ મીણ ચોંટાડવામાં મંડી હોય ત્યારે બચ્ચાંની ધાવ અથવા રક્ષણ કરનારી માખો બેશી રહેતી નથી; તે એમાં કાણાં પાડવા મંડી ગઇ હોય છે. કાણાં પડી રહ્યાં, એટલે બીજીએ આવીને મોં, પગ, અને શરીરવતી ઘશીને તે સાફ અને શોભિતાં કરે છે. એ માખીઓ ખાવાનું લેવાને જતી નથી, પણ તેને વાસ્તે બીજીઓ ખાવાનું લાવે છે. જ્યારે પેલી કામકરનારીને ભૂખ લાગે છે ત્યારે તે સુંઢ નીચી વાળે એટલે તે બીજી માખી પોતાની કોથળી દાબી મધ કાઢી પેલીને ખવરાવે છે. અને તે ધરાય છે એટલે પાછી કામે વળગે છે.

મધપુડામાં કેટલાંએક કાણાં ઈંડાં મૂકવાને હોય છે. તેમાં ઈંડાં થોડા દહાડા રહ્યાપછી માંહેથી યેળ નીકળે છે, તેને ધાવમાખી ઉપર કહી તે રોટલી ખવરાવીને મોટાં કરે છે. જેટલાં મોટાં થવાનાં તેટલાં થઇરહ્યાં એટલે તે યેળો રેશમ જેવી સુવાળી કોકડી કાંતીને પોતાને ઢાંકી દે છે. એ થાય એટલે માખીઓ તેને કાણાંમાં મીણ અને ફૂલની પીળી રજવતી ઢાંકી દે છે. થોડા દહાડા એપ્રમાણે રહીને યેળની મધમાખી થઇને કોકડીને દાટો યેળ ભાગીને બહાર નીકળે છે.

મધમાખી બહુ ચોખ્ખી રહે છે. કોઈ બીજો જંતુ તેનાં કાણાંમાં જાય તો ડંખ મારીને તેનો જીવ લઇ તેને બહાર કાઢી નાંખે છે, પણ કોઈ એવડો હોય કે ખેંચી ન કઢાય ત્યારે તેના ઉપર ગુંદર ચો-પડી તેને પૂરી નાંખે છે.

## पाठ १०४. दमयंतीनळनो वियोग. भाग १.

### નયન શોણિત ટીંબા

રાગ રામગ્રી.

વૈદરભી[1] વનમાં વલવલે, અંધારી રાત,
ભામની ભે પામી ઘણું, એકલડી એ જાત,
વૈદરભી વનમાં વલવલે.
રસના[2] નામ દે નળતણું, જાપ જપતી જાય.
શુદ્ધ નથી શરીરની, ભાગે કાંટા પાય. વૈદર૦
રોઈ રોઈ રાતી આંખડી, ખૂટ્યું આંસુનું નીર,
નયને ધારા બે ઝરે, વહે છે રૂધીર. વૈદર૦
હીંડતી તે આખડે, વાગે પાયમાં ઠેસ,
ચાલતી ઉભી રહે, ભરાય કાંટામાં કેશ. વૈદર૦
અંગે ઉઝરડા ઘણા, ઝરે શોણિત[3] ધાર,
ઓ નળ ઓ નળ બોલતી, ખાજો નહીં વિચાર. વૈદર૦
ઉંડાં કોતર ઉતરે, ચડે ગિરી ગરાડ,
અશુદ્ધે ઉર ધડકે નહીં, પાડે વાઘ બરાડ. વૈદર૦
વાંકી વાટે ટીંબા ટેકરા, ભયાનક ખોય[4]
રાફમાં સાપજ ફૂંફવે, માંહી ધુધવે ઘોય.[5] વૈદર૦
શબ્દ પશુ પંખીતણા, ન પડે કાંઈએ પ્રીછ
વરૂ વણીયર બોલે ઘણું, ઘાય પૂડે રીંછ. વૈદર૦
ફુંકારે છીકારવાં, ચીતરા દે છે ફાલ,
ફાલુ નાદ હોએ[6] ઘણા, બહુ બોલે શિઆળ. વૈદર૦
આંબા આમલો લીમડા, એખરા છે અપાર,
શીમલ સદડી શેકટી, સૂઝે પંથ ન સાર. વૈદર૦
બેર ખાખર ને કાચકી, કંટાળી ને થોર,
બાવળિઆ બીઆમણા, ત્યાં ઝાઝી બોર. વૈદર૦

---

૧ દમયંતી. ૨ જીભ. ૩ લોહી. ૪ ખો. ૫ ઘો. ૬ હોય.

અથડાઈ પડે છે સુંદરી, ચરણે વેલા વીંટાય
છૂટા કેશ કામની તણા, ઝાંખરે જટીઆં ભરાય. વૈદર૦
અથડાએ[1] વૃક્ષ અંગસુ, મૂકે કાંટામાં પાય,
શુદ્ધ નથી શરીરની, ભજતી નળરાય. વૈદર૦
દિવસ રેણી પ્રીછે નહીં, એવું જાડું વંન[2]
ઘોર શબ્દ બીઆમણા, તેથી ધ્રૂજે તંન.[3] વૈદર૦
અન્નઉદક નિદ્રા નહીં, બેસવું ન સૂવન,
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમતાં ભમતાં વંન. વૈદર૦

---

## पाठ १०९. दमयंतीनळनो वियोग. भाग २.

| દ્રુમ | પુન્યશ્લોક | જાનુ |
|---|---|---|
| પરહરવું | શ્યામા | પતિ |

રાગ રામગ્રી.

ભૂલી ભમે છે ભામની, નૈશદનાથ*ની નાર
ઓ નાગ ઓ નળ બોલતી, બીજો નહીં ઉચ્ચાર
ભૂલી ભમે છે ભામની.
ધોવાયું કાજળ આંસુએ, વેદનાએ વ્યાકુળ,
અરધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું પટકુળ. ભૂલી૦
એવે દીઠો એક ચીતરો, ધરી ધીર ઉલટ
પૂછી ભાગ ભૂપાળની, તારા સરખી છે કટ. ભૂલી૦
સાર્દુળ દીઠો વનમાં, વૈદરભી પૂછે વહાલ,
નૈશદદેશી વાટે મળ્યા, તારા સરખી છે ચાલ. ભૂલી૦
સાવજ થાએ ગાભરો, ભયથી નાશી જાય,
વન દેવી મને ઝાલશે, પશુ ઘણાં કંપાય. ભૂલી૦

---

[1] અથડાય. [2] વન. [3] તન.
*નૈશદ દેશનો રાજા નળ.

પૂછ્યું ઉંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળ,
તરૂપતિ, જો મારીવતી, કહીં દીસે ભૂપાળ. ભૂલી॰
ઉત્તર દ્રુમ આપે નહીં, તેમ રાણી રોય,
પુન્યશ્લોકે મને પરહરી, રાતું થયું સર્વ કોય. ભૂલી॰
અજગર પડ્યો છે વાટમાં વિકાશી મુખ્ખભાગ,
દમયંતીએ પ્રીછ્યો નહીં, મેલ્યો મુખ્ખમાં પાગ. ભૂલી॰
ચરણ ગળ્યો જાનુ લગી, વિખ ચડ્યું શરીર,
સાદ પાડી નળને કહે, ત્યાં તે થઈ છે અધીર. ભૂલી॰
અજગર આનંદ પામિયો[1], ભલું જડીયું[2] ભક્ષ,
વૈદરભી ઘણું વલવલે, ઉંચા ચડી ગયાં ચક્ષ. ભૂલી॰
કંઠે તો કાંટા પડ્યા, મુખે પડીયો[3] શોષ,
મરણ સમે મારૂં કો નહીં, રસનાએ પુન્યશ્લોક. ભૂલી॰
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઈ
પગ છે અજગરના મુખ્ખમાં, શ્યામા દીઠી સાહી. ભૂલી॰
પારધીએ અજગર મારીયો[4], કુહાડીને ઘાય
જુગત કરીને મૂંકાવિયો[5] નળ પત્નીનો પાય. ભૂલી॰

કવિ પ્રેમાનંદ ભટ.

---

## પાઠ ૧૦૯. હિંદુસ્તાનનો ઇતિહાસ. ભાગ ૩૭.

નાદિરશાહની સ્વારીની વાત સાંભળીને બાજીરાવ વિસ્મય પામીને છાનોમાનો બેશી રહ્યો. પણ તે ગયાપછી લડાઈનું કામ પાછું તેણે શરુ કર્યું, એટલામાં તેનો એકાએક કાળ થયો. પછવાડે લખેલા મુલકસિવાય બાજીરાવે પોતાના કારભારમાં સાષ્ટી તથા વસઈ ફિરંગી લોકોની પાસેથી જીતી લીધાં. વળી તેણે જંજીરાનો હબશી તથા કુલાબાનો આંગરિઓ જે ચાંચીયાનો* ધંધો કરતા હતા તેમની

---

૧ પામ્યો. ૨ જડ્યું. ૩ પડ્યો. ૪ માર્યો. ૫ મૂકાવ્યો.

* વાહાણ લૂટનારા.

साथे लडाइ करी, पण तेमने जीती शक्यो नहीं. बाजीरावने त्रण दीकरा हता, तेमां पेहेलो बाळाजी, बीजो राघोबा, (ए छेल्ला पेशवा बाजीरावनो बाप लागे,) अने त्रीजो समशेर बहादूर; ए त्रीजानुं राज बुंदेलखंडमां हतुं.

बाजीरावना मुआपछी तेना दिकरा बाळाजीने पेशवाई मळी. वराडनो राघोजी भोंसला अने दामाजी गायकवाड ए बे बाळाजीना मोटा शत्रु हता. तेमांथी राघोजीए बंगालाउपर हुमलो कर्यो. तेउपरथी महंमदशाहे बाळाजीने एवुं कहेण मोकल्युं के, जो तमे बंगाला अमारे हाथ रहे एवुं करशो तो अमे तमने आखो माळवा प्रांत आपीशुं, तेथी बाळाजीए जईने राघोजीने बंगालेथी काढी मूक्यो. एवामां इ० स० १७४९ नी सालमां शाहुराजा मरण पाम्यो. तेने पेटे दीकरो नहोतो, तेथी राजारामना दीकराना दीकरा रामराजाने तेणे गादीउपर बेसाड्यो. ते वात राजारामनी स्त्री ताराबाईए मंजूर राखी. वळी बाळाजीए एक लेख शाहुराजानी सहीनो छे एवुं कहीने रजु कर्यो, तेमां एवुं लख्युं हतुं के पेशवाए कूल राजकारभार चलावीने शिवाजीना कुळमांथी गादी जवा देवी नहीं. ए वात अमीर उमरावोने कबूल करवी पडी.

पछी बाळाजीथी ताराबाई एकाएक फरी जईने दामाजीसाथे मळी गई, अने तेमणे रामराजाने केद कर्यो. पण बाळाजीए दामाजीने मळीने तेने दगाथी पकडी लीधो; एटले असोफजाना दीकरा सलाबतजंगनी साथे ताराबाईए मळी जईने बाळाजीनी सामु सलाबतजंगने लडवा मोकल्यो. ए वखते सलाबतजंगनी मददे ५०० फ्रेंच लोक पोताना देशी सरदार बुसीनी साथे हता. तेमणे बाळाजीने बहु हरकत पहोंचाडी, पण आखरे सलाबतनी फोजमां बलवो उठ्यो तेथी तेने जता रहेवुं पड्युं. (इ० स० १७५२.)

---

## पाठ १०७. हिंदुस्ताननो इतिहास. भाग ३८.

दुर्रानी राजभ्रष्ट

सन १७४७ मां ईरानमां नादिरशाहने कोईए मारी नांख्यो ने अफघान लोको पाछा पोताने देश गया. अबदाली जातना पठाणनो सरदार अहमदखां अफघान लोकोनो आगेवान हतो, तेने कंदहारमां राजपदवी मळी. पछी तेणे अबदाली जातनुं नाम दुर्रानी पाड्युं. अहमदखांने पण हिंदुस्ताननी दोलत जोईने लोभ लाग्यो, माटे सिंधु नदी उतरीने ते सतलजसुधी आव्यो, त्यां आगळ महंमदशाहनो शाहजादो अहमद तेनी सामो थयो. तेनी आगळ अहमद दुर्रानीनुं कांई चाल्युं नहीं, तेथी ते पाछो कंदहार गयो. ए वखतमां महंमदशाह मरण पाम्यो ने तेनी जगाए तेनो शाहजादो अहमदशाह थयो

अहमदशाह गादीए बेठो एटले अहमद दुर्रानी पाछो भरतखंडमां आव्यो. तेना ताबामां पंजाब आपवुं पड्युं. ए वखतमां दिल्लीना कारभारीओमां संप नहोतो तेथी मोटा मोटा सरदारो मांहोमांहे लडाई करता हता. एने लीधे केटलीक वार तो दिल्लीमां लोहीनी धारा वही हती. तेमांहेलो एक सरदार घाजीउद्दीन करीने असोफजानो पौत्र हतो तेणे होलकरने पोतानी मददे बोलावीने अहमदशाने पकडी लीधो, अने राजभ्रष्ट करीने तेनी आंखो फोडी नांखी. पछी पादशाही कूळमांथी एक जणने तेणे गादीए बेसाडीने तेनुं नाम आलमगीर बीजो एवुं पाड्युं.

घाजीउद्दीन अभिमानी, दगाबाज, अने दुष्ट स्वभावनो हतो. पंजाबमां अहमद दुर्रानीनो मूकेलो सूबो हतो तेने तेणे छेतरीने केद कर्यो, तेथी अहमद दुर्रानीने क्रोध चड्यो माटे तेणे जईने दिल्ली लई लीधी. पछी नादिरशाहना वखतमां जेवी कापाकापी ने लूटा

लूट थई हती तेवीज पाछी एणे चलावी. मथुरा करीने हिंदुओनुं धाम छे त्यां ओछवने दहाडे त्यांना बधा पूजारीओने अहमद दुर्रानीना सिपाईओए मारी नांख्या. पछी तापने लीधे तेनी फोजमां रोग चाल्यो तेथी ते जतो रह्यो. सन १७५७.

अहमदशाहे दिल्लीमां एक सूबो मूक्यो हतो तेने घाजीउद्दीन तथा बाळाजीना भाई राघोबाए मळीने काढी मूक्यो. दिल्लीथी राघोबा आगळ चाल्यो अने पंजाबमांथी दुर्रानी लोकोने काढी मूकीने ते प्रांत पोताना कबजामां लीधो.

---

## पाठ १०८. हिंदुस्ताननो इतिहास. भाग ३९.

### सरहद

ए वखतमां आखुं हिंदुस्तान जीती लेवानो मनसुबो मरेठाओए कर्यो. तेवामां अहमदशाह दुर्रानीए भरतखंडउपर पाछो हुमलो कर्यो. ए दुर्रानी दिल्लीआगळ आव्यो, एटले घाजीउद्दीने आलमगीरने मारी नांख्यो. ए वखतमां मरेठा लोकनी पूरी चडती कळा हती. तेओना सवार सरस हता, तथा तेमनी पासे दश हजार कवायदी पेदललश्कर हतुं, अने तेमनुं तोपखानुं मुगल लोकोना करतां सारुं हतुं, तेथी तेमणे भारे लश्करनो जमाव करीने सदाशिव भाऊने अहमदसामो लडवा मोकल्यो. तेणे जईने दिल्ली लीधी. ए भाऊ अभिमानी अने मूरख हतो, तेथी तेणे मसीदो तथा कबरो तोडी नांखी.

अहमदशाह दुर्रानी अयोध्यानी सरहदउपर इ० स० १७५० मो आवेलो हतो. ते त्यांना सूबा सुजाउदौलाने पोतानी तरफ खेंची लईने दिल्ली गयो. पछी पाणीपतआगळ पेहेलां ज्यां इब्राहीमने बाबरे हराव्यो हतो अने आदिलीने हुमायुंए हराव्यो हतो, त्यांज

तेनी अने मरेठाओनी फोज सामसामे थई. सदाशिव भाऊपासे ७०,००० सवार, १५,००० पेदल, तथा २०० तोप हती. ए माणसोनी साथे चाकर माणसो गयां हतां, ते बधां मळीने मरेठाओनां ३,००,००० माणस हतां. अहमदनी फोजमां पठाण तथा ईरानीओ मळीने ४०,००० माणस हतां, तथा ३८,००० देशी पेदल हतुं ने १३,००० घोडेसवार, तथा फक्त ३० तोप हती. अहमदनी पासे थोडी तोपो हती माटे तेणे पेहेलवेहेलो हुमलो मरेठाओउपर न करतां मुकाम कर्यो, एटले मरेठा लोकोए तेने घेरी लईने खोराक बंध कर्यो, तेथी अहमदशाहे मरेठा सरदार गोविंदराव बूंदेलाउपर एक टूकडी मोकली. ते टूकडीए गोविंदरावने तथा तेना सवारोने मारी नांख्या, तेथी खोराकनी आवक मुसलमानोनी फोजमां थवा लागी अने मरेठाओने तंगी पडवा लागी.

एपरथी अहमदशाहनी तरफना देशी सरदारो शत्रुउपर हुमलो करवाने घणा आतुर हता, पण अहमदशाहे डहापणथी हुमलो कर्यो नहीं. पेली मेरथी भाऊसाहेबने सलाह करवानी मरजी हती, पण मरेठा सरदारोए सलाह करवा दीधी नहीं, तेथी भाऊए निराश थईने लडाईनी तैयारी करी राखी.

---

## पाठ १०९. हिंदुस्ताननो इतिहास. भाग ४०.

थोडी वखतमां बे फोजनो मुकाबलो थयो. इब्राहीम गार्दी आगळ फ्रेंच लोकोना लश्करमां चाकर हतो तेणे ९००० सिपाईओ लईने पेहेलवेहेलो धसारो करीने रोहीलाने हराव्या. पछी भाऊसाहेबे अने बाळाजीना दीकरा विश्वासरावे दीवानउपर हुमलो कर्यो, एटले दुर्रानी लोकोमां नासानास थई रही, पण अहमदशाहे आवीने तेमने नासता अटकाव्या अने पोताना लश्करनी डाबी टूकडीने शत्रुउपर मोकली, एटले एकाएक मरेठाओनी बधी फोजमां

नासानास थई रही. ता० ६ जानेवारी १७६१. मेदानमां विश्वास-रावनुं मडदुं अथडातुं जोवामां आव्युं, अने माथाविनानुं धड दीठामां आव्युं ते भाउसाहेबनुं हशे एवुं लाग्युं. इब्राहीमखांए जखम खाधेला तेथी ते मरी गयो, अने बीजां बे लाख माणस मुआं. पेशवाथी ए दुःख न सेहेवायुं तेथी ते पोतानी फोजनी मददे जतो हतो, ते रस्तामांथीज पाछो पूनातरफ गयो ने त्यां मरण पाम्यो. ए रीते मरेठाओने नर्मदानी उत्तरना मुलकमांथी पाछुं आववुं पड्युं, ने अहमदशाह पण पाछो पोताने देश गयो. ते फरीथी भरतखंडमां आव्यो नहीं.

त्यारपछी हिंदुस्तानमां मुगलनुं राज रह्युं नहीं. आलमगीरनो वडो दीकरो नामनो पादशाह थयो खरो, पण तेना हाथमांथी प्रांतो गया, तेनी राजधानी ऊजड थई गई, ने पोते रखडतो रह्यो. डुंगरोने रस्ते थईने मुगल तथा ईरानी लोक हिंदुस्तानउपर हुमलो करवाने पेहेलां आवता हता ते पछी बंध थई गया, अने तेने बदले दक्षिण हिंदुस्तानना बंदरोमां महासमुद्रने रस्ते नवाज लोको आवता थया ते लोकोनुं बळ तैमुरलंगना बळ करतां घणुंज विशेष; तेमनुं डहापण औरंगजेबना करतां चडे; अने तेमना कायदा अकबरना करतां विशेष सुखदायक. ए बळ तेमने विद्या थकीज मळेलूं हतुं.

---

## पाठ ११०. सेनापति वाशिंग्टन.

### રાજનીતિ પ્રકરણ વિરુદ્ધ પ્રમુખ

અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનમાં મુખ્ય અધિકારી વાશિંગટનનો એક મિત્ર હતો. તે બ્રિટિશ લોકોસાથે લડાઈ થઈ, ત્યારે તેની સાથે હતો, અને સલાહની વેળાએ તેનો રોજનો સોબતી હતો. આ મિત્ર ખુશમિજાજનો તથા મળતાવડો માણસ હતો; તેની ચાલ આગળ પડવાની હતી, પણ તેનામાં કારભાર કરવાના ગુણ નહોતા.

વાશિંગ્ટનના હાથનીચે મોટા પગારની એક જગો ખાલી પડી, ત્યારે ઘણાએ વિચાર્યું કે એના મિત્રને તે જગ્યા મળવાને કાંઈ હરકત પડશે નહીં, કેમકે તેમણે ધાર્યું કે એણે સિપાઈગીરીના કામથીજ સરકાર ચાકરી કરી છે, એટલુંજ નહીં, પણ વાશિંગ્ટનના ઘરના કામમાં પણ ઘણો ઉપયોગી માણસ છે, તેથી તેની ઉપર એટલી મેહેરબાની કરવાને નકાર કરશે નહીં.

તે જગોને માટે એક બીજો ઉમેદવાર ઉભો થયો; તે રાજનીતિપ્રકરણમાં વાશિંગ્ટનનો સામાવાળીઓ હતો, પણ તેનામાં પ્રમાણિકપણું અને કારભાર કરવાની મોટી બુદ્ધિ હતી. સર્વ લોકોની એવી ધારણાં પહોંચી કે એ બીજા ઉમેદવારની અરજ પાર નહીં પડે કેમકે એને કોઈની સિફારસ નહોતી. વાશિંગ્ટનના મતથી ઉલટું કરવાને એણે ઘણી તદબીરો કરી હતી, અને વાશિંગ્ટન જેને અત્યંત પ્યારો મિત્ર ગણતો હતો, તે પણ એને વિરૂદ્ધ હતો. પણ પરિણામ શો થયો ? અંતે તે જગો વાશિંગ્ટને પોતાના શત્રુને આપી. એક મિત્રે વાશિંગ્ટનને મોઢે ચડીને એવું કહ્યું કે, એ ઠરાવ ગેરવાજબી થયો. તે મોટા માણસે જવાબ દીધો જે, હું મારા મિત્રને અંતઃકરણથી ચાહું છું, અને મારૂં ઘર પણ તેનુંજ છે, તથા અંતઃકરણથી આગતાસ્વાગતા કરવાને પણ તૈયાર છું ; પરંતુ તેના સર્વ સારા ગુણો છતાં પણ તે કારભારલાયક માણસ નથી. તેનો સામાવાળો રાજ કારભારમાં મારાથી ઉલટો ચાલે છે, તોપણ તે કારભાર ચલાવવા લાયક માણસ છે. આ કામને મારા ખાનગી કામસાથે કાંઈ સંબંધ નથી. હું મારે ઘેર અથવા ખાનગી કામમાં મારા મિત્રને સારૂં ચાહું તે કરી શકું, પણ રાજના પ્રમુખના ઓહદાથી જે કરવાનું હશે તેમાં તો જેથી રાજને ફાયદો થાય તેજ કરીશ, માટે આ કામમાં તેને માટે કાંઈ કરી શકતો નથી.

---

## पाठ १११. कोयला. भाग १.

દેવતાથી આપણે કેટલું બધું સુખ ભોગવીએ છીએ ! દેવતા ન હોય તો ધાતુ ઓગળે નહીં, ને ઘડાય પણ નહીં. દેવતાથી આપણી ખાવાની જણસો પણ સ્વાદીષ્ટ અને પાચનકારી થાય છે.

કેટલીક વનસ્પતિની ચીજો તો એવી થાય છે કે રાંધ્યાવગર ખ-વાયજ નહીં, દેવતા પાડવાને બળતણની જરૂર છે અને બળ-તણને સારૂ લાકડાં ઘણાં વપરાય છે. આપણા મુલકમાં ને બીજે કેટલેક ઠેકાણે રાંધવા કરવાના કામમાં લાકડાંની જગોએ છાણાં કે અડાયાંનો દેવતા કરે છે. જે દેશમાં ઘણી ટાઢ પડે છે ત્યાં તો ઘ-ણું બળતણ જોઈએ, કેમકે રાંધવાનાં કામમાં તેની જરૂર પડે છે, એટલુંજ નહીં, પણ તાપવાને પણ જોઈએ છીએ, ઇંગ્લાંડ દેશમાં જો એકલાં લાકડાં વસ્તેવ પાડવામાં વાપરે તો ત્યાંનાં જંગલ બહુ વેહેલાં ખપી જાય, ને થોડા દહાડામાં તો એવું થાય કે દેવતાવગર ત્યાંના લોક ટાઢે ઠૂઠવાઈને, અને રાંધ્યાવગર ભૂખે મરી જાય. પણ દયાળુ પ્રભુએ તે વાતનો વિચાર કરીને તેમને કાજે એવાં બળતણની વખાર ઉઘાડી આપી છે કે કદી ખૂટેજ નહીં. એ બળતણ તે કોયલા છે.

એ કોયલા ખાણમાંથી નીકળે છે, અને દેખીતા પથરા જેવા જણાય છે, તેથી કોઈ લોક એને પથરાના કોયલા કહે છે, પણ એ ખરૂં નથી, કેમકે એ ઝાડનાજ થએલા છે. હજારો વરસપર મોટાં મોટાં જંગલો સૂકાઈને તે જગોએ મેદાન થઈ રહેલું અને પછી ત્યાં દરીઆનું પાણી ફરી વળેલું તેથી તે બધાં સૂકાઈ ગએ-લાં ઝાડો રેતી ને કાદવનીચે દટાઈ ગએલાં અને દબાઈને તેના કોયલા થઈ ગએલા. આ ઉપર કહેલી વાત શાબિત થાય છે, કેમકે કેટલીક ખાણમાંથી કોયલાના કકડા નીકળે છે તે તપાસી જુએ છે, તો તેપર ઘણી જાતના ઝાડનાં પાંદડાં કે લાકડાના રેસા દીઠામાં આવે છે. કેટલાંક તો એવાં સુંદર ને ખુલ્લાં નજર આવે છે કે તે કયા ઝાડનાં થએલાં છે, તે ઓળખાય.

ઇંગ્લાંડના જે ભાગમાં એવા કોયલા નીકળે છે તેણાગમનો દેખાવ ઘણોજ તરેહવાર હોય છે. એ કોયલાની ઝેણ ઊડે છે, તેથી રસ્તાપર ને ઘરપર જાણે કાળી ધૂળ પાથરી મૂકી હોય તેવું દેખાય છે. ત્યાંના મજૂરો, છોકરાં, વગેરે, જેનો રંગ જુઓ તે કાળો મેસ જેવો દેખાય છે. ભોંયમાંથી કોયલા શી રીતે ખોદી કાઢે છે, તેની વાત આગલા પાઠમાં કહ્યાપ્રમાણે છે.

## पाठ ११३. कोयला: भाग २.



જો તમે કોઈ ખાણપાસે જાઓ, તો પેહેલો તો તમારી નજરે એક ખાડો પડશે. તેમાં ઊતરવાને મોટાં દોરડાંને છેડે ટોપલો બાંધેલો હોય છે તેમાં બેસવું. પછી જેમ કુવામાં ઘડો ઉતરે છે તેની પેઠે ઉતરવું પડે છે. છેક તળીએ પહોંચો અને ટોપલામાંથી ઉતરી પડો, તો તમને એક નવાઈ જેવું ઠેકાણું નજર આવશે. ત્યાં મોટા પોહોળા રસ્તા દેખાય છે, તેમાંથી નાની નાની ગળીઓના ફાંટા નીકળેલા હોય છે. ખાણની ઉપરની છતને ટેકા આપવાને થાંભલા કોયલાનાજ કોતરી કાઢેલા છે. મોટી ખાણમાં ગાસના (એટલે એક જાતના વાના) દીવા કરે છે. એ જોતાં તમને એવું

भासे के जाणे तमे एक मोटा शेहेरमां फरता होय. बीजी नानी खाणोमां तो चित्रमां बताव्याप्रमाणे तारना फानसमां दीवा राखेला होय छे, तेनुं झांखुं अजवाळुं पडे छे. एवां तारवाळां फानस राखवानुं कारण ए छे के ते खाणमां एक जातनो वा नीकळे छे. तेने जो दीवो लागे तो ते तरत सळगी उठीने मोटो भडको थाय छे. एवुं घणी वखत बने छे, अने तेथी हजारो माणसोनो घमसाण वळी जाय छे, पण तारना फानसमां दीवो राख्याथी तेवुं थतुं नथी.

ए खाणोमां भाईडा ने छोकरां काम करे छे. घोडां ने गधेडां कोयला लई जवाने राखेलां होय छे. केटलाक भाईडा ने छोकरां तो बहार नीकळे छे, पण केटलांक तो खाणमां ने खाणमांज रहीने पोतानुं जीवतर पूरुं करे छे. तेमज घोडां ने गधेडां पण बापडां खाणमां उतरे छे, त्यारथी ते मरतासुधी बहार नीकळवा पामतां नथी. माणसो चांचवा ने कोसवते खोदे छे. ज्यां खोदातुं नथी, त्यां दारू भरी सुरंग फोडे छे. छोकरां तेमने ए काम करवाने मदद करे छे, तथा घोडांगधेडांने बराबर रस्ते हांकी जाय छे.

केटलीक खाणो १८०० फुट उंडी होय छे, अने केटलीक जे दरीआ कांठापर छे, ते तो त्रण त्रण मैलसुधी दरीआनी तळे गएली होय छे. आगबोट, आगगाडी, वगेरे नाना प्रकारना संचाओमां लाखो खांडी कोयला खपे छे; अने ए जेटला जोईए तेटला पृथ्वीमांथीज नीकळ्या करे, ने कोई दहाडो खुटे नहीं, एवी गोठवण जगतकर्त्ताए करी मूकेली छे. एवी गणतरी करी छे के कोई कोई ठेकाणे तो ९६० फुटनुं जाडुं पड कोयलानुं छे; अने एक ठेकाणे कोयलानो थर त्रीश माईल लांबो ने बार माईल पोहोळो छे; अने एमांथी पांचसे वरस चाले एटला कोयला नीकळशे.

## પાઠ ૧૧૩. ટિબેટ. ભાગ ૧.

ટિબેટ દેશ હિંદુસ્તાનની ઉત્તરે છે. તે કાશ્મિરની પૂર્વ સીમાથી ચીનદેશની હદસુધી લાંબો છે; એની દક્ષિણે હીમાલય પર્વત છે. પણ ઉત્તરની સીમાનું ઠેકાણું નથી, કેમકે તેતરફ રેતીનાં રણ આવ્યા છે, તેમાં કાંઈ હદ માલમ પડતી નથી. એ દેશની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૧૩૦૦ માઈલ છે અને પોહોળાઈનો તો ઉપલા રેતીના રણના કારણને લીધે સુમાર નથી.

ટિબેટ દેશમાં લાસા, ટેસુલુમ્બુ, ખંડ, અને લાડક, એવા ચાર મુખ્ય પ્રાંત છે. પેહેલા બે ને પાછલા બે પ્રાંતની વચ્ચે બહુ ઉજડ અને અજાણી જમીન આવેલી છે.

એ દેશમાં ચીન દેશના બાદશાહની સત્તા છે. તેની તરફનો એક હાકેમ લાસા શેહેરમાં રહે છે. તેને ચીન દેશની રાજધાની પેકિનથી હુકમ વગેરે આવતાં ૪૫ દહાડા લાગે છે.

એ દેશની જમીન ઘણી ઉંચી છે, કેમકે એ પૃથ્વીના સર્વ થકી મોટા પર્વતની તળેટી ઉપર છે. એ દેશમાંથી ઘણીએક મોટી મોટી નદીઓ નીકળે છે, તેમાંથી કેટલીક હિંદુસ્તાનતરફ વેહેતી આવી છે, કેટલીક ચીનતરફ, કેટલીક બ્રહ્મદેશતરફ, ને કેટલીક રૂશિઆતરફ પણ ગઈ છે. હિંદુસ્તાનમાંની સિંધુ ને સતલજ એ બંને નદીઓનું મૂળ એ દેશમાં છે, પણ ટિબેટ દેશમાં સૌથી મોટી નદી સાંપુ નામે છે, તેનુંજ નામ આગળ જતાં બ્રહ્મપુત્ર પડ્યું છે. બીજી માંચુ કરીને છે, તે સાંપુને મળે છે. લાસાઆગળ ગાલુજનઓ નામે છે, તે પણ સાંપુને મળે છે. કૈલાસ અને હીમાલય એ પર્વતોવિશે આપણા લોકોમાં બહુ વાતો છે, તે એ દેશમાં છે; અને હીમાલયઉપર ટિબેટ દેશના ભાગમાં માનસ અને રાવણહ્રદ નામે બે મોટાં સરોવર છે, તે હિંદુ લોકોના ધર્મમાં તીર્થની જગ્યા ગણાય છે. એ દેશમાં સૌથી ઉંચું શિખર ચામલારી કરીને છે.

ટિબેટમાં પણ હિંદુસ્તાનની પેઠેજ ચોમાસું જેઠથી ભાદરવાસુધી હોય છે, ને ફાગણથી વૈશાખ મહિનાસુધી તાપ પડે છે. એ મહિનામાં વરસાદ ગાજે છે, ને વીજળીના ચમકારા થાય છે. આસોથી

માહા મહિનાસુધી વાદળ નિર્મળ હોય છે, પણ કોઈ કોઈ વાર ધુમર વરસે છે. એ પાંચ મહિનામાંના ત્રણ મહિના એટલી તો ટાઢ પડે છે કે યુરોપખંડની છેક ઉત્તરે પણ એટલી નથી પડતી. એ કડકડતી ટાઢ ઘણું કરીને ટિબેટના દક્ષિણ ભાગમાં બહુ પડે છે. એ જગાપરના પર્વતઉપર બારેમાસ બરફ પડેલુંજ રહે છે, ને ટાઢ એટલી તો પડે છે કે ઝાડ ને રોપા બળી જાય છે, અને ડાંખળી હાથમાં લઈ ચોળી હોય તો ભૂકો થઈ જાય છે.

એ દેશમાં ઉજડ મેદાન અને પહાડને લીધે પાક તો થોડો ખરો, પણ જમીનમાંથી કેટલીક ધાતુ નીકળે છે તેથી ત્યાં તેનો વેપાર ઠીક ચાલે છે. ત્યાં સુરાખારની ને સિંધવની ખાણો છે, અને કેટલીક જગાએ ચોખ્ખું સોનું પણ નીકળે છે. વળી એ દેશમાં ટાઢ ઘણી અને લાકડું ઘણું મળતું નથી તેથી લોકોને બહુ દુઃખ પડે છે. ટિબેટની ચીનતરફની સીમપર કોયલાની ખાણ છે, તેથી કેટલાક લોક તેનો દેવતા કરે છે, પણ ઘણા ખરા અડાયાં કે છાણાં બાળે છે.

---

## પાઠ ૧૧૪. ટિબેટ. ભાગ ૨.

### કસ્તુરીમૃગ પશુ બૌદ્ધ લામાં

ટિબેટમાં ઘણી ઘણી જાતનાં જનાવર છે. તેમાં જંગલી ગાય ને ગોધા થાય છે, તેઓની પૂછડી ઘણી મોટી ને વાળ ઘણા; તેઓના ચમર થાય છે તે હિંદુસ્તાનમાં ઘણા આવે છે. બીજું આ ચિત્રમાં બતાવ્યું છે તેવું કસ્તુરીમૃગ ત્યાં થાય છે. તેમાં નરને પેટઆગળ ડુંટીમાં કસ્તુરી થાય છે, માદાને થતી નથી. એવગર ત્યાં મેંઢા થાય છે તે ભાર ઉચકવાના કામમાં આવે છે, તથા બકરા થાય છે તેના ઉનની શાલ વગેરે બને છે. એ દેશમાંનાં સઘળાં જનાવરના વાળ એવા કરેલા છે કે તેને ઝાઝી ટાઢ વાતી નથી. કેવી પરમેશ્વરની દયા છે! જેને જેવું જે દેશમાં જોઈએ તેને તેવું આપ્યું છે.



---

ટિબેટ દેશનો વેપાર ચીનસાથે ઘણો ચાલે છે. ચીનથી ચા, રેશમ, ચાંદી, વાસણ, મોતી, પરવાળાં, વગેરે ટિબેટમાં આવે છે, અને ટિબેટથી સોનું, શાલ, પટુ એટલે જાડું ઉનનું લુગડું, વગેરે ચીન જાય છે. એસિવાય હિંદુસ્તાનસાથે પણ થોડો ઘણો વેપાર ચાલે છે. હિંદુસ્તાનમાંથી મશરૂ, કિનખાબ, મોતી, ખાંડ, વગેરે ત્યાં જાય છે.

ટિબેટના હાકેમની પાસે ચાર મસલતીઆ હોય છે. એ હાકેમ વરસમાં એકવાર એક મસલતીઆને સાથે લઇને આખા દેશમાં ફરવા નીકળે છે. તેના તેને ૧૦૦૦૦ રૂપીઆ ખરચના મળે છે. પણ એ નાણામાંથી તે કંઈ ખરચ કરતો નથી, જે જોઇએ તે લોકોપાસેથી વેઠમાં લે છે. એટલી એજ વેઠ ટિબેટના લોકોને ભરવી પડે છે, બાકી બીજી કાંઈ રૈયતઉપર સખતી થતી નથી. ત્યાં માત્ર ૧૦૦૦ સિપાઇની ફોજ રહે છે.

ટિબેટમાં બૌદ્ધ ધર્મ ચાલે છે. ત્યાં બૌદ્ધનો અવતાર લામા કરીને કહેવાય છે તેને માને છે. એ લામા જીવતો છોકરો હોય છે. તે પૂજાય છે અને કાંઈ સંસારની વાતમાં પડતો નથી.

ટિબેટ દેશના લોકમાં એક અજબ તરેહની રીત છે, તે એ કે ચાર પાંચ ભાઈવચ્ચે એકજ બાઇડી હોય છે. તે બાઈડીને મોટો ભાઈ પરણે છે. એ દેશના લોકમાં જાતિભેદ નથી, અને લામાવગર બીજા મરે તેના શરીરના કડકા કરીને પહાડઉપર ફેંકી દે છે. તે કકડા કાગડા, કૂતરા, ગીધ, વગેરે ખાઈ જાય છે.

---

## पाठ ११९. हाथी.

હાથીવિશે તમે કેટલુંક ત્રીજી ચોપડીમાં શીખી ગયા છો. એના આગલા દાંત જેને દંતૂશળ કહે છે તેવિશે તથા એને કેમ પકડે છે તેવિશે કંઈક જાણવું જોઇએ.

એ દંતૂશળ તોલમાં ઘણા ભારે હોય છે. હાથી જ્યારે ત્રણ ચાર વરસનો થાય છે ત્યારે તે ખરી પડે છે અને નવા ઉગે છે. વળી જ્યારે બાર ચૌદ વરસનો થાય છે ત્યારે પણ પાછા ખરી પડે છે.

આફ્રિકાખંડના દક્ષિણ ભાગમાં ઘણા હાથી હોય છે, ત્યાંથી દાંત આવે છે. પણ સારા હાથી હિંદુસ્તાનની દક્ષિણે લંકા નામે બેટ છે, તેમાં નીપજે છે. હાથી ઘણા જોરાવર હોય છે, તોપણ માણસ તેને વશ કરે છે; તેને પકડે છે, ને પાળે છે ; તેપર સ્વારી કરે છે; ભાર ભરે છે; અને તેનીકને સઘળી તરેહની ચાકરી લે છે. રાનમાં તેનાં ટોળેટોળાં હોય છે. તેને પકડવાને વાસ્તે જંગલમાં લાકડાનો મોટો ઉંચો મજબૂત કડેરો ચોમેર બાંધી લઇને તેને મજબૂત દરવાજા કરે છે. પછી હાથીની પાછળ ચોમેરથી પડે છે, ને પેલા કડેરામાં આણીને દરવાજો બંધ કરે છે. તેથી તે બહુ ખીજવાય છે, ને ઝાડનાંઝાડ ઉખેડી નાંખે છે ને ભોંયની ધુળ ઉધાડે છે. એમ કરતાં કરતાં તેનું બળ જતું રહે છે ને થાકીને લોથ થાય છે, ત્યારે તે શિકારીઓ પોતાના પાળેલા હાથીઓને લઈને કડેરામાં જાય છે. તેમાંના એકને ગળે મજબૂત દોરડું બાંધે છે ને તેને બીજે છેડે ગાળો કરીને તે જંગલી હાથીના પાછલા પગમાં ભરાવી દે છે. એ ફાંસામાંથી છુટવાને તે હાથી મેહનત કરે છે તે ફોગટ જાય છે, કેમકે પેલો પાળેલો હાથી તેને ખેંચીને મજબુત ઝાડ આગળ આણે છે એટલે શિકારીઓ તેને ગળેથી દોરડું છોડી એક ઝાડ સાથે બાંધી દે છે. પછી તેને ભુખ્યો ને તરસો થોડી વાર-સુધી રાખે એટલે છેક નરમ થાય, અને છેલ્લે એક મોટું હાથીખાનું તેને વાસ્તે બાંધ્યું હોય તેમાં બાંધે છે, અને તેની બે મેર પાળેલા હાથી બાંધે એટલે તે હાંગી જાય છે.

---

# पाठ ११६. विक्टोरिआ राणीविषे.



### હરિગીત છંદ.

હે દેવના પણ દેવ તું તતખેવ દિલમાં ધર દયા,
જે રાણીજીના રાજથી થીર થઈ અમે સુખીઆ થયા;
તું આપ નિત્યે નવીન વધતું તેજ તેના તાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૧

વડી પ્રેમવાળા દિલ દયાળી બુદ્ધિશાળી બાઈ છે,
ભરપૂર ખુબ ભરાઈ જેના ચિતવિશે ચતુરાઈ છે;
નહીં દેશમાં લવલેશ દીસે કસૂર જેના કાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૨

જે દુષ્ટતામાં પુષ્ટ તેના શત્રુ છે સંસારમાં,
જે કષ્ટ જનને કરે ફરતા ફરે ભ્રષ્ટ વિચારમાં;
સંહાર તેનો સદ્ય તું કરનાર ઈશ્વર આજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૩

તું ઉઠ ઈશ્વર આવી વખતે અરજ ઉરમાં ધારજે,
છળ કપટ ખળના ઝપટ છે તે ચપટ કરી બેસારજે;
એ વેરીઓના વાસને વિખેરી નાંખી વાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૪

દિન દિન વિશેષ પ્રતાપ વધતો ચંદ્રનો શુદિમાં ચડે,
તેમજ રહે મહારાણીજીનું અતિ તેજ ચડતું તુજ વડે;
રિપુકુળને નિરમૂળ કરજે છોડ જેવા છાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૫

અતિ રિદ્ધિ સિદ્ધ અખૂટ તુજ ભંડારમાંથી આપજે,
મનના મનોરથ પૂરીને વળી કષ્ટ સઘળાં કાપજે;
કરતાર આપો કુશળ એના સકળ રાજ સમાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.

બહુ વર્ષસુધી અચળ એનું રાજ અમઉપર હજો,
વળી વંશનો વિસ્તાર જન સુખકાર જગમધ્યે થજો;
ઈશ્વર પ્રતાપે અમલ જામો દેશ બેટ ઘણાજમાં.
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.

નિર્દોષ તેનો ન્યાય નિશ્ચળ થઈ જગતમાં જામજો,
પ્રતિ દિવસ વાર હજાર જય જયકાર વાણી પામજો;
કરીએ અમે ઉંચે સ્વરે ગુણ ગાન એના ગાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૮

ધરી પ્રેમ પ્રભુની પ્રાર્થના કરી સુખથી એવું માગજો,
જય થજો જગમાં રાણીજીની શત્રુનું બળ ભાગજો;
શુભ સ્નેહથી ગાજો તમે સૌ સજન ગામો ગામના,
છે છંદ સુંદર નવ નવીન રચેલ દલપતરામના. ૯

---

## पाठ ११७. अपकारने बदले उपकार.

આગલા કાળમાં ઈટાલી દેશમધ્યે ફ્લોરેન્સ નામે શેહેરમાં કોઈ બે આદમીને એકબીજા જોડે કજીઆ થયો. એમાંના એક બીજાસાથે વેર રાખીને તેને મારવાને તાકી રહ્યો હતો. પેલા બીજાના શરીરનો બાંધો મજબૂત ન હતો, તેથી પેલાએ તેને ઘણોજ માર મારીને તેની આંખો ફોડી નાખી. તે આંધળો થયાથી પોતાના રોટલા પેદા કરવાને અશક્ત થયો, તેથી એક આશ્રમમાં જઈને રહ્યો, અને ત્યાં પોતાથી થાય તેવાં ધર્મનાં કામો કરવામાં પોતાનો વખત ગુજારવા લાગ્યો. જે માણસે એની આંખો ફોડી હતી તે માણસ થોડેક વરસે એક ભારે આજારથી માંદો પડ્યો,

અને તેને સારો કરવામાટે તેજ આશ્રમમાં લઈ જવો પડ્યો. તે પોતાના મનમાં બીનો કે જે માણસને મેં આંધળો કર્યો છે, તે વેર રાખીને અપકારના બદલામાં મારી આંખો ફોડી નાંખશે, પણ એવું ન કરતાં તે આંધળાએ પેલા દુખીઆરાની આગળ હાજર રહેવાને પોતાના ઉપરીની રજા માગી ; તેણે તે રજા એવી આતુરતાથી માગી કે તેમાં કાંઈ મોટી અગત્યની વાત હોય એવું જણાયું. રજા મળ્યાથી તે પેલા માંદાની સેવામાં સઘળો વખત કાઢવા લાગ્યો, ને તેની પથારીઆગળ આખી રાત જાગતો બેશી રહેતો અને દહાડે તેનું દુઃખ મટાડવાસારૂ પોતાથી જેટલું બની શકે તેટલું કરતો. જ્યારે તે માંદા માણસને માલમ પડ્યું કે જે ધણીને મેં આટલું દુઃખ દીધું ને ખરાબ કર્યો, તેણે આટલી બધી તસદી લઈને મારો જીવ બચાવ્યો, ત્યારે તેના મનમાં ઘણુંજ લાગ્યું. પોતાની માઠી ને બેવકુફી ભરેલી ચાલને માટે ઘણોજ પસ્તાયો પણ શું કરે ? હવે પસ્તાયાસિવાય બીજો ઉપાય નહોતો. તે બાપડાની આંખ ફોડી તે સારી થઈ શકે નહીં. ખોટું કામ કર્યું તે નહીં કર્યું થતું નથી, માટે જે કરવું તે આગળથી વિચારીને કરવું ; રીસથી કે દ્વેષથી કાંઈ ખોટું કામ ઝટ કરી દેવું નહીં, કેમકે તેથી પછી ઘણો પસ્તાવો ને દુઃખ થાય છે. કોઈના ઉપર રીસ કે દ્વેષ મનમાં આવે તો સાવધ થઈને તેને સમાવવાં, એ સારા માણસનાં લક્ષણ છે, જે તેને વશ થાય તેને નઠારૂં માણસ જાણવું.

---

## પાઠ ૧૧૮. માન આપવાની રીતો. ભાગ ૧.

પૃથ્વીના જૂદા જૂદા દેશમાં સલામ કરવાની તથા સલામ કરતી વેળા બોલવાની જૂદી જૂદી રીતો છે.

આ દેશમાં એક બીજાને મળતી વેળા બે હાથ જોડી બ્રાહ્મણોમાં નમસ્કાર કરવાની રીત છે ; બીજામાં જુહાર, જેગોપાળ, વગેરે કરવાની રીત છે ; ને મુસલમાન લોકોના આવ્યાપછી જમણા હાથને

હથેલી ભણીથી કપાલે અડકાડી સલામ કરવાની રીત પણ દાખલ થઈ છે. મળનાર માણસના દરજ્જામાં ઘણોજ ફેર હોય તો મોટા દરજ્જાવાળો માત્ર માથું હલાવે છે, અથવા કદી નથી પણ હલાવતો. માન આપનાર શખ્સ બહુ વાંકો વળે છે. ને વખતે પગે પણ લાગે છે. એ રીતે આબરૂ આપતી વેળા કાંઈ મોઢેથી પણ બોલે છે તે ઘણી તરેહનું છે. રામરામ, સાહેબ મેહેરબાન, જેગોપાળ, જે શ્રીકૃષ્ણ, જે મહાદેવ, બંદગી, વગેરે જૂદા જૂદા કારણસર જૂદું જૂદું કહે છે. લાંબા પંથથી આવેલા જોડે મળવું થાય છે ત્યારે એક બીજાને ભેટે છે. દેશના રાજાને, કે લોકોના મોટા ગુરૂ સરખાને માન આપતી વેળા તેનું નામ દઈ તેની જે બોલે છે. આ દેશની બાઈડીઓ એક બીજાને મળે છે, ત્યારે તે જેવી સ્થિતિમાં હોય તે, અથવા જે કામ કરતાં હોય તે કહે છે; જેમ બેઠાં હોય તો કહેશે કે બેઠાં, ઉભાં હોય તો કહેશે, ઉભાં, ફલાણું કામ કરો છો, વગેરે. કાઠિઆવાડના ગરાસીઆ વગેરે લોક એક એકને બાથે અડકે છે. બાઈડીઓ પુરૂષને માન આપતી વખતે ઓવારણાં ઉતારે છે, અથવા દુખડાં લે છે, કે ઘુમટો તાણે છે. યુરોપના લોકો એક બીજાને મળતી વેળા એક બીજાનો જમણો હાથ પકડી હલાવે છે, ને સુખાકારીની ખબર પૂછે છે. રાજાને સર્વ સળી માન આપતી વેળા બોલવાના શબ્દો દેશ દેશમાં જુદા હોય છે. ગ્રેટ બ્રિટનમાં રાણી સાહેબની સ્વારી જાય છે, ત્યારે પરમેશ્વર રાણી સાહેબનું રક્ષણ કરો એમ બોલે છે. ફ્રાન્સમાં રાજાની સ્વારી જાય છે ત્યારે રાજા બહુ જીવો એમ બોલે છે. એમ બીજા દેશોમાં પણ સૌ સૌની નોખી રીત છે. વળી યુરોપિઅન લોક એક બીજાના ઘરમાં પેસે છે ત્યારે ટોપી ઉતારે છે. ગ્રીનલાંડના રેહેવાસીઓમાં મળતી વેળા માન આપવાની રીત છેજ નહીં. ફિલિપ્પાઈન બેટોની પાસેના બેટોમાં સલામ કરવાની રીત એવી છે કે હાથ અથવા પગ પકડી પોતાના મોંઉપર ફેરવવો. લાપલાંડના લોક સલામમાં પોતાનું ના બીજાના નાક જોડે જોરથી દાબે છે. ન્યુગિનિના લોક પોતાને માથે ઝાડનાં પાતરાં મૂકવાં તેને સલામ ગણે છે, કેમકે પાતરાંને તેઓ ભાઈબંધાઈની નિશાની ધારે છે.

## पाठ ११९. मान आपवानी रीतो. भाग २.

સુંડાની સામુદ્રધુનીના કિનારાપર રહેનાર લોકમાં કઢણ તથા નવાઈ જેવી રીત છે. તેઓ પોતાનો ડાબો પગ ઊંચકી જમણા પગઉપર ધીમેથી ફેરવી મોંઉપર લાવે છે. ફિલિપ્પાઈન બેટના રહેવાસી સલામમાં પોતાનું શરીર ઘણુંજ વાંકું વાળે છે ને હાથ ગાળપર મૂકી એક પગ અધર રાખે છે, તથા બીજેવતી ઘૂંટણીએ બેસે છે. ન્યુબિઆના લોક સામા ધણીનો ઝભો ઉચકી પોતાની કમરે લપેટે છે જેથી પેલો જાણે અરધો ઉઘાડો થાય છે. જાપાનના લોક એક બીજાને મળે છે ત્યારે પગમાંથી જોડા કાઢે છે, અને આરાકાનના લોક રસ્તામાં જોડા કાઢે છે ને ઘરમાં મોજા ઉતારે છે.

લોકમાં જેમ જેમ વિવેક વધતો ગયો તેમ તેમ પોતાનું શરીર ઘણું ઉઘાડું મુકવાનો ચાલ ઓછો થતો ગયો, તથા સારા માણસનાં દેખતાં અથવા બહાર જઈએ ત્યાં વગરલૂગડે રહેવું એ નાપસંદ પડતું ગયું, ને સર્વ લૂગડાં પેહેરી મોટા માણસપાસે જવું એ માન આપવાની રીત ઠરી.

ચીનાઓનો ચાલ એવો છે કે તેઓ પોતાના હાથ હલાવે છે અને અરસપરસ છાતી લગાડે છે, તથા માથું નમાવે છે. કોઈને આબરૂ આપવાની હોય છે, ત્યારે બે હાથ જોડી ઉંચા કરે છે ને શરીરને નમાવી જોડેલા હાથને જમીનભણી લઈ જાય છે. જો ઘણે દહાડે મળે તો બેઉ ઘૂંટણીએ બેસી મોં નીચું કરે, ને તે પ્રમાણે ત્રણ ચાર વખત કરે છે.

સુધરેલા લોકમાં પાસે બેસવું એ બરાબરીની નિશાની છે, માટે સારા માણસને બેસાડવો એ માન છે; ઉઠીને ઉભા થવું, અથવા સામા તેડવા જવું એ વધારે માનની નિશાની છે. મોટા માણસઆગળ ઉભાં રહેવું એ તેને આબરૂ આપી કહેવાય છે. એવી એવી અદબની રીત ઘણી છે. કેટલાએક નહીં સુધરેલા લોકમાં એવી સમજણ છે કે ઉંચું તે વધારે મોટું માટે મોટાં માણસ ઉભાં રહે છે ને ગરીબને નીચે બેસાડે છે. સૌ સૌના મનપ્રમાણે જૂદા જૂદા દેશોમાં માન આપવાની જૂદી જૂદી રીતો છે.

6 G 15

## પાઠ ૧૨૦. ગુજરાતમાં વિક્ટોરિઆ રાણીનું રાજ્ય સ્થપાયાવિષે.

ભુજંગી છંદ.

શુભે સંવતે ઓગણી પંદરામાં,
વળી બેસતે વર્ષ સારા સમામાં;
જહાં[1] ગુર્જરી રાજધાની બિરાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૧

ઉગ્યો સર્વને ઉર આનંદ એવો,
જડે રિદ્ધિ કે સિદ્ધિથી થાય જેવો;
વિવાથી[2] વડો વાર છે એમ છાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૨

ફરે લોકના થોક મોટે ઉમંગે,
અતિશે દિસે ઉજળાં વસ્ત્ર અંગે;
ગયા શાહીબાગે સૌ એજ કાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૩

મળ્યો સર્વ સાહેબનો સાથ સારો,
મળ્યા હોંશથી શેઠ લોકો હજારો;
મળ્યા સ્વાર પાળા મહાશબ્દ ગાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૪

વધ્યો હર્ષ વાંચી સુણાવી વધાઈ,
રહ્યાં વાગી વાજાં રૂડા રાગ માંહી;
ઉઠી ગર્જના તોપને ત્યાં અવાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૫

જમ્યા ઘેર જઈ ભોજનો ભાત ભાતે,
રચી દીપમાળા રૂડી એજ રાતે;
રહ્યા અક્ષરો ઓપી એમાં રચ્યા જે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૬

---

૧ જ્યાં. ૨ વેવા.

મળ્યા રાજ મેહેલમાં લોક મોટા,
સુણી ભાષણો પામિયા[1] પુષ્પ ગોટા;
કવિને નવી પાઘ રાલો નિવાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૭

રચ્યો દારૂખાના તણો ખેલ ખાસો,
તકે તે જુએ લોક જઈ ત્યાં તમાશો;
દીસે જાણીએ દૈત્યનો દેશ દાઝે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે. ૮

દોહરો.

એમ ભલો ઉત્સવ થયો, હરખ્યો સકળ સમાજ;
કર જોડી પ્રભુને કહે, રહો અચળ આ રાજ.

આતશબાજીનૂં વર્ણન.

ઈંદ્રવિજય છંદ.

લંક પૂરી સળગી અળગી ભભકારથી રાવણની છબી ભાગી,
ક્યાં પ્રગટ્યો વ્રજ દેશ દવાનલ[2] જ્વાળમુખી[3] ગગને ચડી ગાજી;
લોચન ત્રીજું ત્રિલોચનનું ઉઘડ્યું દલપત્ત પઢે ઉપમાજી,
રાજ સમાજની આગળ આજની રાત સમે બની આતશબાજી. ૧

કવિત મનહર.

મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઉભેલો
ગોદડે ગુંથેલો એવો આવે હનુમાનજી;
કાળા હાથ દારૂવાળા દાઢી મોઢું દીસે કાળું,
ચાઘડીનો પલ્લાપૂંઉ પૂંછડા સમાનજી;
લોક નાસાનાસ કરે, ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી;
મૂકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી. ૨

ક૦ દ૦ ડા૦

---

૧ પામ્યા. ૨ દાવાનળ. ૩ જ્વાળામુખી.

## પાઠ ૧૨૧. ઇરાન.

પારસી લોકનો અસલ દેશ જે ઈરાન તે એશિઆ ખંડમાં છે. તેની ઉત્તરે રુશિઆના લોકનો કાકેસિઅન નામે પ્રાંત, કાસ્પિઅન સમુદ્ર, અને સ્વતંત્ર તાર્તરીનો મુલક છે. પૂર્વે કાબુલ ને બલુચિસ્તાન; દક્ષિણે ઈરાની અખાત; અને પશ્ચિમે તુર્કનો મુલક અને અરબસ્થાન છે. એની પૂર્વ પશ્ચિમ લંબાઈ સુમારે ૯૦૦ માઈલ અને પોહોળાઈ ૬૦૦ માઈલ છે.

ઈરાનમાં મુખ્ય નવ પરગણાં છે, અને તાબ્રીજ, આસ્ત્રાબાદ, ઈસ્ફાહાન, શિરાજ, કિર્માન, વગેરે મોટાં મોટાં શેહેરો છે. ઓરમજ, કાબ્મા, અને કરક નામે બેટ છે. કરક બેટ અસલ ફરંગીઓને તાબે હતો; હજુ પણ ત્યાં તેમનાં કેટલાંક પડી ગએલાં દેવલ છે. કાબ્મા નામે બેટ ઘણો રસાળ છે અને તેની પાસેના દરીઆમાંથી મોતી નીકળે છે.

એ દેશનો ઉત્તર ભાગ ઘણો પહાડી છે તથા એમાં રેતીનાં રણ પણ ઘણાં છે. એની હવા ને જમીન બહુ જુદી જુદી જાતનાં છે; દક્ષિણમાં ઘણો તાપ અને ઉત્તરમાં ઘણી ટાઢ પડે છે, પણ ઘણું કરીને એ દેશનું પાણી નિરોગી ગણાય છે. મુખ્ય પેદાશમાં અનાજ, રૂ, ગળી, તમાકુ, અફીણ, રેવંચીનો શીરો, ઘણી પ્રકારનાં વસાણાં, અને મેવો છે. જનાવરો પણ ઘણાં થાય છે. તેમાં ઘોડા ને કૂતરાં ઘણાં કીમતી ગણાય છે. ગધેડાં, ખચ્ચર, ને ઉંટ ઘણાં વપરાય છે. તેમજ ભેંસ, ઘેટાં, ને બકરાં પણ બહુ પાળે છે. જંગલી જનાવરમાં સિંહ, વાઘ, ને રીંછ ઘણાં છે. રૂપું, સીસું, લોઢું, તાંબું, અને આરસપાહાણ ઘણે ઠેકાણે નીકળે છે. ભોંયમાંથી નપતેલ ઘણુંજ નીકળે છે, તે ધોળું ને કાળું એવું બે જાતનું થાય છે.

ઈરાની લોક હસમુખા, વિવેકી, અને બહુ શોકીલા છે, તે ઘણા મલતાવડા અને પરોણાની આગતાસ્વાગતા બહુ કરે છે. વળી એ

લોક શૂરા, સમજુ, ભલા, અને વિદ્વાન ગણાય છે, પણ તે ખુશામતીઆ, ઢોંગી, અને લોભી બહુ છે. ઈરાનમાં બાદશાહ રાજ્ય કરે છે અને ત્યાંના કાયદા કુરાનને અનુસરીને રચેલા છે. ઈરાનમાં શીહા પંથના મુસલમાન લોકની વસ્તી છે અને ભાષા ફારસી છે. એ દેશમાં વિદ્વાનોને ઘણું માન આપે છે.

ઈરાની લોક હિંદુસ્તાન કે તુર્કસ્તાન સિવાય બીજે ઘણે લાંબે સુધી દરીઆને રસ્તે જતા નથી, માટે એ કંઈ મોટા વેપારી નથી. એ દેશનો બધો વેપાર પરદેશી લોક ચલાવે છે. મુખ્ય વેપાર ગાલીચા, દારૂ, રેશમ, મોતી, શાલ, વગેરેનો છે. દેશની કુલ ઉપજ ત્રણ કરોડ રૂપીઆને સુમારે છે, અને લશ્કર સુમારે બે લાખનું ગણાય છે.

ઈરાનમાં અસલની ઈમારતો ઘણી દીઠામાં આવે છે, કેમકે અસલ બહુ મોટાં મોટાં શેહેરો એમાં હતાં. સૌમાં ઘણુંજ પ્રખ્યાત પરસેપોલીસ ( પારસી પૂરી ) નામે નગર હતું, તેમાં માટાં મોટાં દીવાનખાના, મનારા, અને રાજમેહેલોના ખંડીએરો હજુ જોવામાં આવે છે. એ શિરાજથી ઈશાન કોણે ૩૪ માઈલને છેટે છે.

ઈરાનની રાજધાની તેહેરાન છે. તેને ફરતો પાંચ માઈલ લાંબો કોટ છે, તેને છ દરવાજા છે. એ શેહેરના ઘર તડકે સૂકવેલી અને ચીતરામણવાળી ઈંટોના બાંધેલાં છે અને તે સુમારે ૧૨,૦૦૦ છે. એ ચીતરામણ ઘણુંકરીને વાઘ અને બીજા પશુઓનાં હોય છે. સૌકરતાં ભારે ઈમારત કિલ્લો છે તેમાં રાજાનો મેહેલ છે. બાદશાહ જ્યારે એ શેહેરમાં આવીને રહે છે ત્યારે ત્યાંની વસ્તી આશરે ૬૦,૦૦૦ માણસની થઈ જાય છે. પણ ઉનાળામાં ઘણો તાપ પડે છે ત્યારે બાદશાહ શેહેર છોડીને સુલતાનીઆ એટલે ઉજાનના મેદાનમાં રહેવા જાય છે, ત્યારે વસ્તી ઘટીને માત્ર ૨૦,૦૦૦ માણસ રહે છે.

---

## પાઠ ૧૨૨. સિંહ.

બિલાડીજેવાં જનાવરની જાતમાં સિંહ ગણાય છે. મોટા- માં મોટા સિંહ ચાર ગજ લાંબા ને સવા બે ગજ ઉંચા હોય છે. તેની પૂછડી બે ગજ લાંબી, ને તેની ડોકઉપર ઘોડાની પેઠે લાંબા લાંબા વાળનો ગુચ્છો હોય છે, તે જેમ સિંહ



મોટો થતો જાય તેમ વધે છે. તેના શરીરઉપરના વાળ નાના ને લીસા રાતા રંગના હોય છે. સિંહથી સિંહણ નાની હોય છે ને તેને ડોકે કેશ હોતા નથી. સિંહ ઘણો જોરાવર ને વિક્રાળ દેખાય છે; જ્યારે તેની મરજીમાં આવે છે ત્યારે તે પોતાની લાંબી અયાળ ઘોડાના કાનની પેઠે ઉભી કરે છે. એનાં ભમર મોટાં ને આંખ ખુનીજેવી લાલ હોય છે. એ ગુસ્સામાં હોય છે ત્યારે એનું રૂપ ઘણુંજ વિક્રાળ દેખાય છે. એનો પોકાર રાતે વરસાદની ગર્જનાના જેવો સંભળાય છે; ને ગુસ્સામાં બૂમ પાડે છે તે તો બહુજ ભયંકર લાગે છે. ચેતાવીને સિંહ ક્વચિતજ કોઈ જ- નાવરને મારે છે; જ્યારે બહુ ભૂખ્યો થયો હોય છે ત્યારેજ તેમ કરે છે; તે વેળા કોઈનો ભો ગણતો નથી. જનાવરો તેને દેખે એટલે નાશી જાય છે, માટે તે જુગતી કરીને તેઓ ન જાણે તેમ તેમનો શિકાર કરે છે. તે ઝાડીમાં સંતાઇને બેશી રહે છે, ને શિકાર દેખે એટલે તેનીઉપર ૧૨ કે ૧૫ હાથની મોટી છલંગ મારી એકે તડાકે તેને ઝાલે છે. જો શિકાર હાથમાંથી જતો રહે તો તેની પાછળ પડતો નથી, પણ હળવે હળવે પાછો ફરી લાગ આવે ત્યાંસુધી ઝાડીમાં જઇને બેસે છે. તે નદી નાળાંપાસે ઘણું ભમે છે, ને જે કોઈ જનાવર પાણી પીવા આવે તેનો શિકાર કરે છે. એને હર- ણનો શિકાર બહુ ગમે છે.

સિંહ એટલો જોરાવર છતાં પણ માણસથી બીએ છે. તે કોઈ વખત તો બાઈડી ને છોકરાના સાદથી પણ બીને નાશી જાય છે.

સિંહના પાળનારા એને કેટલુંક શીખવી શકે છે, અને તેના મોંમાં હાથ ઘાલીને તેની જીભ ખેંચે છે, તેના દાંત પકડે છે, ને એવી એવી વપત પાડે છે, પણ તે બોલતો નથી. એવું છે તોપણ ઘણો ખીજવાય ત્યારે તેનો ભરોસો નહીં. ઈંગ્લાંડમાં એક મોટું જાનવરખાનું છે તેમાં એક મોટો સિંહ હતો; તેનો રખવાળ રોજ સાંજે તે સિંહનું મોં પોહોળું કરાવે ને માંહે પોતાનું ડોકું ઘાલી લોકોને તમાશો દેખાડે. એક દહાડે સવારે તેણે સિંહને કોઈ કારણસર માર્યો હશે તે વખત તો સિંહે કાંઈ ન કર્યું, પણ રોજની વખતે પેલાએ પોતાનું ડોકું સિંહના મોંમાં ઘાલ્યું ત્યારે તે તેણે કરડી ખાધું ને તેને મારી નાંખ્યો.

સિંહની વસ્તી હિંદુસ્તાનના ગરમ ભાગમાં ને આફ્રિકાના મેદાનમાં છે. તે ત્યાં નદી કાંઠે વાંસની ઝાડીઓમાં બહુ વસે છે.

---

## પાઠ ૧૨૩. પડવાવિષે.

### મદોન્મત ત્રાડ ધ્વની

#### દોહરા.

એક વિકટ વનમાં વસે સિંહ વડો વનરાજ;
મહા મદોન્મત મન ગણે, અવર ન મુજ સમ આજ.
એણે અવસર એકમાં, ત્યાં તો પાડી ત્રાડ;
પડઘા પણ તેવો પડ્યો, ઝુંડ હતાં જ્યાં ઝાડ.
વળી વળી કરે વિચાર જે, આવ્યો આ કોઈ ઓણ;
કહે સિંહ, તું કોણ ત્યાં? કહે ધ્વની, તું કોણ?
તું તું મુજને મુજને, કાં ટુંકારે ટુંકાર;
તને, તને મારીશ રીસ, નીકળ બાર[1] રે બાર.
હું, હું, વનપતિ, વનપતિ, તું, તું, ચોરજ, ચોર;
એ રીતે ઉચ્ચારતાં ઘણો થયો પ્રતિઘોર.
વનપતિ સમજ્યો વનતણું રખે ચહે[2] એ રાજ।
ક્રોધ કરીને કેશરી કૂદ્યો જોવા કાજ.

---

૧ બહાર. ૨ ચાહે.

ઠામ ઠામ જઈ ઠેકતો હૈડે રાખી હામ ;
ગર્વ ધરીને ગરજતો, તરૂ ગિરી ફર્યો તમામ.
ત્યાં દેખી તેને કહે, શાણો એક શિઆળ;
એ અવાજ છે આપનો, નહીં અવર વનપાળ.
સમઝાવ્યો સારી પઠે, સિંહ થયો સુણી શાંત;
સમજ્યો કારણ સર્વ તે, ભાગી મનની ભ્રાંત.
એ રીતે આ લોકમાં બોલે જેવા બોલ ;
પાછળથી પડઘા પડે, તે તો તેને તોલ.
ભલો કહી સુણીએ ભલો, બાળ કહેથી બાળ ;
કીર્ત્તિ કથેથી કીરતી[1], ગાળ દીધેથી ગાળ.
વદવું વચન વિચારથી, અણવિચારથી એક ;
કહે નહીં દલપત કહે, છૂટી જીભે છેક.

---

## પાઠ ૧૨૪. મનને ઉપદેશ.

કિંકર મુદગળ અવની અધબોધ અંબાર

મન માને નહીં, સો ફેરા સમજાવું તોય શું થાય,
ખળ કઠણ કઠોર ચંચળ ચોર ચપલ ચિત[2] ચોદશ જાય. (ટેક)
મન ભૂત તણી પેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું,
એને પ્રભુ ભજવાનું નથી ગમતું, મન૦
જો જમ કિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખને શિદ માણે,
ગયો અવસર ઉરમાં નવ આણે, મન૦
મુદગળનો માથે માર પડે, પણ તોય ફરી તે દ્વાર અડે,
ફળ દેખી મરકટ ઝાડ ચડે, મન૦
કહે પ્રીતમ પ્રપંચ પરહરતા, વળી નિત્ય હરી સમરણ[3] કરતા,
તને વાર નથી ભવજળ તરતાં, મન માને નહીં૦

---

હરિ ભજનવિના દુખ દરીઆ સંસારનો પાર ન આવે,
જડ બુદ્ધી જીવ, સંત વિના શુધ[4] મારગ કોણ બતાવે. (ટેક.)

---

૧ કીર્ત્તિ. ૨ ચિત્ત. ૩ સ્મરણ. ૪ શુદ્ધ.

બહુ દીઠા દુખ તણા રાશી, થયો માતાના ગર્ભમાં વાશી.
માયા બંધ નથી ન શક્યો નાશી, હરિ૦
મળ્યા મનુષ્ય જન્મ તેમાં ન મણા, ધનધાન્યપુત્ર પરિવાર ઘણા,
તું ગાને જરા જગદીશ તણા, હરિ૦
તેં અવનીતળ અવતાર ધર્યો, પણ કુકર્મનો કોઠાર ભર્યો,
અઘઓઘ તણો અંબાર કર્યો, હરિ૦
તું ઝાડ પહાડ જડરૂપ રહ્યો, તેં શીત વર્ષા બહુ તાપ સહ્યો.
તારો કલેશ કેણે નવ જાય કહ્યો, હરિ૦
કહે પ્રીતમ, ચેતી લે પ્રાણી, શું સૂતો સોડ ઘણી તાણી,
તારે માથે મરણનો ભય જાણી, હરિ૦

---

## पाठ १२९. कोहिनूर.

દુનીઆ માંહેલા ઉમદા રત્નોમાં કોહિનૂર ગણાય છે. એના કરતાં મોટા બીજા બેજ હીરા હાલ પૃથ્વીઉપર છે. એ બેમાંનો એક હીરો રૂશિઆના પાદશાહપાસે છે. તેનો આકાર ગોળ છે તથા તેનાઉપર સુંદર પાસા પાડેલા છે; તેનું મૂલ ચાર કરોડ એંશી લાખ રૂપીઆ છે. બીજો હીરો પોર્ટુગાલના રાજાપાસે છે. તેનું કદ લીંબુકરતાં જરા મોટું છે. એને પેહેલ પાડી શોભીતો કર્યો નથી તેથી એનું મૂલ બરોબર થતું નથી, પણ ઝવેરીઓ ધારે છે કે ઉપલાકરતાં વધારે ભારે છે. એ બેથી ઉતરતો હીરો કોહિનૂર છે. એ હીરો આ દેશમાં ને પરદેશમાં બહુ વખણાએલો છે. એવિશે કાંઈક ખબર કાવ્યગ્રંથ તથા ઈતિહાસોમાંથી જડેલી છે. માહાભારત નામે કવિતારૂપી ગ્રંથમાં લખેલું છે કે દક્ષિણ હિંદુસ્તાનની કોઈ ખાણમાંથી તે નીકળ્યો હતો ને તેમાં વર્ણવેલાં મોટાં જુદ્ધ સમે કરણ રાજાએ ઘરેણામાં પેહેર્યો હતો. એઉપરથી જણાય છે કે ત્રણ હજાર વરસ પેહેલાં એ માણસને હાથ આવેલો છે. ત્યારપછી વિક્રમ રાજાના વખતસુધી કોહિનૂર ક્યાં હતો તે માલમ પડતું નથી. વિક્રમપાસે એ હતો, ને મુસલમાને માળવા પ્રાંત જીત્યો ત્યાંસુધી તેના વંશજોની કને હતો એવો લેખ છે.

મુસલમાન રાજાઓના તાબામાં ગયાપછીની એની તવારીખ વધારે ભરોસાજોગ છે. સન ૧૩૦૬માં દિલ્લીના પાદશા અલાઉદ્દીને માળવા સર કર્યો, ત્યારે એ હીરો તેને હાથ ગયો, ને પછી સેંકડો વરસસુધી પાદશાહી ખજાનામાં રહ્યો. ઔરંગજેબના રાજમાં ફ્રાંસ દેશનો એક વિખ્યાત ઝવેરી દિલ્લી આવ્યો હતો, તેને તે પાદશાહે એક મોટો હીરો દેખાડ્યો હતો, તે એજ હશે એમાં શક નથી. ઝવેરી લખી ગયો છે કે એનાપર અર્ધ અંડાકાર પેહેલ પાડેલા હતા, તે ઘણાજ સારા પાણીનો, નિર્મળ, ને વજનમાં ૩૧૯ રતીનો હતો.

પછી નાદિરશાહ દિલ્લીનું ઝવેર લૂટી ગયો તેની સાથે એ હીરો પણ ઇરાન ગયો; અને એના મુઆપછી તેના છોકરાંપાસેથી કાબુલના રાજા અહમદશાહે દગલબાજીથી લઈ લીધો. હિંદુસ્તાનમાંથી ગયાપછી એનું કોહિનુર એટલે અજવાળાનો પાહાડ એવું નામ પડ્યું.

કાબુલના રાજાઓ એને બાજુબંધમાં જડાવી હાથે પેહેરતા. શાહસુજા નામે કાબુલના રાજાને પોતાના દેશમાં બળવો થયાને લીધે પંજાબમાં નાશી જવું પડ્યું. ત્યાંના રાજા રણજીતસિંહે સુજાને પોતાના કબજામાં રાખ્યો ને તેની પાસે કોહિનુર હતો તે આપી દેવાને બહુ સમજાવ્યો તથા ધમકી પણ દીધી પણ કાંઈ વળ્યું નહીં. અંતે સવા લાખ રૂપૈઆ આપી છીનાવી લીધો. પછી સન ૧૮૪૯ માં પંજાબ ઇંગ્લિશ સરકારને હાથ આવ્યું ત્યારે કોહિનૂર તેઓને મળ્યો, ને હાલ તે આપણી રાણી સાહેબના મુગટમાં બિરાજે છે. તેને ફરીથી પેહેલ પડાવી સાફ કરાવ્યો છે, તેથી બહુ શોભા આપે છે.

---

## પાઠ ૧૨૬. વહાણ.

વહાણ અને મછવામાં શો ફેર છે તે, તથા વહાણ મોટા સમુદ્રમાં સફર કરવાને ઉપયોગી પડે છે, તે તમે ત્રીજી ચોપડીમાં શીખી ગયા છો. વહાણ ઘણી જાતનાં તથા જૂદા જૂદા કદનાં હોય છે. આ પ્રાંતમાંથી ધોલારે, ખંભાત, સુરત, વગેરે બંદરે રૂ જાય છે, ને ત્યાંથી વહાણે ચડાવીને મુંબઈ મોકલવામાં આવે છે. એ

વહાણોમાં પણ ફેર છે. જે ૧૦૦-૧૫૦ ખાંડીના હોય તેને બતેલા કહે છે; અને તેકરતાં જે મોટાં હોય તેને ફતેમારી કહે છે. આ ફતેમારીનું ચિત્ર છે, એમાં વચ્ચે બે મોટા જેવા ઉભા થાંભલા છે



તેને ડોલ અથવા કૂવા કહે છે. તેની ઉપર લુગડાના સઢ ચઢાવેલા છે, તેથી ફતેમારી ચાલે છે. એના પાછલા ભાગમાં ઉંચી મોટી પેટી જેવું જણાય છે તે ઓરડો છે, તેમાં માણસ રહે છે તમે કોઈ બંદરે ગયા હોય અને ત્યાં એવાં વહાણ દીઠાં હોય તો તમને તે બહુ મોટાં લાગે, પણ તેમ નથી ફતેમારી માત્ર કાંઠે કાંઠે ચાલે છે, અને કોઈજ વખતે બે ત્રણ દહાડાસુધી



કાંઠો ન દેખાય એટલે દૂર રહે છે. પણ તમે જો મુંબઈ જાઓ તો

ત્યાંના બંદરમાં ચીન, વિલાયત, અમેરિકા, અને બીજા દૂરના દેશ-લગી સફર કરનારાં મોટાં મોટાં સફરી વહાણો દેખો. એમાં ગુજ-રાતથી ગએલું રૂ વગેરે માલ પરદેશ જાય છે. એ વહાણો તો ખરેખરાં મોટાં કહેવાય. એ દશ બાર હજાર ખાંડીનાં હોય છે, અને તેમાં એવી એવી તો ત્રીશ ચાલીશ ફતેમારી સમાઈ જાય. ફતેમારીને ઘણું તો બે કે ત્રણ સઢ હોય છે પણ કેટલાંક સફરી વહાણોને ૩૦-૩૫ હોય છે, અને તેને પાથર્યાં હોય તો ૨૨,૦૦૦ ચોરસ યાર્ડ એટલે સાત આઠ વીઘા જમીનમાં પથરાઈ રહે. એવાં સફરી વહાણમાં બે ચાર માળ હોય છે. વહાણને છેક તળીએ ભાથું, પાણી, માલ, વગેરે ભરે છે, અને ઉપર એકેક માળે મોટા મોટા ઓરડાની હાર હોય છે, તેમાં ખલાસી, ઉતારૂ, વગેરે રહે છે. એ ઓરડામાં સુખાકારીથી રહેવાને મેજ, ખુરસી, કોચ, પલંગ, હાંડી, વગેરે જે જોઈએ તે રાખે છે. એવગર ચાલે નહીં, કેમકે એ વહાણ કોઈ કોઈ વાર બંદર કર્યાવગર પાંચ છ મહિનાલગી દરીઆમાંનું દરીઆમાંજ રહે છે.

સરકાર લડાઈને સારૂ સેંકડો વહાણો રાખે છે, તેને મનવાર



કહે છે. તે ઘણાં મોટાં હોય છે. તેમાં ત્રણ ત્રણ, ચાર ચાર માળ હારબંધ બારીઓવાળા હોય છે. એ દરેક બારીમાં એકેક તોપ ગોઠવી રાખે છે. કોઈ કોઈ મનવારમાં ૧૩૦ સુધી તોપો હોય છે, અને તેમાંની મોટામાં મોટી તો ૯૬ રતલનો ગોળો મારી શકે. મનવારપર ૧૨૦૦ સુધી લડનારાં માણસ રહે છે. જ્યારે બધી તોપો સાથે છૂટે છે ત્યારે વીજળીના મોટા કાટકા જેવો શોર થઈ રહે છે, અને ધરતીકંપની પેઠે ધરતી ધ્રુજે છે.

ઉપર કહ્યું કે વહાણો વાયી ચાલે છે, અને ઘણાં ખરાં સઢવાળાંજ હોય છે, તેમાં પવન ભરાય છે તેથી તે ચાલે છે, પણ પવન કે પ્રવાહ ન હોય ત્યારે એવાં વહાણ ચાલતાં નથી, માટે દાગ અને ઉતારૂઓ ઉતાવળે લઈ જવાને પાસેના ચિત્રમાં બતાવ્યાપ્રમાણે બીજી જાતનાં વહાણ હોય છે તેને આગબોટ કહે છે. તેમાં સઢ તો હોય છે, પણ તેવગર તેમાં વરાળ યંત્ર છે તેવડે તેની બંને બાજુનાં મોટાં પૈડાં ફરે છે ને પાણી કાપે છે, તેથી તે ચાલે છે. કેટલીક આગબોટને પૈડાં હોતાં નથી પણ સુકાનઆગળ સ્ક્રૂ હોય છે તે હડસેલે છે તેથી ચાલે છે. એ માંહેલો સંચો રાત દહાડો ચાલ્યા કરે છે તેથી પવન હોય કે ન હોય તોપણ દહાડો રાત મળીને ૩૦૦ માઈલ સેહેલથી કાપી શકે છે. મુંબઈથી સુરતસુધી અને મોટે જુવાળે ખંભાતસુધી પણ હાલ નાની આગબોટો આવે છે; અને મોટી આગબોટો મહિનામાં બે ચાર વાર ચીન વિલાયતની સફર કરે છે. આગબોટને ધુમાડો નીકળી જવાને મોટું ભુંગળું હોય છે.



બધાં વહાણોમાં ને આગબોટોમાં હોકાયંત્ર નામે સંચો હોય છે તેમાં પોલાદની સોય જેમ જોઈએ તેમ ફરે એવી રીતે ગોઠવેલી હોય છે. એ સોયને લોહચુંબક પાએલું હોય છે તેથી તે ઉત્તર દક્ષિણ તરફજ હમેશા રહે છે. એ યંત્ર ભરદરીઆમાં દિશા જાણવાને ઘણું ઉપયોગી પડે છે.

---

## પાઠ ૧૨૭. કીમીઓ.

કીમીઆની લત ઘણી ખોટી છે. જે લોક એની લતમાં પડે છે તે ખરાબ થાય છે. નીચેની હકીકત વાંચ્યાથી માલમ પડશે કે કીમીઆમાં કેવી ઠગાઈ છે. ઘણા કીમીઆગરો લોકને ઠગવાની મતલબથી પ્રથમ તો પોતાની ગાંઠનું નુકસાન ખમે છે; ગાળવાની કુલડીમાં અથવા કોયલામાં, અથવા છાણામાં સોનાનો રવો સંતાડીને પછી ભઠ્ઠી સળગાવી ગરબડ સરબડ કરીને પેલો રવો કાઢી બતલાવે છે, એટલે લોભીઆ લોકનો વિશ્વાસ તેનાપર બેસે છે, પછી તે જે કંઈ મંગાવે તે લાવી આપે છે. વખતે ઘરેણું, પૈસા, રૂપીઆ, વગેરે મંગાવે છે, અને લોભીઆને કહે છે કે, આ બધાનું હું તને એકીવારે સોનું કરી આપું છું. પછી તેને ગમે તેમ ભુલાવામાં નાંખી તે સઘળું વિત્ત પોતે લઈ જતો રહે છે. એવા ઘણા દાખલા બને છે, અને જે લોકો એ છંદમાં પડેલા છે તેમને આપણે પૂછી જોઈશું તો ઠગાઈ, લુચ્ચાઈ, અને ચોટ્ટાઈસિવાય એમાં બીજું કંઈ જણાશે નહીં. કોઈ કહેશે કે મારૂં બસેં રૂપીઆનું જેવર ફલાણો બાવો લઈને નાશી ગયો. કોઈ કહેશે ધૂણીમાં રૂપીઆ પૈસાનો ઢગલો મૂકાવ્યો અને તે ધૂણી સળગાવી ધુમાડો કરી અમને બહાર કાઢી મૂક્યા અને તે ધુતારો સઘળું લઈ નાશી ગયો. એવી ઘણી વાતો કીમીઆગરોવીષે સાંભળવામાં આવે છે. માટે સારા માણસે તો પોતાની મેહેનતથી ધન મેળવવાની આશા રાખવી, એમ ન ધારવું કે કીમીઓ શીખીને તાલેવર થાશું. હજીસુધી કીમીઆની વાત લગારે સાચી હોય એવું જાણ્યામાં આવ્યું નથી. જરા રમુજને વાસ્તે આ નીચે એક દાખલો લખ્યો છે તેપરથી માલમ પડશે કે, મેળવણીથી કલઈની સોનાસરખી પીળી વસ્તુ થાય છે, પણ ખરેખરૂં જોતાં તે સોનું નથી.

બાર ભાગ કલઈ તાવી કાઢીને પછી તેમાં છ ભાગ પારો ભેળીને તેને ચોળી નાંખવી. પછી તે ભૂકાને ૭ ભાગ નવસાર, અને સાત ભાગ ગંધકનાં ફુલસાથે ખરલમાં નાંખીને ખૂબ બારીક પર-

તવું ; ત્યારપછી અરધા કલાકસુધી તાપપર મૂકવો એટલે બીજી સઘળી ચીજો ઉડી જશે, અને કલઈ ગંધકની સાથે મળી જઈને સોનાના રંગની ચળકતી ધાતુ કુલડીમાં રહેશે. એને અંગ્રેજો "મોસેઈક ગોલ્ડ" કહે છે, અને વિલાતમાં આગલા કીમીઆગર એ ચીજથી ઘણા લોકને ઠગતા હતા; પણ એ ખરૂં સોનું છે કે ખોટું તેની પરીક્ષા કરવાને તેને તપાવશો એટલે તરત માલમ પડશે કે સોના કરતાં તે વેહેલું ઓગળે છે, અને તેના જેટલી વાર ટકતું પણ નથી.

---

## पाठ १२८. बंगाला इलाको.

બંગાલા ઈલાકામાં બંગાલા, બાહાર, આસામ, ઓઢીઆ પ્રાંતનો મેદનીપૂર જીલ્લો, આરાકાન, ટેન્હાય, ટિનાસરિમ, મારટાબાનનો કંઈ ભાગ, મરગ્વીબેટ, પેગુ, તથા પિનાંગબેટ એ સઘળાં આવેલાં છે. એ ઈલાકાનો વિસ્તાર ૨,૧૭,૧૧૨ ચોરસ માઈલ છે, અને વસ્તી છ કરોડની છે.

એ ઈલાકામાં ચાર ઠેકાણે એટલે કલકત્તા, મુરશીદાબાદ, ઢાકા, અને પટનામાં મોટી મોટી અદાલતો છે. એ ઈલાકામાં ૨૦ જીલ્લા છે, તેઉપર રેવીન્યુ કમીશનરો પેદાસની, અને પોલીસ કમીશનરો ગુનાની ચોકસી રાખે છે. તેઓને પોત પોતાના તાબાના મુલકમાં ફોજદારી તથા દીવાની મુકદમા ચુકવવાનો અખ્તીઆર છે. જીલ્લામાં ઠેકાણે ઠેકાણે જડજ, માજીસ્ટ્રેટ, અને જોઈંટ માજીસ્ટ્રેટ હોય છે તેઓના ફેસલાઉપર હાઈ કોર્ટમાં અપીલ થાય છે.

બંગાલા પ્રાંતની જમીન ઘણી રસાલ ને સપાટ છે; તેમાં ચોખા ને ગળી બહુ પાકે છે. એ પ્રાંતની લંબાઈ ૪૦૦ માઈલ ને પોહો-લાઈ ૩૦૦ માઈલ છે. એ પ્રાંતમાં ગંગા, બ્રહ્મપુત્રા, અને હુગલી નદીઓ છે. મુખ્ય શેહેર કલકત્તા, ઢાકા, અને મુરશીદાબાદ છે. બાહાર પ્રાંત પણ ઘણો રસાલ તે બંગાલાથી પશ્ચિમે છે. એ ૨૫૦ માઈલ લાંબો અને ૨૦૦ માઈલ પોહોળો છે. એમાં ગંગા નદીનો

૫૮૧ માઈલ છે. તેવિના શોણ, ગંડકી, દામોદરા, કર્મનાશા, અને બીવા, એ મોટી નદીઓ છે. એ પ્રાંતનો મુખ્ય પાક ગળી, ખાંડ, અફીણ, તલ, દીવેલી, અને મેવા છે. એમાં પટના, મોંગીર, ભાગલપુર, દીનાપુર, અને બક્ષર એ મોટાં શેહેરો છે. પટના એ મુખ્ય શેહેર ભાગિરથીને કાંઠે છે, તેનો પટ વરસાદના દહાડામાં પાંચ માઈલ પોહોળો થાય છે. એની વસ્તી બે લાખ માણસની ગણાય છે. એ શેહેરમાં હિંદુનાં દેરાં ને મુસલમાનની મસીદો બહુ છે, પણ હાલ કેટલીક મસીદોની વખાર થઈ છે.

આસામ પ્રાંત હિંદુસ્તાનની સરહદઉપર છે. એ ઘણાં વરસસુધી સ્વતંત્ર હતો પણ હાલ અંગ્રેજ સરકારના તાબામાં છે. એની લંબાઈ ૪૦૦ માઈલ ને પોહોલાઈ ૭૦ માઈલ છે. એમાં ૧૧લાખ ને ૧૦ હજાર માણસની વસ્તી છે. એ પ્રાંતની જમીન બંગાલા પ્રાંતના જેવી છે. એમાં ચોખા, રાઈ, મરી, આદુ, ડુંગલી, મરચાં, લસણ, તમાકુ, અને અફીણનો પાક થાય છે. દાડમ ને નારંગી બહુ થાય છે, પણ ઘઉં થોડા પાકે છે. એ દેશમાં રેશમના કીડાને ઉછેરે છે. તેનું રેશમ કાઢી લુગડાં વણી બીજે દેશ મોકલવામાં આવે છે. એ પ્રાંતની જમીનમાંથી સોનાની રજ નીકળે છે.

ઓડીઆ પ્રાંતનો કેટલોક ભાગ બંગાલા ઈલાકાને તાબે, કેટલોક મદ્રાસ ખાતે, ને કેટલોક ત્યાંના રાજાઓના કબજામાં છે. એ દેશની લંબાઈ ૫૦૦ માઈલ ને પોહોળાઈ ૧૦૦ માઈલ છે. એ પ્રાંતની પશ્ચિમ તરફનો ભાગ ઉચો નીચો છે, તેમાં મોટાં મોટાં જંગલ તથા શિકારી જનાવરો ઘણાં છે; પણ ઉત્તરે ખેડવાજોગ જમીન છે. એ પ્રાંતના ડુંગરમાં લોઢાની ખાણો છે. સમુદ્રતરફના ભાગમાં ચોખા ને શાક ભાજી પાકે છે. એ પ્રાંતમાં કટક, જગંનાથપુરી, તથા બાલાસોર, એ મોટાં શેહેરો છે. કટક શેહેર મહાનદી અને ગંજુરી નદીના કાંઠાઉપર છે; ચોમાસામાં એ શેહેરથી ફરતું દશ દશ માઈલસુધી પાણી પાણી થઈ રહે છે.

આરાકાન પ્રાંત અંગ્રેજ સરકારને સન ૧૮૨૭ માં બ્રહ્મદેશની લડાઈમાં મળ્યો. એ પ્રાંત ૨૦૦ માઈલ લાંબો ને ૫૦ માઈલ પોહો-

ળી સમુદ્રને કાંઠે છે. એમાં આશરે અઢી લાખ માણસની વસ્તી છે. વરસાદ ઘણો વરસે છે તેથી હવામાં ઘણી સરદી રહે છે. એમાં જંગલ ઘણાં છે. મુખ્ય શેહેર આરાકાન તે તેજ નામની નદીને કાંઠે છે.

બ્રહ્મદેશના રાજાએ આરાકાન પ્રાંતની સાથે માર્ટાબાન, ટેન્હાય, ટિનાસરિમ, અને મરગ્વી એ પણ આપ્યાં. માર્ટાબાન પ્રાંત ૭૦ માઈલ લાંબો સમુદ્રને કાંઠે છે. એ પ્રાંતની હવા આરાકાન પ્રાંતથી સરસ છે. એમાં ઝાડી ઘણી છે. એ પ્રાંતનું મુખ્ય શેહેર માર્ટાબાન એ મોટામા નદીને કાંઠે છે. બીજું આમ્હરસ્ટ શેહેર હમણા વસ્યું છે. ટેન્હાય અને બીજા પ્રાંતો માર્ટાબાનની દક્ષિણે છે તેની લંબાઈ ૩૫૦ માઈલ છે. એ કાંઠાઉપરના પ્રાંતો ઘણા રસાલ છે, તેમાં ચોખા, ગળી, ખાંડ, અને શાક ભાજીઓ ઘણાં થાય છે. એ પ્રાંતને લગતા ઘણા બેટ છે, તેમાં જે કાંઠાપાસે છે તેમાં પાક થાય છે ને બીજામાં કાટના લાકડાં થાય છે. ટેન્હાય અને ટિનાસરિમ એ મુખ્ય બંદરો એ પ્રાંતોમાં છે. સમરી અને સંડોવે કરીને બે મોટાં ઠેકાણાં છે, તેમાં હવા ઘણી સારી છે. તે અંગ્રેજ લોકને આવાના રાજાએ આપ્યાં છે.

પેગુ અને રંગુન અંગ્રેજ સરકારને સન ૧૮૫૫ માં લડાઈમાં મળ્યાં.

---

## પાઠ ૧૨૯. મદ્રાસ ઇલાકો.

કૃષ્ણા નદીથી દક્ષિણનો સઘળો ભાગ મદ્રાસ ઈલાકામાં છે, માત્ર ઉત્તર સરકારનો પ્રાંત કૃષ્ણાની ઉત્તરે છે. એ ઈલાકામાં ૧,૪૧,૯૨૩ ચોરસ માઈલ જમીન છે, અને ૧,૩૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે. એ ઈલાકામાં ઉત્તર સરકાર, કર્ણાટક, બાલાઘાટ, કાનડા, મલબાર, અને મહીસૂર એ મુખ્ય પ્રાંતો છે.

બંગાળા ઈલાકા જેવોજ રાજ ચલાવવાનો તથા વસુલાત ઊઘરાવવાનો બંદોબસ્ત એ ઈલાકામાં છે. ચિતુર, મછલીપટણ, ત્રિચિ-

નાપલી, અને ટાલીચેરીમાં મોટી અદાલતો એટલે જીલ્લા જડજની કોરટો છે.

ઉતર સરકાર પ્રાંત બંગાલાના ઉપસાગરને કાંઠે છે; તેની લંબાઈ ૪૭૦ માઇલ ને પોહોળાઈ ઘણી થોડી છે. એના કાંઠાની જમીન રેતાળ છે પણ બીજા ભાગમાં ખાંડ, તમાકુ, અનાજ, વગેરેની નીપજ છે. એ પ્રાંતમાં જુનથી અકટોબરસુધી વરસાદ વરસે છે, અને વરસાદ ઉઘડી જાય છે ત્યારે સમુદ્રમાં ઘણું તોફાન થાય છે. એ પ્રાંતના કાંઠાઉપર ખારા પાણીના સરોવરો છે, તેમાંથી ગરમીના દહાડામાં નઠારી હવા નીકળીને રોગ ઉત્પન થાય છે. મુખ્ય શેહેરો ગંજામ, વિસાગાપટણ, રાજમંદરી, મછલીપટણ, અને ગંતુર છે. ગંજામ એ બંદર છે ને તેમાં જડજ તથા કલેકટર સાહેબ રહે છે.

કર્ણાટક પ્રાંતમાં આગળ નવાબનું રાજ હતું, પણ હાલ અંગ્રેજ સરકારના અમલનીચે છે. એની ઉત્તરની સીમા ગંડલાકામા કરીને નદી છે, અને દક્ષિણે છેક કન્યા કુમારી કેપસુધી છે. એની લંબાઈ ૫૬૦ માઇલ અને પોહોલાઈ સરાસરી ૭૫ માઇલ છે. એ પ્રાંતમાં મદ્રાસ, પોંદીચેરી, અર્કાટ, ત્રિચિનાપલી, તંજાવર, મધુરા, ત્રાંકવીબાર, તિગાપટણ, અને તિનવલી, એ શેહેરો મુખ્ય છે. એ પ્રાંતમાં ખેતીને વાસ્તે મોટાં મોટાં તળાવો બાંધેલા છે. વળી એમાં હિંદુની વસ્તી વિશેષ છે. કર્ણાટકમાં કાપડ, ગળીનાં લુગડાં, અને છીટની નીપજ છે.

બાલાઘાટ પ્રાંતની જમીન રસાલ છે; તેમાં ખાંડ, ગળી, રૂ, ને અનાજ નીપજે છે. ખેડૂત લોક ઘણા મેહેનતુ ને ગરીબ છે. એ પ્રાંતમાં મુખ્ય શેહેર બેલારી અને કડપાં છે; તેમાં બેલારીને ડુંગરી કીલ્લો મજબૂત છે ને ત્યાં ફોજ રહે છે.

કાનડા પ્રાંતની લંબાઈ ૨૦૦ માઇલ ને પોહોળાઈ ૩૫ માઇલ છે. કાનડાનો મુલક પહાડી છે તેથી ખેડાણ થોડું છે, પણ જેમાં ખેડાણ થાય છે તેમાં પાક સારો ઉતરે છે. એ પ્રાંતમાં ચોખા, શેરડી, તજ, જાયફળ, મરી, એલચી, કઠ નામે વસાણું, કાટ, અને સુકડ

બહુ નીપજે છે. એ પ્રાંતમાં જેન ધર્મના લોકની પણ વસ્તી છે, અને ખ્રિસ્તી પણ ઘણા છે. એ પ્રાંતનાં મુખ્ય શેહેર માંગલોર, બાંગલોર, કલ્યાણપુર, અને કડાપુર છે. માંગલોર એ મુખ્ય બંદર છે. એ પ્રાંતનો ઉત્તર ભાગ હાલ મુંબઈ ઈલાકામાં નાખ્યો છે. તેમાં હોનોર ને કારવાર શેહેરો છે.

મલબાર પ્રાંત ઘણો મોટો છે. તેમાં એક મુખ્ય કલેકટર અને ત્રણ સબકલેકટર છે. એ પ્રાંત સમુદ્રને કિનારે છે અને ઘણી એક નાની નદીઓમાં ભરતી આવે છે તેથી વહાણ મછવા ઘણા ચાલે છે. એ પ્રાંતમાં ચોખ્ખા બહુજ પાકે છે. એના એક પરગણામાંની નદીમાંથી સોનાની રજ નીકળે છે. એ પ્રાંતમાં નાળીએર, મરી, ને કાટ બહુ નીપજે છે. ત્યાંના લોક ઘણા સુઘડ છે. એ પ્રાંતમાં મુખ્ય શેહેર કાનાનોર, ટાલીચેરી, અને કાલીકટ છે. કાનાનોર એ મુખ્ય બંદર છે.

મહીસૂર પ્રાંતની ત્રણ મેર પહાડ છે. એની લંબાઈ ૨૫૦ માઈલ ને પોહોળાઈ ૧૪૦ માઈલ છે, અને એમાં ૩૦ લાખ્ખ માણસની વસ્તી છે. એ પ્રાંતની હવા ઠંડી છે; ને જમીન ઘણી રસાલ છે. એમાં ચોખ્ખા, ઘઉં, શેરડી, સોપારી, ખસખસ, અને નાળીએરની નીપજ બહુ છે. સૂકડ ને સાગ પણ બહુ થાય છે. એ પ્રાંતમાં કાવેરી ને તુંગભદ્રા નામે બે મુખ્ય નદીઓ છે. મુખ્ય શેહેર શ્રીરંગપટણ, તે કાવેરી નદીમાં એક બેટમાં છે; અસલ એ ટીપુ સુલતાનની રાજધાની હતું.

---

## पाठ १३०. आग्रा ने पंजाब इलाका.

આગ્રા ઈલાકામાં પ્રયાગ, આગ્રા, અને અયોધ્યા, એ પ્રાંતો છે. ત્યાં લફટેનંટ ગવરનર સાહેબ રાજ કરે છે.

પ્રયાગ પ્રાંતની લંબાઈ ૨૦૦ માઈલ અને પોહોળાઈ ૧૨૦ માઈલ છે. એ પ્રાંતના ઉત્તર ભાગમાં જમના, ગંગા, ને ગોમતી, વગેરે

નદીઓ વેહે છે, તેથી ઘણો પાક થાય છે. દક્ષિણનો ને અગ્નિ કોણનો ભાગ જરા પહાડી છે તેથી તે ઉત્તરના મુલક જેટલો રસાલ નથી. એ પ્રાંતમાં બુંદેલખંડ આવ્યો છે તેમાં રાજાઓનું રાજ છે, બાકીના ભાગમાં અંગ્રેજ સરકાર રાજ કરે છે. પ્રયાગ પ્રાંતમાં ઝરણા પરગણામાં હીરાની ખાણો છે. તેસિવાય અફીણ, સુરોખાર, ખાંડ, ગળી, કપાસ, ને કાપડની નીપજ સારી છે.

એ પ્રાંતમાં કાશી, પ્રયાગ, મીરજાપૂર, ચુનાર, કલિંજર, અને જુઆનપુર એ શેહેરો મુખ્ય છે. કાશીમાં વસ્તી ને વેપાર બેઉ ઘણાં છે. એ હિંદુઓનું મોટું ક્ષેત્ર છે, તેથી તેમાં દેરાં ઘણાં છે. પ્રયાગ શેહેર ગંગા જમનાના સંગમઉપર છે. એનો કિલ્લો ઘણો ઉંચો ને શુંદર છે. એ પણ હિંદુઓની તીર્થની જગા છે. લેફટેનેંટ ગવરનર પણ એજ શેહેરમાં રહે છે.

આગ્રા પ્રાંત પ્રયાગથી વાવ્યે છે, તે ૨૫૦ માઇલ લાંબો ને ૧૮૦ માઇલ પોહોળો છે. એ પ્રાંતનું દોઆબ પરગણું ઘણું ફળવાન છે. તેમાં ખાંડ, રૂ, ને ગળી ઘણી પેદા થાય છે. આગ્રા, કનોજ, ગોવાલીઅર, ને કાલ્પી એ આગ્રામાં મુખ્ય શેહેરો છે. આગ્રા શેહેર જમનાને કાંઠે છે. એનો કિલ્લો ઘણો મોટો છે.

અયોધ્યા પ્રાંત પ્રયાગની ઉત્તરે છે. એમાં સરયુ અથવા ગોગ્રા અને ગોમતી એ બે મુખ્ય નદીઓ છે, તે ગંગા નદીને મળે છે. ગોમતીને કાંઠે એ પ્રાંતની રાજધાની લખનોર છે. એ શેહેરમાં મસીદ વગેરે મકાનો તથા બાગ સારાસારા છે. લખનોરમાં આશરે ૩ લાખ માણસની વસ્તી છે. એ પ્રાંતમાં ફૈજાબાદ, અયોધ્યા, વગેરે બીજાં પણ શેહેરો છે. તેનું કામ ચીફ કમિશનર ચલાવે છે.

હાલ પંજાબનો નવો ઇલાકો કર્યો છે, તેમાં પંજાબ, મુલતાન, સતલજ કાંઠાના સંસ્થાન, વગેરે છે. દિલ્લી પ્રાંત જે અસલ આગ્રા ઇલાકામાં હતો તેને તેમાંથી કાઢીને એ નવા ઇલાકામાં ઘાલ્યો છે. એ ઇલાકામાં ઘણી નદીઓ છે, તેમાં સતલજ, બીયા, રાવી, ચીનાબ, અને જેહલમ, એ પાંચ મુખ્ય છે. એ સઘળી નદીઓ સિંધુ નદીને મળે છે. એ સિંધુ નદી એ ઇલાકાની

તથા આખા હિંદુસ્તાનની વાવ્ય ખુણાની હદ કહેવાય છે. એ નદીમાં એના મુખથી તે મુલતાનસુધી વહાણ તથા આગબોટ ચાલે છે, તેથી એ ઇલાકાના લોકોને બહુ સુખ છે. પંજાબ પ્રાંતમાં સિખ્ખ લોકોનો નાનકપંથી ધર્મ બહુ ચાલે છે. એ સિખ્ખ લોકો ઘણા જબરા તથા નિમકહલાલ્ છે. મુલતાન પ્રાંત સન ૧૮૪૮ ના સાલમાં અંગ્રેજ સરકારને મળ્યો, અને બીજા પ્રાંત સિખ્ખ લોકોપાસેથી જીતી લીધા. એ ઇલાકામાં લાહોર, મુલતાન, અમૃતશાહર, ભાવલપુર, લુધીઆના, વગેરે શેહેરો છે.

દિલ્લી પ્રાંત આગ્રાની ઉત્તરે છે, તે ૨૪૦ માઇલ લાંબો ને ૨૦૦ માઇલ પોહોળો છે. એ પ્રાંત અને લાહોર પ્રાંતની વચ્ચે સતલજ નદી વેહે છે. નિપાલતરફ કાલી નદી એ પ્રાંતની હદ છે. દિલ્લી શેહેરની ઉત્તરનો અને પૂર્વનો મુલક અંગ્રેજને તાબે છે, અને નૈરૂત ખૂણાનો દેશી રાજાઓને તાબે છે. સતલજ નદીની પાસેનો કેટલોક ભાગ સિખ્ખ સરદારોનો છે. એ પ્રાંતમાં બરેલી જીલ્લો આવ્યો છે તેમાં રોહિલખંડ, ખાનપૂર, ફરકાબાદ, વગેરે છે. દિલ્લી પ્રાંતની રાજધાની દિલ્લી છે. બરેલી, સરહીંદ, મીરત, સાહારનપૂર, અને હિસાર એ મુખ્ય શેહેરો છે. દિલ્લીમાં કમાઉન પ્રાંત પણ હાલ ભેળી દીધો છે. દિલ્લી શેહેર ઘણું મોટું છે, અને ત્યાં ઘણી મસીદો તથા સારી સારી ઇમારતો છે. પણ હમણાં કેટલીક ટૂટી ગઈ છે. રસ્તા ઘણા સાંકડા છે. એ શેહેરથી થોડે છેટે જમના નદી વેહે છે.

---

## પાઠ ૧૩૧. ઉકળતા ને બળતા ઝરા.

વેસ્ટ ઇંડિસમાં બારબેડોસ નામે બેટ છે ત્યાં એક ડોશી રહેતી હતી તે લોકોને ઠગવાને એક ઘણા ભારે ઢોંગ કરતી હતી. પાણીના વેહેતા ઝરાને સળગાવતી ને તેનાપર બળતું બાળતી તેથી પાણી ઉકળતું, તે લોકોને બતાવીને કહેતી કે એતો મારા મંત્રથી થાય છે. કોઈ એક પ્રવાસી એ બેટમાં ફરી આવ્યો છે તે એમ કહે છે કે એક ઠેકાણે અમે ફરતા હતા ત્યાં પાસે નાનું સરખું એક

ઝુંપડું અમે દીઠું, તેમાં એક કાળી ડોશી રહેતી હતી, તે અમને આવતા જોઈને બહાર નીકળી ને કહેવા લાગી, ચાલો, મારી સાથે આવો, હું તમને કંઈ ચમત્કાર બતાવું. અમે તેની પછવાડે ગયા. તે પોતાના હાથમાં તુમડી ને બળતો દીવો લઈને તે ઝરાતરફ ચાલી. ચાલતાં ચાલતાં એક નાના ખાડાઆગળ આવ્યા; ત્યાં પેલી ડોશી ઘૂટણીએ બેઠી ને પગે લાગી. પછી તુમડીવતે તે ખાડામાંનું સંધું પાણી ઉલેચી કાઢીને બળતો કાકડો તેમાં ફેરવ્યો એટલે તેમાં એકાએક ભડકો થયો. થોડીવાર અમે ત્યાં ઉભા રહ્યા એટલે ખાડામાં પાણી ભરાઈ ગયું, ને પાણીપર ઝાંખું બળતું બળવા લાગ્યું. ખાડો છેક પાણીથી ભરાયો ત્યારે બળતું ઓલવાઈ ગયું, અને પાણી નિકોરી વાટે વહેવા લાગ્યું. એ વહેતું પાણી ઉકળતું હોય તેવું દેખાતું હતું.

બીજો માણસ તો કદાપિ ઠગાય, પણ આ મુસાફર તો ભણેલો ખબરદાર હતો તેથી ઠગાયો નહીં. એ ઠેકાણે રાલની ખાંણ હતી, એવું તેને માલમ પડ્યું. એ બળતું રાલનું થતું હતું એ તેની વાસપરથી જણાયું. જ્યારે પાણી ખાડામાંથી કાઢી નાંખે, ત્યારે તે રાલના ઝરણ ફુટે, ને તેને સળગાવે એટલે તે બળે. વળી પાણી ઉકળતું જેવું દેખાતું હતું તે ખરેખરૂં તેવું નહોતું, પણ તળેથી ડામરના ધુમાડાના પરપોટા નીકળતા હતા તેથી પાણી તેવું જણાતું હતું. જેવો આ એક ખાડો દીઠો તેવા બીજા ઘણા હતા, તે સર્વમાં ડામરના અથવા રાલ જેવા પદાર્થના ઝરણ હતા. જમીનમાં જ્યાં ખોદીએ ત્યાં એવુંજ માલમ પડતું. એઉપરથી સેહેજ માની શકાય છે કે એમાં કંઈ પેલી ડોશીનું જાદુ નહોતું, પણ જમીનનો ગુણજ એવો હતો. ઘણે ઠેકાણે ઉના પાણીના કુંડ દીઠામાં આવે છે. તે પણ જમીનનોજ ગુણ છે. સુરતથી ત્રીશ ગાઉપર દેવકી ઉનાઈનો મોટો કુંડ છે તેમાં પાણી એવું ઉનું રહે છે કે તેમાં આંગળી પણ બોળાય નહીં. જ્યારે ચૈત્ર સુદ ૧૫ ને દિવસે ત્યાં મોટી જાત્રા ભરાય છે, ત્યારે લોક કહે છે કે પાણી ન્હાવા જેવું ટાઢું થઈ જાય છે. કપડવંજ પરગણામાં લસુંદરા ગામઆગળ કુંડ છે, તેમાં કેટલાક ટાઢા પાણીનાં, ને કેટલાક ઉનાં પાણીના કુંડ જોડા-

જોડ છે. ગોધરાપાસે પણ એવા કેટલાક કુંડ છે. એ બેમાં ફેર એટલોજ કે લસુંદરાવાળા કુંડોના પાણીમાં ઝાઝો ફેર નથી, પણ ગોધરાપાસેના કુંડ તો ઘણા આશ્ચર્યકારક છે. એક કુંડનાં પાણી એવાં ઉનાં છેકે તેમાં હાથ ન બોળાય, ને તેની પાસેના બીજા કુંડનાં ઘણાં ટાઢાં છે. એ બધાંના કારણ તપાસીએ તો જમીનના ગુણ-સિવાય બીજું કંઈ નહીં જણાય.

---

## પાઠ ૧૩૨. પરચુરણ છપ્પા.

### કુત્સિત કપોત ઉલૂક ગિરા

#### મહા દુઃખવિષે.

મહા દુખ માથે આળ, મહા દુખ માલ ગયાનું;
મહા દુખ અતિ અપમાન, મહા દુખ રોગ થયાનું.
મહા દુખ જાયે[1] નાર, મહા દુખ વેર વઢ્યાનું;
મહા દુખ હારે હોડ, મહા દુખ ઝેર ચડ્યાનું.
વળી મહા દુખ માથે મોતનું, દુખ દેવું ઘર સુત્રનું;
કવિ શામળ કહે મહા દુખ વળી, મોત થાય પ્રિય પુત્રનું.

#### કોણ જીવ્યો?

જગમાં જીવ્યો તેહ, જેણે પરદુખ જઈ કાપ્યાં;
જગમાં જીવ્યો તેહ, જેણે અણભેપદ આપ્યાં.
જગમાં જીંવ્યો તેહ, ખ્યાત ચાલી દશ દિશે;
જગમાં જીંવ્યો તેહ, કૂળ તાર્યું લઘુ વેશે.
જગમાં તો તે નર જીવિયો[2], જશે વિમળ ગુણ જાણિયો[3];
શામળ કહે જીંવ્યો સપૂત જે, પરકાજે દે પ્રાણીઓ.

---

વણરત વરસે મેહ, તેથી ધાન્ય નવ પાકે;
વિના પરાક્રમ પૂર, દેખી દુશ્મન નવ થાકે,

---

[1] જાય. [2] જીંવ્યો. [3] જાણ્યો.

ચોથી પેહેલી વિદ્યાય, ભાવથી નવ જે ભણિયો[1].
માયાજિત મંડાણ, કાનથી કો નવ શુણિયો[2];
અવસર ગયો આવે નહીં, પસ્તાવો ચિતમાં[3] ચડે;
શામળ કહે પ્રથમ પ્રિછે નહીં, વળતી હાથ ઘસવા પડે

## વિનયવિષે.

વિનય તણો વિવેક, સજન[4] સઘળામાં શોભે;
વિનય તણી વિદ્યાય, તેજ સ્થિર થાવર થોભે;
વિનયથકી સૌ લોક, સુજરા આપે મળી ઝાઝા;
વિનયથકી વિખવાદ, કરે ન રંક કે રાજા;
છે વિનયજ મોટો વિશ્વમાં, વિનય ધરમ[5] મારગ[6] વસે,
શામળ વિદ્યા વશિકરણની, વિનયવિષે વાસો વસે.

## કુસંપની વાણીવિષે.

ઇંદ્રવિજય છંદ.

કુત્સિત કાગ કપોતની વાણી, કહે સઘળા કવિઓ અવખાણી,
શ્વાન મહીશ મની અજ શબ્દ, કહે વળી ભ્રષ્ટ કવિ મુખ કાણી;
ગંધર્વ ગીધ ઉલૂક[7] ગિરા[8] જગમાં અપશુકન કરી જન જાણી;
એ સૌ વાદ વથા દલપત્ત કહે બડી ક્રૂર કુસંપની વાણી.

## જીવતરવિષે.

છપ્પા.

રહે શરીરમાં રોગ, વ્યસન આવી કોઈ વળગ્યું;
થયો ન વિદ્યાભ્યાસ, કરજ છૂટે નહીં અળગું;
વસે કુટંબ કુસંપ, કલેશ કામનિ નહીં છાંડે;
પાપી પુત્ર કુપાત્ર, પુત્રી બાળાપણ રાંડે;
અહો નિશ વસવું ઉદ્યમવિના, તૃષ્ણા અધિક અપાર છે;
આ જગમાં એવા પુરૂષના જીવતરને બહુ ધુખ છે

---

૧ ભણ્યો. ૨ સુણ્યો. ૩ ચિત્ત. ૪ સજ્જન. ૫ ધર્મ.
૬ માર્ગ. ૭ ઘુવડ. ૮ વાણી.

રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી;
પાળે પુત્ર વચન, સદાપર આશ નિરાશી;
મધુર વાચ્ય માનની, કરજ શિરપર નહીં કોડી;
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જનશું જોડી;
વળી દિવસ દિવસ વધતો દિસે સંપ કુટંબી વર્ગમાં;
પછી એથકું હું નથી પ્રીછતો સુખ વિશેષ કંઈ સ્વર્ગમાં.

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૧૩૩. વાતાવરણ. ભાગ ૧.

પૃથ્વી સઘળી ગમથી વાએ ઘેરાએલી છે. એ વાના ઘેરને વાતાવરણ કહે છે. અહીંથી ચાલીશ કે પચાશ માઈલ ઉંચેસુધી વાતાવરણ છે.

વા પ્રવાહી છે. માછલાં જેમ પાણીમાં તરે છે તેમ પક્ષી વામાં તરે છે. સમુદ્રમાં જેમ ભરતી ઓટ થાય છે તેમ વાતાવરણમાં પણ થાય છે. વાતાવરણ જાણે એક મોટા વાનો સાગર છે. વામાં ભાર છે તેથી ઉપલો વા નીચલા વાને દાબે છે. એ દબાણથી નીચલો વા જાડો થાય છે. સૌથી હેઠળનો એટલે જમીનનો છેક નજીકનો વા બહુ જાડો છે, તેથી ઊપરનો જરા પાતળો, તેથી ઊપરનો વધારે પાતળો, એમ જેમ જેમ ઉંચે ચડીએ તેમ તેમ વધારે પાતળો હોય છે. પાણીનું પણ એમજ છે; મોટા દરીઆના મથાળાઉપર-ના કરતાં તળીઆનું પાણી બહુ જાડું હોય છે.

આ જગતમાં રહેનારને વા ઘણોજ ઉપયોગી છે. એ મહાચતુર ને પરમદયાળુ પ્રભુનું ડહાપણ ને શક્તિ દેખાડે છે.

પ્રાણી તથા વનસ્પતિ એનાવિના એક ક્ષણ પણ જીવી શકે નહીં. ઘણું કરીને બે પદાર્થોનો વા બનેલો છે. એ પદાર્થોવડે પ્રાણી ને વનસ્પતિ જીવે છે. પ્રાણી શ્વાસોશ્વાસ લે છે, ત્યારે તેમાંનો એક પદાર્થ તેના ફેફસામાં રહે છે ને લોહી જોડે મળે છે, ને બીજો જુદો પડી નાક તથા મોઢાવડે બહાર નીકળે છે. એ પાછો

બહાર નીકળેલા એકલાનોજ જો પ્રાણી શ્વાસ લે તો તરત મરી જાય. એ પ્રાણીને નાશકારક છે પણ વનસ્પતિ તેનો દિવસે શ્વાસ લે છે, ને પ્રાણીને કામનો પદાર્થ શ્વાસવડે બહાર કાઢે છે. રાતે એથી ઉલટું કરે છે, એટલે જે પદાર્થનો પ્રાણી શ્વાસ લે છે તેનો તે પણ લે છે ને પેલો બીજો પદાર્થ બહાર કાઢે છે. માટે આપણા રહેવાના ઓરડામાં દિવસે ઝાડ હોય તે સારૂં પણ રાતે હોય તે ખોટું.

વાવડે સાદ થાય છે ને આપણાથી સંભળાય છે. જો પૃથ્વી-ઉપરથી કોઈ વા લઈ લે તો બધું સૂનકાર થઈ જાય.

વાતાવરણ ગરમી એકઠી કરે છે ને ચોમેર ફેલાવે છે. પૃથ્વી-ના મથાળાથી જેમ ઉંચા ચડીએ છીએ, તેમ પાતળો વા આવે છે, તેથી તેમાં ઓછી ગરમી હોય છે; જેમ વા પાતળો તેમ તેમાં ગરમી ઓછી, એજ કારણથી ઉંચા પહાડોપર ઘણી ટાઢ ને બરફ હોય છે.

વા અજવાળાને પણ ફેલાવે છે, તેથી જ્યાં તડકો નથી પડતો ત્યાં પણ અજવાળું પડે છે, ને દિવસે ઘણાં વાદળાં થયાં હોય તો પણ અજવાળું હોય છે.

---

## પાઠ ૧૩૪. વાતાવરણ. ભાગ ૨.

વાતાવરણના ભારથી પૃથ્વીના મથાળાપર ઘણું દબાણ થાય છે; એનો ભાર એક ચોરસ તસુ જગાપર આશરે સાડીચૌદ શેર હોય છે.

પેહેલું આપણને એમ લાગે કે એ હિસાબે તો આપણને બહુ ભાર લાગવો જોઈએ. પણ વા પ્રવાહી છે ને સઘળી બાજુએ સરખું દબાણ કરે છે તેથી આપણને દાબ્યાને બદલે આધાર આપે છે. એ કારણથી આપણને જરાએ ભાર જણાતો નથી. આપણા શરીરમાં સઘળા ભાગમાં વા છે તે માંહેથી દબાણ કરે છે, ને બહારનો વા ઉપરથી દબાણ કરે છે તેથી આપણને ભાર જણાતો નથી. પાણી પ્રવાહી છે પણ વાકરતાં ભારે છે, પાણીમાં આ-

પણે હલકા લાગીએ છીએ કેમકે તે આપણને ઉચકે છે. વાનું દબાણ જ્યારે ઓછું હોય છે, ત્યારે વરસાદ વરસે છે, કેમકે વરાળને તે ઉચકી શકતો નથી. એવે સમયે આપણે બહુ અકળાઈએ છીએ તેનું કારણ એ કે હવાનું દબાણ ઓછું હોય છે.

અસ્વચ્છ વા, જેવા કે બદ બો વગેરે, સ્વચ્છ વાના કરતાં હલકા હોય છે, તેથી ઉંચા ઉડી જાય છે. જો એમ ન થાય તો બહુ પ્રાણી મરી જાય. કૂવો કે ટાંકુ ઘણા વરસસુધી બંધ રહ્યું હોય તેને ઊઘાડી તુરત તેમાં કોઈ ઉતરે તો તે મરી જાય, કેમકે તેમાં અસ્વચ્છ વા ભરાએલો હોય છે. પણ થોડાક દહાડા ઉઘાડું રહેવા દઈને પછી તેમાં ઉતરે તો ફિકર નહીં, કેમકે તેમાંથી પેલો અસ્વચ્છ વા ઉંચે ઉડી જાય છે, તે તેની જગાએ સારો વા ભરાય છે.

પૃથ્વીઉપરથી પાણી ઉંચે લઈ જવું, ને તેને પાછું પૃથ્વીઉપર લાવવું એ વાતાવરણનું મુખ્ય કામ છે. વામાં ઘણું કરીને કેટલુંક પાણી રહે છે. જેમ એમાં ગરમી વધારે તેમ વધારે પાણી રાખી શકે, તેથી વરાળના રૂપમાં સમુદ્ર, નદીઓ, તળાવ, કૂવા વગેરે સઘળેથી પાણી નિરંતર ઉચું ચડે છે. દરીઆમાં મોટી મોટી નદીઓનું પાણી આવે છે, તોપણ તે પોતાની મરજાદા મૂકી આગળ વધતો નથી, તેનું કારણ એ છે કે તેમાંથી દહાડો રાત બહુજ પાણી વરાળ રૂપે ઉડી જાય છે. પવન વરાળને એકઠી કરે છે તેથી તેના વાદળાં થાય છે, ને જ્યાં પવન લઈ જાય છે ત્યાં જાય છે. વાનું દબાણ ઘણું હોય છે, ત્યાંસુધી એ વાદળાં એ ત્રણ માઈલ ઉંચાં ઉડ્યા કરે છે, ને જ્યારે દબાણ ઓછું થાય છે ત્યારે વરસાદને રૂપે પૃથ્વીઉપર પડે છે. કોઈ કહેશે કે દબાણ વધારે હોય ત્યારે તો વાદળાં દબાઈને નીચે આવે, પણ દબાણનો અર્થ એમ નથી. જ્યારે વા જાડો હોય છે, ત્યારે તે જેમ આપણાપર વધારે દબાણ કરે છે તેમજ એના કરતાં જે હલકી વસ્તુ હોય તેને ઉચકવાનું તેમાં જોર વધારે હોય છે, તેથી વાદળાંને ઉચકી શકે છે.

ગરમ હવામાં વધારે વરાળ રહી શકે છે તેથી જ્યાં તાપ ઘણો પડે છે ત્યાં બહુ વરાળ થાય છે, ને તળાવ વગેરે સુકાઈ જાય છે.

# પાઠ ૧૩૯. યેળ. ભાગ ૧.

એક દહાડો મોતીઓ ને તેનો ભાઈ છોટુ બંને એક વાડઆગળ રમતા હતા એટલામાં મોતીઓ બોલી ઉઠયો, છોટીઆ, જો પેલી બીલી યેળ પેલા રસ્તાઉપર કેવી વેહેલી વેહેલી દોડે છે, સંભાળજે પગ મૂકીને ચગદી ન નાંખીશ. વાહ! તે કેવી ઉતાવળી ઠેકડાબંધ દોડે છે! હું તો જાણે તેનીગમી જોયાજ કરૂં એવું થાય છે. તે આટલી બધી વેહેલી વેહેલી શાવાસ્તે દોડતી હશે તે જણાતું નથી. તો કંઈ જોઇને બીતી હશે. આપણી પેઠે એને પણ આંખો છે જો.

છોટુ—મોતીભાઈ, તમે કહો છો કે તેને આંખો છે. પેલી ઝીણી ગોળ દેખાય છે તે આંખો કે ? તે આપણા જેવી છે કે ?

મોતી—તેણે કરીને તે સારીપેઠે દેખે છે, પણ તે આપણાજ જેવી છે એવું હું કહેતો નથી. આપણી આંખોને પોપચાં છે ને યેળની આંખને નથી. આપણે આપણી આંખના ડોલા જરા ફેરવીએ છીએ, પણ તેની આંખોના ડોલા ફરતા જણાતા નથી. તેની આંખના ડોલા બહાર નિકળી આવેલા હોય છે તેથી તેને ઘણું સારૂં સૂઝે છે.

છોટુ (યેળતરફ જોઇને)—ગરીબ બિચારી યેળ ? તારી આંખને પોપચાં નથી તો શું કરવા આ ધૂળવાળા રસ્તામાં ચાલતી હશે ! તારી આંખમાં ધૂળ જશે તો તું આંધળી નહીં થઈશ?

મોતી— એની આંખમાં ધૂળ જતી નથી. હું તને તેનું કારણ કહું છું. એની આંખઉપર પારદર્શક ચશ્મા જેવી જાડી ચામડી છે, તે આંખનું રક્ષણ કરે છે. પેલી ગાડી આવે છે તે એ યેળને ચગદી નાંખશે, માટે એને ઉચકી લે. આપણીપાસે મૂળાનું પાંદડું હોત તો ઠીક થાત, કેમકે એ મૂળાના પાંદડાંમાં રહેનારી યેળ છે. પણ તે નથી તો ગીલોડીના પાંદડાંપર મૂકું ? આ યેળ એવી ને એવી રહેતી નથી; તેને એક ઠેકાણે રાખી મૂકીને તેની સંભાળ રાખી હોય, તો તે કોઈ દહાડો ખોખું થઈ જાય. એ ખોખું ભમરીઓને રહેવાના ઘરજેવું કઠણ હોય છે. તેને હાથ પગ હોતા નથી, અને તે

કંઈ ખાતુંએ નથી. પણ જરાજરા હાલે છે, તેથી તે જીવતું છે એમ જણાય છે. એ રીતે કોઈ છાયાવાળી જગાએ ઘણાએક દહાડા સુધી રહે એટલે તેનો આકાર બદલાઇને એનું પતંગીઉં થઈ જાય છે. તેને આંખ, પગ, શરીર, ને પીળી લાલ ચળકતી પાંખ થાય છે. એ પાંખોવતી ઉડે અને ઇહાંથી ઇહાં, એક ફૂલઉપરથી બીજાઉપર બેસે ને મધ ચૂસે. મૂળાનાં પાતરાં તેને પેહેલાં બહુ ભાવતાં તેને પછી તે અડતુંજ નથી.

---

## पाठ १३६. येळ. भाग २.



હવે એ પતંગીઆની મૂળથી વાત કહું છું. પેહેલાં તો એમાં જે માદા હોય છે તે ટાંકણીના માથા જેટલું ઇંડું પાંદડાંઉપર મૂકીને ઉડી જાય છે ને પછી તેની કંઈ ફિકર તે રાખતી નથી એ ઇંડા-માંથી યેળ નીકળે છે, તેવીજ તે પેલાં પાંદડાંને ખાવા માંડે છે, કેમકે જે પાંદડાં તેના ખાધામાં આવે તેજ પાંદડાંઉપર તે માદા ઇંડું મૂકે છે પછી જેમ જેમ તે મોટી યતી જાય છે તેમ તેમ તેની ઉપરની ચામડીનું પડ ખરી પડીને બીજું માંહેથી આવે છે. એ પ્રમાણે બધાં પડ ખરી રહયાં એટલે પછી તે ખોખું થઈ જાય છે. એ ખોખામાં માખી કે પતંગીઉં હોય છે તે આપણી આંખે દેખાતું નથી પણ સૂક્ષ્મદર્શકયંત્રવતે દેખાય છે. તેની પાંખ ગુંથાએલી અને શીંગડા માથાઉપર કરચલી વળીને વળગી રહેલાં હોય છે, તથા મોંનો ગોળો વાળીને તે પણ માથાઉપરજ ચોંટેલો રહે છે. ખોખામાં માખી હોય છે તે રોજ વધે છે ને જ્યારે વધી રહે છે.

ત્યારે છેલ્લી ચામડી ખરી પડે છે, અને તેનું પતંગીઉં બનેલું માંહેથી નીકળે છે. યેળનું ખોખું શીપના ઘરજેવું દેખાય છે; તે પેહેલ વેહેલું તો નરમ હોય છે પણ દહાડે દહાડે કઠણ થતું જાય છે.

છોટુ—કાલે બાગમાં મેં દાડમ જેવા પીળા રંગની એક યેળ દીઠી તે બે તસુ લાંબી હતી. તેણે આંબાના થડમાં એક કાણું પાડ્યું હતું. તે જોઇને હું અચરજ પામ્યો. માળી બોલ્યો કે, એ કીડો નજરે પડ્યો તો ઠીક થયું, નહીં તો એ બધું ઝાડ કોરી ખાત, કેમકે એવા કીડા આંબાનાં ઝાડ બહુ ખાઈ ગયા છે.

મોતી—પછી તે કીડાને તેણે શું કર્યું?

છોટુ—તને દેખાડવાને રાખી મૂક્યો છે. મેં તેને મારા હાથમાં લેવા માંડ્યો, પણ તે પાછો વળીને મારો હાથ કરડવા ગયો તેથી મેં વિચાર્યું કે દાબડીમાં ઘાલી મૂક્યો હોય તો ઠીક થાય. પછી મેં તેને દાબડીમાં મૂકીને ઘેર આણ્યો છે. ચાલ હું તને તે બતાવું.

મોતી—આપણે વોસર આવ્યા તો સારૂં થયું, એણે દાબડી કોતરીને અરધેસુધી રસ્તો કર્યો છે.

છોટુ—હું કેવો મુરખ કે પેલું ઝાડ કોતરેલું મને માળીએ દેખાડ્યું, તે જાણતો છતાં પણ મેં એને લાકડાની દાબડીમાં મૂક્યો. લોઢાની દાબડીમાં મૂક્યો હોત તો ઠીક. ભાઈ, હવે એનું પતંગીઉં થઈ જશે કે?

મોતી—કેટલાંકના પતંગીઆં થાય છે ને કેટલાંકના ફૂદાં થાય છે. પતંગીઆં ને ફૂદામાં ફેર છે. પતંગીઆં દહાડે ઉડે છે ને ઝાડ કે ફૂલઉપર બેસે છે; અને ફૂદાં રાતે દીવામાં ઉડીને પડે છે. તે જે જાતની યેળ હોય તે પ્રમાણે થાય છે.

---

## पाठ १३७. बलून एटले विमान.

તાપથી વા તપીને પાતળો થાય છે તેથી તે ઉંચે ચડે છે અને ટાઢો વા જે તેનાકરતાં ભારે છે તે નીચે આવે છે, તેનાપર તે તર્યાં કરે છે. એઉપરથી ઈસવી સન ૧૭૮૩ માં ફ્રાન્સની રાજધાની પારિસ રોહે-

રના રેહેનારા કાગળ બનાવનાર બે ભાઈઓ મોંટગોલફીર કરીને હતા તેમણે શણના લુગડાની એક મોટી કોથળી બનાવી અને તેમાં કાગળનું અસ્તર કર્યું. પછી તેને તળીએ એક મોહડું રાખી ત્યાં તાપવડે તેમાંનો વા પાતળો કર્યો, અને વળતી તે છોડી દીધી તો તે એક માઇલ ઉંચી ચડી. એ કોથળીની નીચે ઘાસનું એક પાંજરૂં બાંધેલું હતું તેમાં એક મેંઢો, એક કુકડો, અને એક બતક ઘાલેલાં હતાં. એની પેહેલાં ભોંયપર ચાલનારાં કોઈ પ્રાણી ઉપર વામાં ચડચાં નહોતાં; વાદળમાં પેહેલવેહેલી મુસાફરી એજ કરી આવ્યાં, પણ એમને કંઈ દુઃખ થયું નહીં. તેપરથી તેજ વરસમાં એક બીજા માણસે બીજી એવીજ જાતની કોથળી બનાવી તેમાં બેસી પંડે ઉપર ચડચો.



એવી કોથળીને અંગ્રેજીમાં બલુન કહે છે. એ કોથળી તથા તેની તળે બેસવાને હોડી હોય છે તે બેનું એકઠું નામ વિમાન પાડીએ તો ચાલે. તાપ રાખ્યાથી એ સળગી ઉઠે, માટે રાબર્ટ નામે એક બીજા શખ્સે એમ તાપ ન રાખતાં તેમાં હૈડ્રોજન નામે વા ભર્યો. એ વા બહુજ હલકો છે, અને તે પાણીમાં લોહું ને ગંધકનું તેલ નાખ્યાથી નીકળે છે. એ રાબર્ટ એવી જાતનો વા વિમાનમાં ભરી ઉંચે વાદળમાં ચડચો, ને આશરે પોણા બે કલાક રહીને પારિસથી સતાવીશ માઇલને છેટે ઉતર્યો. બ્લાંચાર્ડ નામે એક વાદળનો મુસાફર ફ્રાન્સ ને ઇંગ્લાંડવચ્ચે જે દરીઆની ખાડી આવેલી છે તે વિમાનમાં બેસી ઓળંગી ગયો. એ રીતે દરીઓ પેહેલવેહેલો એણેજ ઓળંગ્યો.

ઉંચી જાતના રેશમનાં વિમાન બને છે; તેમાંથી પવન નીકળી ન જાય, માટે તેનાપર રોગાન લગાવે છે, તથા તેઉપર ઝીણી ને મજબૂત જાળ નાંખે છે. એ વિમાનમાં ઉપર ને પાસે એક ઢાંકણું રાખવામાં આવે છે, તે ઉઘાડે એટલે માંહેલો વા બહાર નીકળી જાય ને તે નીચે ઉતરે. એમાં વા ભરવાને એક નળી રાખેલી હોય છે તે વાટે એમાં હૈદ્રોજન ભરાય છે. વિમાનઉપરની જાળના દોરાના છેડા એક નેતરના ચક્રરજોડે બાંધેલા હોય છે. ચક્રરની જોડે રોગાની ચામડે મઢેલી એક નેતરની હલકી હોડી ટાંગેલી હોય છે. કોઈ કોઈ હોડી તો ઘણાં માણસ બેસી શકે એવી મોટી હોય છે: ભારને વાસ્તે તેમાં રેતીની કોથળીઓ પણ રાખે છે. જેમ ઉતરતી વખતે ઉપલું ઢાકણું ઉઘાડીને માંહેલો વા થોડો ઘણો કાઢી નાંખે છે તેમ ચડતી વખતે હોડી માંહેલો ભાર ઓછો કરવો પડે છે. તેટલાસારૂ તેમાં રાખેલી થેલીઓમાંથી ગરજ પડે છે, તેમ કાઢી નાંખતા જાય છે

જે માણસો એવા વિમાનોમાં બેસીને વાદળમાં ફરે છે તેમાંથી ઘણાક પોતાના જીવ ખુએ છે. એમાં બેસી ફરનારાને કેટલીક તરેહની આફતથી બચવાને સારૂ તેની સાથે એક કંતાનનું છત્ર રાખ્યામાં આવે છે. જ્યારે પેલા વિમાનને કંઈ હરકત થાય છે ત્યારે તેમાં બેસનાર પેલું છત્ર ઉઘાડી તે ઝાલી લઈ છુટો પડે છે, એટલે ધીમે ધીમે જમીનતરફ સહી સલામત ઉતરી આવે છે

ગેલુસાક અને બીઓટ નામે બે વખણાએલા ફ્રાંસિસ વિદ્વાનો ઈસવી સન ૧૮૦૪ માં સુમારે ચાર માઈલ ઉંચે ચડ્યા હતા. એટલી ઉંચાઈપર ટાઢ તો એવી લાગી કે શીશામાંની સાહી પણ ઠરી ગઈ. ત્યાંની હવા પણ એટલી પાતળી કે તેમણે પક્ષી ઉડાડ્યું તે ઉડી ન શકતાં પૃથ્વીગમ જાડી હવા આવતાંલગી પથ્થરની પેઠે પડી ગયું.

આ વિમાન જેમ આપણે લઈ જવા ચાહીએ તેમ જાય એવાં હોય તો એટલા બધા ખપમાં આવે કે તેનો પાર નહીં, પણ એ બિચારાં પવનને આશરે છે; જેણીગમનો પવન હોય તેણીગમ

ઘસડાઈ જાય છે. એને આપણી મરજીપ્રમાણે ચલાવવાસારૂ જે જે મેહેનત આજસુધી કરવામાં આવી છે તે બધી ફોકટ ગઈ છે.

---

## पाठ १३८. आप वडाई.

ઘણે વરસે ને ઘણે અનુભવે માણસ પોતાને ઓળખે છે. એથી ઘણું કરીને જુવાન અને મૂર્ખમાં આપવડાઈનો મોટો દોષ હોય છે.

વખતે એવું બને કે આપણી યોગ્યતાકરતાં બીજા આપણે હલકા ગણે, તેવારે સંભારવું કે એ દુઃખ મટાડવું આપણા હાથમાં નથી.

બીજી ઘણી ખરી બાબતમાં એવું છે કે "ફરે તે ચરે;" પોતાનું કામ સારૂં કરવું હોય તો પોતે જાતે કરવું; પણ આ બાબતમાં એથી ઉલટું છે. આપણે મોટા કહેવરાવવાને જેમ વધારે મેહેનત કરીએ તેમ આપણે વધારે હલકા ગણાઈએ. જો મોઢે મોટાઈ માગીશું તો આપણો દાવો તરત તેપરથી ઉઠશે.

જુવાનીઆ જ્યારે ભણતા હોય છે, ત્યારે તેમને મગરૂરી કે આપવડાઈ ઘણી આવે છે; પોતાનું નામ જાહેર કરવાને જ્યાં ત્યાં ઘોચી ઘાલે છે. એથી તેમને ભણાવવાની મતલબ ઉંધી વળે છે, કેમકે તેથી ડાહ્યા ને નમ્ર થયાને ઠેકાણે તેઓ છાલકા ને પતરાજીખોર થાય છે. તેઓ ઘણી વાર ભૂલી જાય છે કે વિદ્યા દેખાડવાને સારૂ નથી, પણ ઉપયોગને કાજે છે; પોતાનું જ્ઞાન દેખાડવાને જે કોઈ ઇચ્છે તો જાણવું કે એનું જ્ઞાન ઉપરચોટીઉં છે, કેમકે "અધુરો ઘડો હોય તેજ છલકાય."

એક અવગુણની પૂઠે બીજા ઘણા અવગુણ લાગેલા હોય છે. જે ડોળ દેખાડવાને ચાહે છે તે અદેખા હોય છે; તેમનાથી બીજાનું જ્ઞાન, ગુણ, કે હર કાંઈ સારૂં ખમાતું નથી, તેથી તેમનામાં કાંઈ ખામી કાઢવાની મેહેનત કર્યા કરે છે.

ઉપર કહ્યું તેમ વડાઈ મોઢે માગી આવતી નથી, પણ સારાં કામ કર્યાથી પોતાની મેળે આવે છે. આપણે તેની પછવાડે દોડવું નહીં, પણ તેને આપણી પૂઠે દોડાવવી. સારા લાયકીનાં કામ કરીશું તો

તેજ આપણું ઘર પૂછતી આવશે, પણ ખોટું ડોળ દેખાડીશું તો તે આપણેથી વેગળી વેગળી નાસશે. સાગનું લાકડું કેવું સારૂં ને ઉપયોગી છે, પણ એજ નઠારી ભોંયમાં ઉગે છે ત્યારે જંગલી રહે છે. એ જંગલી સાગને ગમે એટલો ઓપ ચડાવીએ તોપણ તે સારા સાગ જેવું થાય નહીં, પણ તેને જો માફક જગોમાં વાવીએ તો કામ આવે. તેમજ માણસમાં જે ગુણ કે વડાઈ નથી, તેનું ડોળ દેખાડે તે આવતી નથી. માટે જેવા દેખાવાની ઈચ્છા હોય તેવા ખરેખરા થાઓ. વડાઈ મેળવવાનો ટુંકામાં ટુંકો ને સારામાં સારો માર્ગ એજ છે.

---

## પાઠ ૧૩૯. નર્મ કવિતા.

ક્ષણભંગુર ધ્રુવમંડળ

ક્ષણીક જગત.— દોહરા.

સર્વ મોહ સંસાર છે, ક્ષણભંગુર વણસાડ;
માણસ નિત્ય ઠગાય ને પાપજ કરે અનાડ.

હરખ હાસ, દુખ આંસુ તે ખોટાં ચળકે, વેહ;
સાચ વસ્તુ નહીં અહીં કંઈ, સાચ હરીનો નેહ.

કીર્ત્તીની કલગી તણી તેજી જૂઠી થાય;
રંગ વાદળ સાંજે વળી જલદી જલદી જાય.

પ્રીતિ, આશા, સૂચના, ખરી જાય ખીલતા મોર;
ભૂખર વારો મોતનો, તેનું મોટું જોર.

ભવના ભર દરીઆવિષે તોફાનો બહુ થાય;
તેમાં પામર પ્રાંણીઆ ઘસડાતા સૌ જાય.

દુખીઆરી મુસાફરી, ઘોર અંધારી રાત;
અહીંથી તહીં મોજાંવતી ખાય પછાડી જાત.

બુદ્ધિ કિર્ણે રશીઆમણો તર્કતણો ચળકાટ;
તેજ કંઈ દરશાવતાં ભૂલી પડેલી વાટ

બ્રહ્મ નીતી ને ધર્મ તે, શાંત ધીર નિરધાર;
તેવગર નહીં કાંઈ પણ, સ્થિર ગંભિર જન ધાર,
માટે પામર માનવી, સદ વસ્તુ સંગ રમ;
નિશદિન તેનીજ લગ્નમાં, પાડ જીવને ગમ.

માણસનું માપ.

ધન મોટી મિલકતની કરે બડાઈ જેહ;
નવ સમજે સુખી કંઈ કહીં, દારૂણ દુખીઓ તેહ,
કંચનની રેતી સહીત મોટી નદીઓ વેહ;
તેને વાડે ખેતરે કંચન વરસે મેહ.
પશ્ચિમની લક્ષ્મી સૌ તેપર ત્રૂઠી હોય;
જર જમીન ને જોરથી જુવાન તે જો સોય.
સમૃદ્ધિ આવી છતે કોટી ધનની ફાળ;
મન મોટું નહીં જેહનું, તે તુચ્છ શઠ કંગાળ,
જો ધ્રૂવમંડળને અડું, એવો ઉંચો હોઉં;
રતનાગરને મૂઠીમાં સહજ સમાવી જોઉં.
એમ સર્વને માપું પણ, મુજને માપે મંન;
મારી તુલના મન થકી, સર્વથિ મોટું મંન.
માણસ પરખાય મનથી, કંજૂસ વા ઉદાર;
માણસ પરખાય મનથી, સજ્જન દુરજન ધાર.

---

## पाठ १४०. पृथ्वीनी दर रोज़नी गति. भाग १.

રાતે મેદાનમાં ઉભા રહીને આકાશતરફ આપણે જોઈએ તો તે ગોળ ઘૂમટ જેવું જણાય છે, અને તેમાં પુષ્કળ ઝગઝગતા તારા નજરે પડે છે. વધારે નિહાળીને જોતાં માલમ પડશે કે એ તારાના ઝૂમખાંના જૂદા જૂદા આકાર બાંધવા ચાહીએ તો બંધાઈ શકે. હવે પછી તમે શીખશો કે એ બધાં ઝૂમખાંનાં નામ પાડેલાં છે. એમાં સૌકરતાં સરસ ઉત્તર દિશામાં એક સાત તારાનું ઝૂમખું છે. જોશી લોક તેને સપ્તઋષિ કહે છે, અને સાધારણ લોક વહાણુ કહે છે.

તારાનાં ઝૂમખાંભણી કેટલીક વાર જોયા કરીશું તો માલમ પડશે કે એ માંહેલા તારા તો ખસતા નથી પણ આખાં ઝૂમખાંજ ખસે છે. જો સપ્તઋષીના તારાભણી પેહેલી રાતે જોઈએ અને વળી ત્રણ કલાક પછી બીજી વાર જોઈએ તો માલમ પડશે કે એના સાતે તારા એક બીજાથી પેહેલાં હતા તેજ અંતરે છે, તથા ઝૂમખાનો આકાર પણ તેવો ને તેવોજ છે, પણ સ્થિતિ બદલાઈ છે એટલે સાંજે ઉગમણુતરફ ઝૂમખું હતું તે મધરાતે માથે આવેલું દેખાય છે.

વધારે ધ્યાન આપીને તપાસ કરીશું તો જણાશે કે આકાશના બધા તારા ખસ્યા છે. પણ એને ઉપલાણે પાસે એક તારો છે તે કદી પોતાની જગો બદલતો હોય એવું જણાશે નહીં. ઘણા દહાડાલગી રોજ રાતે જોયા કરશો તો તે એક ઠેકાણે કાયમ છે એવું દેખાશે. એને ધ્રુવનો તારો કહે છે. એ તારાની આસપાસ આકાશનો બધો ઘૂમટ પૂર્વથી પશ્ચિમતરફ ફરતો હોય એવું જણાય છે.

ઘણાં વરસલગી યુરોપખંડના લોક પણ આપણા લોકની પેઠે એમજ ધારતા હતા કે પૃથ્વીની ચોમેર તારા, સૂરજ, વગેરે ફરે છે. પણ જ્યારે વિદ્યાના બળે કરીને ખબર પડતી ગઈ કે તારા પૃથ્વીથી અપાર અંતરે છે, અને સૂરજ પણ ઘણે અંતરે છે, તથા તે પૃથ્વી કરતાં ઘણાંજ મોટાં છે, ત્યારે તે લોકનો નિશ્ચય થયો કે નાની વસ્તુની આસપાસ મોટી વસ્તુ ફરે એ કેવળ ઉલટું છે. ઘણા પાકા શોધપરથી આ નીચે લખેલી વાત સિદ્ધ થઈ છે.

સૂરજ તથા તારા રોજ પૂર્વમાં ઉગીને પશ્ચિમમાં આથમતા દીઠામાં આવે છે તે તેમની ગતિને લીધે નથી, પણ પૃથ્વીની ગતિને લીધે છે—ભ્રમે કરીને ઉલટું દેખાય છે. જેમ આપણે વહાણમાં બેસીને ઉતાવળા જતા હોઈએ તો કાંઠાપરની જગ્યા કે બીજાં લાંગરેલાં વહાણ ઝપાટાબંધ ચાલતાં જણાય છે તેવું એ છે. કોઈ માણસ પોતે ચક્કર ચક્કર ફરે તો તેને ઘર વગેરે બીજાં ફરતાં જણાય છે, એવું એ છે. પૃથ્વી રોજ પશ્ચિમથી પૂર્વ ભણી ચોવીશ કલાકમાં ફરી રહે છે, તેથી સૂરજ ને તારા પૂર્વથી પશ્ચિમ ભણી જતા હોય એવું દેખાય છે.

## પાઠ ૧૪૧. પૃથ્વીની દરરોજની ગતિ. ભાગ ૨.

એવિષે જરા વધારે સમજ પડવાને સારૂ એક ગોળાનો દાખલો લઈએ. તમે પછવાડે શીખી તો ગયા કે પૃથ્વી ગોળ દડાજેવી છે. એક દડાને વચમાંથી આરપાર સળી ઘોચીને તેવતી ઝાલીને દીવાઆગળ ધરશો તો માલમ પડશે કે એ દડાના અરધા ભાગઉપર અજવાળું ને અરધાઉપર અંધારૂં રહે છે. પછી જેમ જેમ એ દડાને સળીઉપર ફેરવતા જશો તેમ તેમ અંધારાનો ભાગ અજવાળામાં આવતો અને અજવાળાનો અંધારામાં જતો જણાશે; એપ્રમાણે આખો દડો સળીપર એક ફેરો ફરી રહેશે તેટલામાં દડાના દરેક ભાગપર અંધારૂં ને અજવાળું એકવાર આવી જશે.

પૃથ્વીપર પણ એમજ થાય છે. જેમ સળીના બે છેડાપર દડો ફરે છે તેમ પૃથ્વી જે બે બિંદુપર ફરે છે તેને ઉત્તર ને દક્ષિણ ધ્રુવ કહે છે. પૃથ્વીનો જે ભાગ સૂરજતરફ હોય છે ત્યાં દહાડો, અને બીજો જે ભાગ સૂરજતરફ નથી ત્યાં રાત હોય છે. પૃથ્વી જેમ જેમ ફરતી જાય છે, તેમ તેમ તેપરના રેહેવાશીને સૂરજ ફરતો જણાય છે. પ્રથમ તે સૂરજને પૂર્વમાં ઉગતો દેખે છે, પછી જેમ પૃથ્વી તેમને સાથે લઈને ફરતી જાય છે તેમ સૂરજ ઉંચો આવતો તેમને જણાય છે. છેક બપોરે તે માથે આવેલો દેખાય છે. ત્યારકેડે પશ્ચિમગમ નમતો જણાય છે, કેમકે પૃથ્વીના જે ભાગપર તે માણસ ઉભેલો છે તે પૂર્વગમ છેક નમી જાય છે. એમ કરતાં કરતાં તે છેક જતો રહે છે. સૂરજ દેખાતો નથી ને અંધારૂં થાય છે એટલે રાતે તારા દીઠામાં આવે છે. તે પણ આથમી જઈને પાછો સૂરજ દેખાય છે, એટલે સવાર પડે છે. એ રીતે રોજ થયા કરે છે તે પૃથ્વીની ગતિને લીધે થાય છે.

આકાશમાં તારા તો બધે હોય છે, પણ દહાડે સૂરજના અજવાળાઆગળ તે ઢંકાઈ જાય છે, તેથી દેખાતા નથી. જેમ અંધારી રાતે જેટલા તારા દેખાય છે તેટલા ચાંદરણી રાતે દેખાતા નથી, કેમ કે

ચંદ્રના અજવાળામાં ઢંકાઈ જાય છે, તેમજ દિવસે સૂરજના તેજથી તારા ઢંકાએલા રહે છે તેથી માલમ પડતા નથી. જો ઉંડા ખાડાને તળીએ ઉભા રહીને તમે આકાશભણી જુઓ તો દહાડે પણ કેટલાક તારા દેખાશે, કેમકે ત્યાં ખાડામાં ઘણે ઉંડેલગી સૂરજનું અજવાળું પહોંચી શકતું નથી. એપરથી સમજાય છે કે દહાડે તારા હોતા નથી એ માનવું ખીલકૂલ ખોટું છે

---

## પાઠ ૧૪૨. जाणवाजोग बाबतो· भाग १·

વામાં અવાજ અઢી પળમાં ૩૪૨૩૦ ગજ ચાલે છે; એટલે જ્યાં અવાજ થાય ત્યાંથી આપણે એટલે છેટે ઉભા હોઈએ, તો તે સાંભળતાં એટલી વાર લાગે. પાણીમાં ૫૫૦૦ ગજ, પોલાદમાં ૮૫૦૦ ગજ, ને કાચમાં ૯૦૦૦ ગજ અઢી પળમાં અવાજ જાય છે. એની સમજ એવી કે લોઢાનું પતરૂં કે કાચનો તખતો એટલો લાંબો હોય ને તેના એક છેડાપર કંઈ અવાજ થાય તો તે બીજા નાકાપર પહોંચવાને એટલી વાર લાગે છે.

વાદળાં આપણાથી ઘણાંમાં ઘણાં સાત ગાઉ ઉંચાં હોય છે. વાકરતાં પાણી ૮૧૬ ગણું ભારે છે.

એક ચોરસ ગજ જગાઉપર એટલે ગજ લાંબી ને ગજ પોહોળી જગાપર, વાનો ભાર પોણી અગીઆર ખાંડી છે, ત્યારે એપ્રમાણે સાધારણ કદના માણસપર વાનો પોણી આડત્રીશ ખાંડીનો ભાર થવો જોઈએ.

તાપથી વા એટલો તો પસરે છે કે અસલ જેટલી જગા રોકી હોય તેકરતાં છસેં ગણી વધારે જગા રોકે છે. ઘણીએક વસ્તુના રસ ટાઢા પડે છે, ને ઠરી જાય છે ત્યારે તેનું મહત્વ અસલકરતાં નાનું થાય છે, પણ પાણી ઠરી જાય છે ત્યારે તેનું કદ ઘટવાને બદલે ઉલટું વધે છે, ને ફૂલે છે. સારાં મજબૂત તાંબાના વાસણમાં પાણી

ભરીને પછી તેને ઠરવા દઈએ તો તેનું કદ ફૂલતાં એટલું તો જોર થાય છે કે તે વાસણ ભાગી જાય છે. એ જોર અજમાએશથી છત્રીશ ખાંડી જેટલું ગણાયું છે.

પાણી ઠરતી વખ્ત જેમ ફૂલે છે તેમ તાપ લાગ્યાથી પણ ફૂલે છે, એટલે સારી પેઠે ઉકળીને તેમાંથી બાફ નીકળે એવું ગરમ કરીએ ત્યારે ૧૮૦૦ ગણું વધે છે. એક ઘન તસુ જગામાં, એટલે તસુ લાંબી, તસુ પોહોળી, ને તસુ ઉંડી એવી જગામાં પાણી જેટલું રહે તેને સારીપેઠે પૈસા પડે એવું ઉકાળેથી તેના વરાળ થાય તો તેને રહેવાને ૧૮૦૦ ગણી મોટી જગા જોઈએ.

તુર્કસ્તાનના જુડિઆ પ્રાંતમાં ડેડસી નામે સરોવર છે તેમાં એટલું તો મીઠું છે કે સો મણ પાણીમાંથી ૪૫ મણ મીઠું નીકળે છે.

---

## પાઠ ૧૪૩. જાણવાજોગ બાબતો. ભાગ ૨.

જેમ જમીનની અંદર ખોદીએ તેમ ગરમી વધારે માલમ પડે છે. અદગજે એક અંશ વધારે ગરમી માલમ પડે છે. તે હિસાબે ચાળીશ ગાઉ નીચે ખોદીએ તો ત્યાં એટલો તાપ લાગે કે આ દુનીઆમાં જે કાંઈ ચીજ આપણા જોવામાં આવે છે તે ટકી શકે નહીં, બળીને રાખ થઈ જાય.

એક ઘન તસુ જગામાં જેટલો બંદુકનો દારૂ રહે છે તેને સળગાવે તો તે આસરે સાડી ઓગણીશ ખાંડી બોજો ઉડાડી દે છે. વરસાદ એક પળમાં ૪૦૮ ગજ પડે છે, પણ કરાં એટલીજ વારમાં ૧૩૫૬ ગજ પડે છે.

અજવાળું એક પળમાં અડતાલીશ લાખ માઈલ એટલે બત્રીસ લાખ ગાઉ ચાલે છે. વીજળી પણ તેટલીજ ઝડપથી દોડે છે. વીશ કોશને છેટે જો ગર્જના થતી હોય તો તે આપણે સાંભળી શકીએ છીએ. ઝરાના અથવા કૂવાના પાણીકરતાં વરસાદના પાણીમાં ઘણા જીવજંત હોય છે. નદીના પાણીનો ગુણ હર મહીને

બહલાય છે. કાસ્પિઅન સમુદ્રઆગળ જે ધૂમર વરસે છે તેમાં એટલો તો ખાર હોય છે કે કપડાપર મીઠાના દાણા છવાઈ રહે છે.

આપણા દરએક પગ ને હાથમધે ત્રીશ હાડકાં છે; તેમ ગણતાં બેઉ હાથ પગમાં ૧૨૦ હાડકાં થયાં. એવિના શરીરનાં બાજા ભાગમાં ૧૨૬ હાડકાં છે, ત્યારે બધાં મળીને આપણા આખા શરીરમાં ૨૪૬ હાડકાં છે. ચસ્ચાર મિનિટે હૃદયમાંથી આખા શરીરમાં ૩૦ શેર એટલે પોણો મણ લોહી ફરી વળે છે. તાજા મડદાંને તોલી જોયું તો ત્રણ મણ ભારે થયું, પણ ખૂબ સુકાવા દીધાપછી વજન કીધું તો બાર શેર થયું, તેપરથી માલમ પડે છે કે અઢી મણ ને આઠ શેર વજનની ચીજ શરીરમાંથી જતી રહી.

દુનીઆમાં બધી મળીને ૮૬૦ જુદી જુદી ભાષાઓ બોલાય છે, તેમાં ૫૩ યુરોપમાં, ૧૧૪ આફ્રિકામાં, ૧૫૩ એશિઆમાં, ૪૨૩ અમેરિકામાં, અને ૧૧૭ પોલીનીશિઆમાં બોલાય છે.

---

## पाठ १४४. बेहेरा आदमीने सांभळतां करवानी कळा.

આદમી બેહેરાં થવાનું મૂળ કારણ.—કાનમાંહેલી બે હાડકીની ઉપર ઢોલની પેઠે ચામડી ખૂબ સફાઈબંધ વળગાવેલી હોય છે, અને તેમાં જરા પણ કરચલી કે ખોળ હોતી નથી. એ ચામડી પર જ્યારે અવાજ અથડાય છે ત્યારે આપણને તેનું જ્ઞાન થાય છે. જ્યારે એ ઢોલ ફાટે છે ત્યારે તેનાપર અવાજ અથડાતો નથી ને તે સાંભળવામાં પણ આવતો નથી. કાનમાં કંઈ દરદ થઇને તેમાંથી ચીકણી ચીજ વેહે છે, તે એ ચામડીને લાગે છે, તેથી તે કોહીને તતડે છે ને પછી તેમાં ફાટ પડે છે, એટલે આદમી બેહેરૂં થાય છે. એક અંગ્રેજ દાકતરે એવો શોધ કર્યો છે કે બેહેરા આદમીનો કાન ગરમ પાણીની પીચકારીવતે ધોઈ નાંખ્યો હોય તો તેને જરાતરા સંભળાય છે, પણ થોડી વારમાં તે પાછો જેવો ને

તેવો થઈ જાય છે. એવું થવાનું કારણ શું, તેની તેણે તપાસ કરી ત્યારે તેને માલમ પડ્યું કે પીચકારી મારતાં એકાદ પરપોટો પેલા ઢોળઉપર લાગી રહે છે, તેથી તે આખો જેવો થઈ જાય છે ને સંભળાય છે, પણ તે પરપોટો ફૂટી જાય છે એટલે પાછું જેવું હતું તેવું થાય છે. એપરથી તેને એવું સૂઝ્યું કે જો એ ઢોળપર રબરનું પડ મૂક્યું હોય, તો બેહેરા માણસને સાંભળવાને કંઈ અડચણ પડે નહીં. પછી એઉપર વિચાર ને અજમાયશ કરતાં નીચે લખેલી યુક્તિ માલમ પડી.

ગટાપરકા કરીને રબરજેવી એક જણસ થાય છે, તેનો કકડો કાનના ઢોળના આકાર જેવો કાતરવો, પછી તેની કોરઆગળથી એક બારીક રૂપાનો તાર ચોંટાડવો. તે તાર એટલો તો લાંબો રાખવો કે કાનના ઢોળસુધી પહોંચે, ને કાનની બહાર કંઈ પણ દેખાય નહીં. પછી તે કાનમાં ઉતારવું. કાનમાં ઉતારતી વખતે તેમાં સારૂં અજવાળું પડવું જોઈએ. જરૂર પડે તો પીચકારી મારી કાન પ્રથમ ધોવો, અને પછી તે તાર ઉતારી ઢોલઉપર ગટાપરકાનો કકડો પલાળી મૂકી દેવો. એ કકડો જ્યારે કાનના ઢોળપર જઈને અથડાય છે, ત્યારે માંહેનો વા દબાયાથી જરા અવાજ થાય છે, ને તે બહાર નીકળી જાય છે તેથી, તથા પેલા કટકાને અંદર પેસતાં અટકાવ થાય છે તેથી માલમ પડે છે કે તેને વધારે અંદર ઘાલવો નહીં. જો ઘાલશે તો તેનો કાન દુખાશે ને કોઈ બોલશે તે સંભળાશે નહીં.

કેટલાક જણ બીજી યુક્તિ એવી કરે છે કે પોતાની પાસે ભુંગળાં રાખે છે, ને પછી કોઈને બોલતાં સાંભળવું હોય છે ત્યારે ભુંગળું કાનમાં ઘાલે છે એટલે તરત સંભળાય છે. એ ભુંગળાનો આકાર વાંકો રણશીંગાજેવો હોય છે. તે એક છેડેથી પાતળું ને બીજી તરફથી પોહોળું હોય છે. પાતળો ભાગ કાનના વેહેમાં મૂકે છે, તેથી અવાજ બધો એકઠો થઈને તે બારીક વેહેવાટે સરશુદ્ધ કાનમાં ચાલ્યો જાય છે તેથી સંભળાય છે.

---

## પાઠ ૧૪૯. ગુજરાતી ભાષા.

દેશ દેશનીજ ભાષાઓ જૂદી જૂદી હોય એવો કંઈ મેલ નથી. હિંદુસ્તાન, ઈરાન, આર્બસ્તાન, ઇંગ્લાંડ, વગેરે જૂદા જૂદા મુલકની બોલીઓ જૂદી હોય છે, એટલુંજ નહીં, પણ એ દેશના પ્રાંતોની ભાષામાં પણ ફેર પડે છે; જેમ, ભરતખંડમાં ગુજરાત, દક્ષિણ, કર્ણાટક, બંગાલા, વગેરે, પ્રાંતોની બોલીઓમાં ફેર છે. દેશના પ્રાંતોની વાત તો એક કોરે મૂકો, એકજ પ્રાંતના લોક પણ કેવી જૂદી જૂદી બોલી બોલે છે તેનો વિચાર કરો. આપણામાં કહેવત છે કે, "બાર ગાઉએ બોલી બદલાય." તે તપાશી જોતાં ખરી માલમ પડે છે. જુઓ કે ગુજરાતના દક્ષિણ છેડાભણી લોક જે બોલે છે, તેમાં અને એજ પ્રાંતના મધ્યભાગના લોક બોલે છે તે બેમાં કેટલો તફાવત પડે છે? ઘણા ઝીણા ભેદોવિશે વાત ન કરતાં ઉપર ઉપરથીજ વિચારીએ તો ગુજરાતમાં ત્રણ મોટા ભેદ માલમ પડે છે; એક તો ગુજરાતનો દક્ષિણ છેડો એટલે સુરતજીલ્લો ને તેને લગતો પ્રાંત ભરૂચસુધી; બીજો, મધ્ય ભાગ એટલે નર્મદાથી તે સાબરમતીસુધી; અને ત્રીજો ભેદ પશ્ચીમ ગુજરાત અથવા કાઠિઆવાડ તથા ઉતર ગુજરાત. એ ત્રણે ભાગમાં રહેનારા લોકોની બોલી સરખાવી જોશો તો જણાશે કે તેમાં ફેર છે. દક્ષિણ ભાગના લોક શ ને ઠેકાણે બધે સજ વાવરે છે. શું કરે છે તેને બદલે સું કરે છે; શાવાસ્તેને સાવાસ્તે બોલે છે. ઘણાક શબ્દમાં પણ ફેર છે; મધ્ય ગુજરાતના લોકો ભાઈડો કહે છે, તેને સુરતતરફ માટીડો કહે છે. વળી વ્યાકરણના નિયમમાં પણ કેટલેક ઠેકાણે તફાવત પડે છે; અમદાવાદભણીના લોક કહેશે કે, કરીશમાં, ને સુરત ભાગના લોક કહેશે કે, કરતો ના. એ જીલ્લાના ગામડાના લોક તો છેક નઠારૂં બોલે છે, જેમ કે, આમ કરશ તો હું તને મારી નાંખીશ, તેને ઠેકાણે કહેશે કે, આમ કરહે તો મારી લાખ્યા; ક્યાં ગયો હતો, તેને બદલે કીહાં ગયો થો. વળી કોળી વગેરે લોક સ ને ઠેકાણે છ બોલે છે; સાહેબને બદલે છાબ.

મધ્ય ગુજરાતમાં તથા કાઠિઆવાડમાં કેટલાક લોકને ક, ખ, ગ, ઘ, અક્ષરને ઠેકાણે ચ, છ, જ, ઝ, બોલવાની ચાલ છે, ને વખતે તેથી ઉલટું કરે છે. તેના દાખલા—ક્યાં જાઓ છો, તેને ચ્યાં જાઓ છો, એતરે, ને છેતરે, છેટે, ને ખેટે, કેમ છે, ને ચેમ સે. હું તો પાદરે ગયો હતો, તેને ઠેકાણે હું તો પાદરે જ્યોતો. ઘી ખા ને ઝી ખા, હું જાઉં છું ને હું જાછ, વગેરે. વળી ચરોતરના અને સુરતના લોકની બોલીમાં એક મોટો ફેર છે. સુરતમાં પીપલો, લીમડો, મીઠું, બોલે છે, પણ ચરોતરમાં જે અનુનાસીકને દીર્ઘ ઈ હોય, અથવા તેની પાસે અનુનાસીક હોય, તેને નીચેપ્રમાણે એ લગાડીને બોલે છે. પેંપલો, લેમડો, મેઠું, હેંડ, વગેરે. એમજ રામ, નામ, વગેરે શબ્દોને રોમ, નોમ, કરીને બોલે છે. આ ગામની પાસે પીપલાનું ઝાડ છે, તે તમે દીઠું, એ વાક્ય ચરોતરમાંના લોક આપ્રમાણે બોલશે ; આ ગોમના પડખામાં પેંપલાનું ઝાડ છે, તે દેખ્યું. એવિના બીજા ઘણા ભેદ છે.

એજ રીતે કાઠિઆવાડના લોકમાં દિવસ, ચાલો, કાકી, વગેરેને ઠેકાણે. દી, હાલો, કાચી કરીને બોલવાનો ચાલ છે. આઉપર જે ભેદ લખ્યા છે, તેવીના બીજા ઘણા છે, પણ એપરથી આપણે શીખામણ એટલીજ લેવાની કે અશુદ્ધ બોલવાની ટેવ પાડવી નહીં. વળી કોઈ અભણ એવું બોલે તો તેને હસવું નહીં, પણ ધીરે રહીને તેની ભૂલ બતાવીને સુધારવી.

ખરૂં શું, અને ખોટું શું, તેનો વિચાર સારી ચોપડીઓ વાંચી તથા શબ્દના મૂળઉપર નજર રાખીને કરવો, અને તેપ્રમાણે બોલવું.

---

## पाठ १४६. हिंदुस्तानमां वखणाएली वस्तुओविषे.

દોહરો.

દેશાટણ કરી દેખશો ભલી જણસ બહુ ભાત ;<br>પંથ પધારી પ્રથમ તો જઈ જોજો ગુજરાત.

## હરિગીત છંદ.

રંગીઆમણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો;
ઘરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ આણજો;
અતળશ અને મૂલદાર મશરૂ માલ ખેસ મંગાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

પછિ પંથ પેથાપૂરભણી જાત્રાળુ જન જે જાય છે,
ત્યાં બાંધણીની સાડીઓ બંદુક બહુ વખણાય છે;
તે દેશથી સંદેસડો જન કોઈ સાથે કહાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

વિસલનગર વિશ્રામ કરશો પાત્ર ત્યાં પીતળતણાં,
વખણાય હળદર હેમ જેવી ઘાટ ચીર ઝૂલ ઘણાં;
પછી પાટણે જઇને પટોલાં રંગદાર રખાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

શમશેર તો સીરોઇની પ્રતિમા ભલી ડુંગરપરી,
આવતાં જાજો આત્રસુંબે ત્યાં છરા લોઢી છરી;
વળી કપડવંજી કાચ સાબુ રહિ સમીપ રચાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

કાઠીઆવાડી કાંબિ ઝાલાવાડી રૂડાં ઝૂમણાં,
ખંભાતની ભલિ સુત્રફેણી, જમણ તો સુરત તણાં;
બહુ પાપડી ને સાકડી બરફી લક્ષ દઇને લાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

નાશકતણાં જળપાત્ર નિર્મળ પાન પુને સાંપડે,
બુરાનપરી શેલાં સરસ, પણ પેંઠણી પાઘડી ચડે;
શુભ શાલ તો કાશ્મિરની એ તો જરૂર આણાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

કાશી તણા લોટા પિતાંબર, અફીણ છાયલ માળવી,
પણ ધોતી જોડા નાગપરી જઈ લાવજો જોઈ જાળવી;
બહુ ખાંડ બંગાળે બને પણ લઈ હિસાબ પતાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો.

ધોળેરી રૂ ધોળું ભલું, ઘઉં તો ભલા છે ભાલમાં,
ગજદંત સિંહલ દ્વીપ, મુંબઈ હેમની છે હાલમાં;
નાણાતણી જોઈ ટંકશાલ સભાવિશે સિધાવજો,
વળી ઘરદિશે વરસાદ પેહેલાં આપ વેહેલા આવજો

દોહરા.

મથુરામાં પેંડા મળે. જુઓ ચિત્ર જયપૂર;
ઘોડા તો કછી ઘણા, પ્રેમ પમાડે ઉર.
જામનગરનું જઈ જુઓ કંકુ સોર કામ;
વાગડામાં મગ બાજરી દીઠી દલપતરામ

---

## पाठ १४७. व्हेल नामे जळचर प्राणी. भाग १.

વ્હેલ માછલું નથી, પણ લોક તેને માછલું કહે છે, કેમકે તે પાણી- માં રહે છે ને તેનું શરીર કેટલીક વાતમાં માછલાના જેવું છે પણ એ એમાં તફાવત છે. વ્હેલનું લોહી ઉનું હોય છે, ને પોતાના બચ્ચાંને



ધવરાવીને ઉછેરે છે, અને ફેફસાંવતે દમ લે છે; માછલાનું લોહી તો ટાઢું હોય છે, ને તેની કોટે ઝાલર જેવું હોય છે તેવતે શ્વાસ લે છે,.તથા તે ઇંડાં મુકે છે તેમાંથી બચ્ચાં નીકળે છે. જે પ્રાણી સમુદ્રમાં વસે- છે તેમાં વ્હેલના જેવું એકે ઉપયોગી નથી. સૌથી મોટું વ્હેલ ૫૦-૬૦ ગજ લાંબું થાય છે, પણ ગ્રીનલાંડનાં વ્હેલ એટલાં મોટાં થતાં નથી. તે ૩૦ ગજ લાંબા, ને ૨૦ ગજની દોરીજેટલાં શરીરવાળાં થાય છે. તેનું માથું બહુ મોટું, તથા તેના મોંની ફાટ ૭-૮ ગજ લાંબી ને ૩-૪ ગજ પોહોળી હોય છે. વળી તેનું મોં એવડું મોટું છે કે ૫-૬ ગજનો વાંસ ઉભો ને ઉભો તેમાં મૂકીએ તો પેસી શકે છે. એના મોંમાં દાંત નથી પણ દાંતને ઠેકાણે ઉપલા જડબામાં સીંગડાની સેંકડો ચીપો હોય છે ને તે શીંગડાંને વાળની

ઝાલર હોય છે, તેથી મોંમાં ચાળણીજેવું થઈ રહે છે. એ ચાળણીજેવામાં દરીઆનું પાણી લઇને પોતાનો ખોરાક ગાળી ગાળીને ઉતારે છે, કેમકે એ જનાવર મોટું છે તો પણ તેના ગળાની નળી ઘણી સાંકડી છે, તેથી તેમાંથી મોટી જણસ કે જનાવર ઉતરે નહીં. એ જનાવર નાનાં સૂરજમુખી ફુલજેવડાં પ્રાણી ખાઈને જીવે છે. એવાં નાનાં માછલાં ઉત્તર સમુદ્રમાં ઘણાં થાય છે. એ ભૂખ્યું થાય છે ત્યારે પોતાનું મોં વહું રાખીને પાણીમાં તરે છે, તે મોંમાં પાણી લે છે, તેમાં એ નાનાં માછલાં જાય છે. પેલાં શીગડાં તથા ઝાલરને લીધે પાણી પાછું નીકળી જાય છે, ને માછલાં મોંમાં રહે છે.

વિલાયતી છત્રીમાં શીંગડાની ચીપો તથા સળીઓ હોય છે તે એ શીંગડાની બને છે. એસિવાય વ્હેલમાંથી બહુ તેલ નીકળે છે, તે બાળવામાં ને મીણબત્તી કરવામાં કામ લાગે છે. વ્હેલના આખા શરીરમાં ચરબીનાં પડ ૧૦-૨૦ તશુ પોહોળાં હોય છે તેમાં એ તેલ રહે છે. એ તેલ સંચાઓમાં તથા મોટાં મોટાં કારખાનાંમાં બહુ ખપે છે. એક વ્હેલમાંથી ૧૨૦૦ મણ તેલ નીકળે છે.

---

## पाठ १४८. व्हेल नामे जळचर प्राणी. भाग २.

સ્પર્મ વ્હેલ કરીને વ્હેલની એક જાત થાય છે, તેનું માથું ચોરસ હોય છે તેથી તે મોટી પેટીના જેવું દેખાય છે, અને ખરેખાત તે પેટારા જેવું છે, તો પણ ઘણું હલકું છે. એ વ્હેલના માથામાં મોટા દરો છે, તેમાં ચોખ્ખું તેલ હોય છે. તે જ્યારે એ જનાવર મરી જાય છે ત્યારે ટાઢું પડી જાય છે. એ



તેલ સારી જાતની મીણબત્તીઓ તથા મલમ બનાવવામાં ઘણું ઉપયોગી પડે છે. એ પેટીમાં આશરે ૧૦૦ મણ તેલ રહે છે, અને એ વિના માથાના બીજા ભાગમાંથી પણ ઘણુંક નીકળે છે; એ-

ઉપરથી માંથું કેવડું મોટું હશે તેનો ખ્યાલ સહજ આવશે. એ તેલ-વાસ્તે સેંકડો વહાણ એ વ્હેલને મારવાને વરસો વરસ લાગેલાં હોય છે. તેનો વેપારજ એ. પણ એ કામમાં બહુ મેહેનત પડે છે, અને જીવનું જોખમ બહુ છે. એ સ્પર્મ વ્હેલને ગ્રીનલાંડ વ્હેલની પેઠે મોંમાં શીંગડાં નથી હોતાં પણ તેને બદલે નીચલાં જડબામાં દાંત હોય છે.

વ્હેલ સ્વભાવે નરમ છે. તે કોઇને દુઃખ દેતું નથી, પણ જ્યારે તેના ઉપર સંકટ આવી પડે છે, ત્યારે તે સામું થાય છે, અને તે વેળાએ સામેના શત્રુને તેના મોટા શરીરને લીધે બહુ બીઆમણું લાગે છે. એને મારવાને તેઓ ભાલા રાખે છે. એ ભાલાને ઘણાએક વામનું લાંબું દોરડું બાંધે છે. વ્હેલને ભાલો પોતાના શરીરે લાગેલો માલમ પડે છે કે તરત બુડકી મારીને ઉંડા પાણીમાં જતું રહે છે, તેથી પેલું દોરડું ઘણા જોરભેર ખેંચાય છે. એ દોરડું મછવાપર એક ગરગડીમાં પોરવેલું હોય છે, કેમકે મછવાસાથે ઘસાઇને દોરડું ખેંચાય તો ઘસારાથી તૂટી જાય અથવા તણખો પડીને આગ લાગે. જ્યારે ગરગડીમાંથી દોરડું ખશી જાય છે, ત્યારે ઘણીક વખત એવું થાય છે. ઘણીક વખત વ્હેલ એટલું ઉંડું અથવા મછવાથી એટલું દુર જાય છે કે જેટલું દોરડું હોય તેટલું બધું ખપી જાય છે. એવે સમે સાંધવાને બીજું દોરડું ન હોય, તો માછીઓ તરત પેલું દોરડું કાપી નાંખે, નહીં તો તે મછવો ઉંડા પાણીમાં ખેંચાઇને ડૂબી જાય. જો દોરડું કાપવું ન પડે તો તે બિચારૂં વ્હેલ છેલ્લે પકડાય છે. વ્હેલ ઘણા કલાકસુધી પાણીમાં રહી શકે છે, પણ તેને વાનો શ્વાસ લેવો જોઇએ તેથી છેલ્લે ઉપર આવવું પડે છે. તે ઉપર આવ્યું એટલે માછીઓ તકાવી રહ્યા હોય તે બીજા ભાલા મારે છે. એરીતે ઘણાક ભાલા પડે છે ને બહુ લોહી નીકળે છે, ત્યારે તેનાથી બૂડકી મરાતી નથી ને પકડાઈ જાય છે. એ મરતી વખતે પૂછડીના એવા પછાડા મારે છે કે વખતે તેથી મછવો ને માણસ સૌના કડકે કડકા કરી નાંખે છે ને વાંસ વાંસપૂર ઉંચું પાણી ઉડાડે છે. વ્હેલની માદાને બચ્ચાંની ઉપર બહુજ માયા હોય છે. બાર પંદર મહિનાનાં થાય છે

ત્યાંસુધી તેમને માદા પોતાથી વીલાં મૂકતી નથી. જો એકાદને બ્ર્ચ
એમ લાગે, તો તેને તે પોતાની સોડમાં ઘાલી દે, ને તેમાંથી ભાલો
કાઢવાને બહુજ પછાડા મારે. તેમ કરતી વખતે પોતાને જખમ
લાગે છે, તો તેની કાંઈ દરકાર રાખતી નથી. એવી રીતે કોઈ કોઈ
વાર મા ને બચ્ચું બંને પકડાઈ જાય છે.

---

## पाठ १४९. त्रण तालुकदार. भाग १.

આશાપૂર કરીને કોઈ તાલુકદારનું ગામ હતું. તેમાં તે તાલુકદાર
રહેતો હતો. ત્યાં તેની એક નાની સરખી જૂની ગઢી હતી, તેમાં
તેના સિપાઈ રહેતા તથા ગાડી ઘોડા બંધાતા. એ ગઢીની પાસે
એક હવેલી હતી, તેમાં પોતે રહેતો. તે ગામ ઝાઝું મોટું નહોતું, ને
ત્યાંના સર્વ રહેવાશીને પોતાના ભરણ પોષણને કાજે એ તાલુકદારનો
આશારો હતો. તાલુકદાર સૌને ત્યાં દાણા ભરાવતો નહોતો, પણ
સૌને રોજી આપતો. ઘરમાં કે ગઢીમાં રોજ સુતાર કડીઆને કાંઈ
કામ હોયજ. સુતાર કડીઆને પૈસા મળે તેથી તે મોદીને
ત્યાંથી સોદો લે ને કુંભારને ત્યાંથી ચૂલા, સગડી, હાંલ્લાં, કો-
ડીઆં, વગેરે લે. વળી એના સિપાઈ, નોકરો, મેહેતા, વગેરે કુ-
ટુંબસહિત ગામમાં રહે, તેથી પણ દરજી, કંસારા, મોચી વગરેનો
ધંધો ચાલે. વળી એના ખેડુત, માળી, વગેરે ગામમાં રહે, તેથી
સર્વને અરસપરસ કામ મળે. આશાપૂરમાં કોઈ નિરૂદ્યમી, દરિદ્રી,
કે ભીખારી નહોતું.

આરીતે ચાલતું હતું એવામાં તાલુકદાર મરી ગયો. તે વાંઝી-
ઓ હતો તેથી તેનો કોઈ પીતરાઈ પરગામ રહેતો હતો તેને વારસો
મળ્યો. એ વારસે ગામમાં આવી ઘરબાર, જમીન, વાડી, વજીફા,
ગાડી, ઘોડા, વગેરે સર્વ પોતાના કબજામાં લીધું, ને મરનારની
જગોએ રહ્યો. એ અવિચારી ને ઉડાઉ હતો. એણે સઘળી દોલત
મોજ, શોખ, ને નાચ રંગમાં ઉડાવવા માંડી. ગામના લોક સુખી
છે કે દુખી તેની એ કાંઈ દરકાર કરતો નહીં. સારા સારા અરખી

ઘોડા લીધા. સુંદર રથ, ચારઠ, બગી, મિઆનો, વગેરે સુરત, અમદાવાદ, મુંબઈ, વગેરે ઠેકાણેથી મંગાવ્યાં. ઘણાક નવા ચાકર અને સિપાઈ રાખ્યા, ને મોટા ભપકાથી રહ્યો. રોજ પરગામથી નવા નવા ભાઈબંધ ને ખુશામતખોરા આવે, ને ઉજાણીઓ ચાલે. રામજણીઓ તેડાવી નાચ કરાવે. એથી દુકાનદારો, કારીગરો, ને મજૂર સૌને મોં માગ્યાં મુલ મળે ને માલ ઘણો ખપે, તેથી જે ગામમાં હતા તેમની બહુ રોજી જાગી; કેટલીએક નવી દુકાનો મંડાઈ. તાલુકદારની નાતના લોક એવું બોલવા લાગ્યા કે, એની દોલત આપણે શા કામની? એણે નાતમાં કાંઈ નામ કર્યું? એ સાંભળ્યું, ત્યારે તાલુકદારે મહિને મહિને નાત જમાડવા માંડી. લોકો જમી જમીને વાહવા વાહવા કહી એને બહુ વખાણે. નાત જમવા બેસે ત્યારે પોતે મોટા કસબીકોરના વણારસી પિતાંબર પેહેરીને તથા કડાં, કંઠીઓ, મોતી, વગેરે ઘરેણાં પેહેરીને હાથમાં રૂપાની થાલી લઈ પાનબીડાં આપવાં નીકળે. એ વેળા જમનારા એનાં બહુ બહુ વખાણ કરે ને કહે કે આપ તો કોઈ દેવતાઈ અવતાર છો. આપના જેવું કોઈ થયું નથી ને થવાનું નથી. એથી વધારે વધારે તે ફૂલાયો ને ભારે ભારે લાણાં કર્યાં. એ સર્વેથી આશાપૂરમાં તો લીલા લેહેર ને આનંદ ઓછવ જેવું થઈ રહ્યું. નવો તાલુકદાર બહુ સારો બહુ સારો એમ કહેવા માંડ્યું. પણ કેટલાએક ઘણા વિચારવંત ને ડાહ્યા માણસો વાત કરતા હતા કે એનું પરિણામ સારૂં નથી થવાનું. ભાંગ, અફીણ, ગાંજો, ઈત્યાદી કેફી જણસનો ખપ વધતો જાય છે; દુરગુણી ને આલસુ લોક ગામમાં આવી વસ્યા છે, તેથી ગામનાં લોક પણ બગડે છે; તાલુકદારને ત્યાં સારા નઠારા બેઉ સરખા ગણાય છે. એ શાણાઓનું કહેવું કોઈ ગણકારતું નહીં.

---

## પાઠ ૧૯૦. ત્રણ તાલુકદાર. ભાગ ૨.

એ તાલુકદારની વખતમાં ગામની અંદર ચોરી, વઢવાડ, વગેરે તોફાન થાય. આંધળાં, પાંગળાં, કે ડોસાં ડગરાં ભીખારી હતાં તે પણ

દુખી થવા માંડ્યાં. નાણાં તો ધોક્બરાબંધ ઉડતાં પણ તે બાપડા ગરીબની દાદ કોઈ સાંભળે નહીં. નગારખાનામાં તૂતીનો સાદ ક્યાં સંભળાય ? તાલુકદાર બહાર જતો હોય ને કોઈ ભીખારી રસ્તે માગે તો પાવલું અડધો ફેંકે, પણ ઘરમાં ધર્મ, દાન, કે પરોપકારની વાત કોઈને સાંભરે નહીં. એક વરસસુધી તો સર્વ ઠીક ચાલ્યું. લેવડ દેવડ ઘણી ચાલે, કારીગર, મજૂરો વગેરેને ધંધો પણ સારો મળે, તેથી સર્વની કમાઈ વધી એવું દેખાયું.

બીજે વરસે જરા હરકત જણાવા માંડી. રોકડ નાણું હતું ત્યાં-સુધી તો તાલુકદાર જેનો માલ લેતો તેનો હિસાબ તરત પતાવી દેતો, પણ જ્યારે રોકડ નાણું હાથમાં રહ્યું નહીં, ત્યારે ઉધાર લેવા માંડ્યું. પેદાશકરતાં ખરચ વધી ગયો, તેથી મોસમમાં ખેડૂતોકનેથી નાણાં મળ્યાં પણ તે પૂરાં પડયાં નહીં, તેથી કેટલાએક માગનાર બાકી રહ્યા. એ લોક રોજ ઉઘરાણી આવે. ખરચ ઘટાડે તો આ-બરૂ જાય, એવું સમજી તે જારી રાખ્યો. સર્વ માલ ઉધાર લે. એથી દેવું ઘણું થયું, ને બજારમાં સાખ ઓછી થઈ. ચડેલાં ના-ણાં પહોંચ્યાવીના બીજો સોદો ધીરવાને વેપારીઓ અને દુકાન-દારોએ સાફ ના કહી. મેહેતા, ગુમાસ્તા, ચાકર, સિપાઈ એમને પણ બરોબર પગાર મળે નહીં. એવાં કારણથી ગામમાં ધંધો ઓ-છો થવા માંડ્યો. માગનારાના કકલાણથી તાલુકદાર બહુ કાયર થયો, ત્યારે ઉધાર નાણાં કાઢી તેમને આપ્યાં. ખરચ તેટલોનો તે-ટલો રહ્યો ને વ્યાજ માથે ચડે. હવે ઊપજકરતાં ખરચ ઘણોજ વધ્યો, માટે વાડી, ખેતરો, વગેરે ઘરેણે મૂકી મૂકી નાણાં લેવાં પડયાં. એમ બે ત્રણ વરસમાં ઘણી ખરી જાગીર ઘરેણે મૂકવી પડી. એ-વામાં એના છોકરાનાં લગન આવ્યાં. એકજ છોકરો હતો માટે ફરી એવો અવસર આવે નહીં, માટે ઘરની બાઈડીઓ તો એ લાવો લેવાને એકપગી થઈ રહી. નામપ્રમાણે ખરચ કરવો, એ-વી સૌ બાઈડીઓએ અને નાદાન મિત્રોએ સલાહ આપી. એના છોકરાનો મેહેતાજી હતો તેણે એથી ઉલટી સલાહ આપી, પણ તેને સૌએ હસી કાઢ્યો ને કહ્યું, જાઓ મહારાજ, છોકરાં ભણાવો,

તમને તો એજ આવડે, આ કામમાં તમે ન સમજો. લગનના દહાડા જેમ પાસે આવે તેમ તાલુકદારના મનમાં વધારે ચિંતા પેસતી જાય. જેને ત્યાં આડે દહાડે મોટી નાતો જમે, નાચ રંગ થાય, ગાડી ઘોડા વગેરેપર એટલો બધો ખરચ થાય તેણે આવે ટાણે તો બહુજ ખરચ કરવો જોઈએ, એવું ધારી બાકી રહેલાં ખેતરો, વાડીઓ વગેરે બધું ઘરેણે મૂકયું. પોતાની ગઢી તથા રહેવાનું ઘર પણ ઘરેણે મૂકયાં, તોપણ જોઈએ તેટલાં નાણાં મળ્યાં નહીં. ત્યારે પોતાની બાઈડીનાં તથા છોકરાનાં ઘરેણાં ઘરેણે મૂકયાં, એવી સરતે કે લગન જાય ત્યાંસુધી તે એની પાસે રહે. પછી મોહોળે હાથે ખરચ કર્યો; મોટા મોટા માંડવા બંધાવ્યા; મોટી મોટી નાતો જમી; બાર બાર ગાઉસુધીના લોક નોતર્યા; વરઘોડો, નાચ, વગેરે જે ખરચ થયો તે વરણવીએ તો એક ચોપડી ભરાય. એ રીતે શોભા કરવામાં કાંઈજ મણા રાખી નહીં.

---

## પાઠ ૧૯૧. ત્રણ તાલુકદાર. ભાગ ૩.

એ લગનમાં ગાઈ ગાઈને બાઈડીઓના ઘાંટા તો એટલા બેશી ગયા કે લગનને બીજે દાહાડે તેમનાથી બોલાય નહીં. ગામમાં વૈદની રોજી પણ ઠીક જાગી, કેમકે ખાઈ ખાઈને ઘણા લોક માંદા પડચા. લગન થયાં ને લોકના હિસાબ પતાવવા બેઠા ત્યારે જણાયું જે મિલકતઉપર નાણાં લીધાં હતાં, તેકરતાં દોઢો ખરચ થયો છે. તેથી ઘણા વેપારીઓને અને દુકાનદારોને નાણાં આપવાં બાકી રહ્યાં. એ નાણાં કેમ આપવાં તે કોઈને સૂઝે નહીં. પેલા તો ઊઘરાણીપર ઊઘરાણી કરે. એમ કરતાં ચાર પાંચ મહિના ગયા. પેલા વેપારીઓ ફરીયાદી કરવા તૈયાર થયા. જેમણે કરજે રૂપીઆ આપ્યા હતા તેઓ વ્યાજની ઉઘરાણી કરે, કેમકે મહિને મહિને વ્યાજ આપવાની સરત હતી, ને પાંચ મહિના ચડી ગયા હતા, તેથી ડબોડબ ફરીઆદીઓ પડી ને હુકમનામાં થયાં. માગનારના દાવા ખરા તેથી તાલુકદારથી જવાબએ ન અપાયો, ને અપીલએ નહીં થઈ.

તાલુકદારનાં ઘર વગેરે સગળી મિલકતપર જપ્તી આવી, ને એને પકડવાને સિપાઈ આવ્યા. એ ખબર સાંભળી ત્યારે રાતોરાત કુટુંબસાથે નાઠા. એવા માણસઉપર નીચલી ગરબી જોડાઈ છે.

## ફૂલણજીની ગરબી.

ફૂલણજી તમે ફૂલાંવ્યા કેમ ફૂલ્યા રે ફૂલણજી ?
આ ઉપજ ખરચનો અડસટો કેમ ભૂલ્યા ? મારા ફૂલણજી.
કરજ કરીને વગ ભલાં તમે કીધાં રે ફૂલણજી,
આ ગરથ પગાવા ખરચીને જશ લીધા, મારા ફૂલણજી.
ઘર વેચીને ઘી શાકર તો લીધાં રે ફૂલણજી,
આ જમણ સરસ સામોતડીઆથી કીધાં, મારા ફૂલણજી.
પિતાંબર પેહેરી પંગતમાં ફરીઆ[1] રે ફૂલણજી,
આ મનમાં ફૂલ્ય કરી મૂછે કર ધરીઆ[2], મારા ફૂલણજી.
વગતો દિવસ થયો કે માગે નાણાં રે ફૂલણજી,
આ નાણાનાં તો ન મળે કાંઈ ઠેકાણાં, મારા ફૂલણજી.
આ ફૂલણજીઉપર અરજી થઈ ત્યાંથી રે ફૂલણજી,
આ જપત થઈ મિલકત કાઢ્યા ઘરમાંથી, મારા ફૂલણજી.
ફૂલણજી તમને જેણે ફૂલાવ્યા રે ફૂલણજી,
આ તે તો કોઈ મદદ કરવા નવ આવ્યા, મારા ફૂલણજી.
ફૂલણજી તો કૂવો શોધવા ચાલ્યા રે ફૂલણજી,
આ ગરથવિના તે અશીણ ન કોઈએ આલ્યાં, મારા ફૂલણજી.
જમતી વખત વખાણ ભલાં જે કરતા રે ફૂલણજી,
આ એ સૌ હાસ્ય કરી નિંદ્યા આચરતા, મારા ફૂલણજી.
એ અવસર તો અધિક વખાણી ચડાવ્યા રે ફૂલણજી,
પણ આ અવસર તો બેવકૂફ ઠરાવ્યા, મારા ફૂલણજી.
પેહેર્યાં ને પટકુલ બાંધ્યા ચંદરવા રે ફૂલણજી,
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા, મારા ફૂલણજી.

---

૧ ફર્યા. ૨ ધર્યા.

ફૂલણજીની રાંડ રૂએ મોં વાળી રે ફૂલણજી,
આ ફૂલણજી સિધાવ્યા ટેકો ટાળી, મારા ફૂલણજી.
ભોળા ને નરસી શીખામણ દેશો રે ફૂલણજી,
તે નિસાસાનું પાપ ધણું શિર લેશે, મારા ફૂલણજી.
દિલમાં દલપતની શીખામણ ધરજો રે ફૂલણજી,
તો કરજ કરીને નાત વરો નવ કરજો, મારા ફૂલણજી.

---

## પાઠ ૧૯૨. त्रण तालुकदार· भाग ४.

જંગમ સ્થાવર ખાખાવીખી

પછી એ તાલુકદારની બાઇડી છોકરાને લેઈ પીએર ગઈ, ને પોતે આ ગામથી આ ગામ નાસે, ને ત્યાંથી બીજા ગામમાં સંતાઈ જાય, એમ રખડી રખડીને દુખ પામી આઠ નવ વરસે મરી ગયો. એની જંગમ મિલકત સઘળી વેચાઈ ગઈ, ને જાગીર વગેરે સ્થાવર મિલકત સરકારમાં જપ્ત થઈ; તેની સઘળી પેદાશ કલેકટરને ત્યાં ભરાય. કલેકટર તેમાંથી એના માગનારને ભાગે પડતું આપે. ગામના ને એની નાતના સૌ લોક એને ફીટ ફીટ કરે. જે એને વખાણતા તેજ એને વગોવવા લાગ્યા. ગામની દુકાનો ઉઠી ગઈ, ને કડીઆ, સુતાર, લુહાર, કુંભાર વગેરે કારીગરો બીજે ગામ જઈ રહ્યા. તે ગામ છેક ખાખાવીખી થઈ ગયું. જે નિરૂદ્યમી ને દુરાચરણી હતા તેમને જવાનું કંઈ ઠેકાણું રહ્યું નહીં. તેઓ ખોટાં કર્મ કરી જેમ તેમ પેટ ભરે ; પોતે દુખી થાય અને બીજાને દુખી કરે.

બાર તેર વરસ એમ વહી ગયાં, ત્યારે સઘળૂં કરજ વળી રહ્યું. તાલુકદાર તો એ વેળા મરી ગએલો હતો, તેથી જાગીર, ઘર, વગેરે તેના છોકરાને સ્વાધીન કર્યાં.

એ છોકરો પોતાના વડવાને ત્યાં શિક્ષા પામ્યો હતો, તેથી એનું મન નિર્મળ ને દયાળુ થયું હતું. પોતાના ગામમાં લોકને દુખી જોઇને બહુ ખેદ પામીને મનમાં વિચાર્યું કે એ બધું મારા બાપના

અવિચારથી થયું છે તે સુધારવું એ મારો ધર્મ છે. માટે તેણે નિશ્ચય કર્યો કે કાંઈ વૈભવ ભોગવવો નહીં ને મારી સઘળી દોલત ધર્મ દાન કરવામાં ખરચવી. પરોપકારવિના બીજા કશાપર તેનું મન લાગે નહીં. પોતાના દીકરાને મુંબઈ ભણવા મોકલ્યો, ને પોતે અને બાઈડી એક ચાકર ને એક રસોઈઓ રાખીને જેમ થોડે ખરચે રહેવાય તેમ રહ્યાં. એ જૂજ ખરચ થતાં જે બાકી રહે તે સઘળાનું ધર્મ દાન કરે.

પેહેલું તો એક સદાવરતું કાઢયું ને પરબો મંડાવી. ગામનો કે પરગામનો જે ભિક્ષા માગવા આવે તેને સીધું તથા ઘી, અને શાક ને લાકડાં લેવાને બબે પૈસા આપે. જેને લુગડાં ન મળતાં હોય તેને લુગડાં પણ આપે. જે દુખની વાત કહેવા આવે તેની સાંભળે ને પોતાના ગજાપ્રમાણે તેને આપી સંતોષીને પાછા વાળે. ગામમાં કોઈ ભૂખે મરે નહીં. ભીખ માગવા આવે તેને કોઇને ના કહેવી નહીં. એથી એવું થયું કે ગામમાં ઘણા લોક આળસુ થઈગયા; ધંધો મજુરી કરે નહીં ને તાલુકદારને ત્યાંથી માગી લાવી નિત્ય ખાય. તાલુકદારે જોયું કે આ તો ખોટું; તેથી તેમને આપતી વેળા ધંધો રોજગાર કરવાની શીખામણ આપે. પણ "રોઠની શીખામણ ઝાંપાલગી." એણે આપ્યું હોય તે પુરૂં થાય કે વળી પાછા માગવા આવે. તેમને ના કહેતાં એને દયા આવે; એને ભૂખે કેમ મરવા દેવાય ? એ બાપડાં કયાં જાય ? એમ વિચારી તેમને આપે. તે સૌ કહે, મહારાજ, તમે તો કરણ રાજા છો. એવું એવું કહીને બહુ વખાણ કરે, પણ એ વખાણને માટે એ ધર્મ કરતો નહીં, સારૂં કામ જાણી કરતો હતો. કોઇને છોડી પરણાવી આપે, કે બીજો કોઈ અવસર આવ્યો હોય, તો તે કરી આપે. એમ સૌને સુખી કરવાની ઘણી મેહેનત કરી. પણ એ નિરૂદ્યમી ને ભિક્ષુક લોકની સ્થિતિ સુધરી નહીં; એ તો દરીદ્રી ને દુખીઆજ રહ્યા.

---

## પાઠ ૧૯૩. ત્રણ તાલુકદાર. ભાગ ૯.

આશાપૂરનો તાલુકદાર ઘણોજ ધર્માત્મા છે, જે જાય તેને આપે છે, એવી ખ્યાતી ગામે ગામ ઉડી, તેથી ઘણા ભિક્ષુકો ત્યાં માંગવા આવ્યા, ઘણાક તો ત્યાં કુટુંબસાથે આવી વસ્યા. એથી તાલુકદારને ઘણો ખરચ થવા માંડ્યો, ત્યારે એણે વાડી વજીફાને સારૂ રખવાળ ને માળી રાખ્યા હતા તેમને રજા આપી, તો પણ ધર્મ દાન કરવાને પૈસો પૂરો પડે નહીં. ત્યારે કરજ કરવા માંડયું. ભિક્ષુક લોક કહે, મહારાજ, અમને રોજના રોજ તે રોટલા ને દાળભાત કેમ ભાવે ! અમે ગરીબ આદમી ક્યાં જઈએ ? અમે તો તમારી છાયામાં છીએ એવું એવું બોલે ત્યારે દૂધપાક, પૂરી, ચૂરમુ, કંસાર, પકવાન, એવાં એવાં જમણ કરી તેમને જમાડે, ને તે જમેથી માંદા પડે તો ઓસડ કરવાને જોઈએ માટે આનો બે આના ઉપર દક્ષણા આપે. એ બધું કરવામાં બહુ ખરચ થતો.

એવાં પુનથી તે જે ફળ ઇચ્છતો હતો તે એ હતું કે એ સર્વને સુખી ને સદગુણી કરવા; પણ તેમ થયું નહીં. એ સૌ ભીખારીના ભીખારી રહ્યા. ગામમાં ધંધો રોજગાર રહ્યો નહીં; કોઈ રળવા કમાવાની ફિકર કરે નહીં, કેમકે મફત ખાવા પીવા મળતું, તેથી આખો દહાડો બેઠા બેઠા વાતોના તડાકા મારે; ભાંગ, અફીણ, વગેરે વ્યસન કરે; માંહોમાંહે લડે ને તોફાન કરે. કહેવત છે કે, મફતનું ખાવું ને મસીદે સૂવું, તેને શાની ચિંતાફિકર ને કોની બીક? વાડીના રખવાળ, માળીઓ, વગેરે સાચવનારાને કાઢી મૂકેલા તેથી એ હરામખોરો માંહે પેશી ચોરીઓ કરતા. એથી બાપડો દયાળુ તાલુકદાર ઘણો કાયર થયો. લોકોને સુખી કરવાનો મનોરથ પાર ન પડ્યો તેથી નિરાશ થઈ જેને એ અન્ન, વસ્ત્ર, પૈસા, વગેરે દાન આપતો હતો તેમને ઘણાજ દુરાચરણી થએલા જોઈ મનમાં બહુ ખેદ પામ્યો, તથા પૈસે ટકે હેરાન થવા લાગ્યો, તેથી તેણે પોતાના છોકરાને તેડાવી સર્વ મિળકત તેને સોંપીને પોતે ઈશ્વર ભક્તિ કરવામાં બાકીના દિવસ ગુજારવાને ઠરાવ્યું. એવું કર્યાપછી થોડે દિવસે મૃત્યુ પામ્યો.

જુવાન તાલુકદાર પોતાના બાપના જેવોજ પરોપકારી હતો, તેથી એને પોતાના ગામના લોકની સ્થિતિ જોઈને બહુ માઠું લાગ્યું. પણ એના બાપની ધર્મદાન કરવાની રીત એને પસંદ પડી નહીં. એણે જુદીજ રીત પકડી; ખરેખરી ને સારામાં સારી રીત એજ છે. એથી લોક પેહેલાં તો એને બહુ નિંદ્યો, પણ અંતે સૌએ બહુજ વખાણ્યો.

વાડી, આંબા, વગેરેના રખવાળ એના બાપે કાઢી મૂકયા હતા, તે નવા રાખ્યા. એને માટે પેહેલાં તો પોતાના ગામમાં માણસ ખોળ્યાં પણ તે કામ કરવાની કોઇની ખુશી નહોતી તથા કોઈ પ્રમાણીક પણ નહોતા, માટે પરગાંમથી વિશ્વાસુ માણસ તેડી રાખ્યા. એ માણસ ચોરી થતી અટકાવે, તથા ઝાડને પાણી પાય, ખાતર પૂરે. એથી ગામના લુચ્ચા લોક તો નારાજી થયા, પણ તાલુકદારની ઊપજ વધી, તેથી એણે પોતાના બાપનું કરેલું કરજ વાળ્યું. તજવીજ કર્યાવિના કોઇને ભીખ આપે નહીં. એને ત્યાંથી સીધું લઇ મોદીને ત્યાં જે વેચતા કે ઘરમાં ભરી મૂકતા તેવાને મૂળગું આપે નહીં. જે ખરેખરૂં ભૂખે મરતું હોય તેને આપે, એથી ઘણા ભિક્ષુક એનું ભુંડું બોલે, પણ તે એ લખવે નહીં. એથી ઘણા પૈસા ઉગર્યા.

---

## પાઠ ૧૯૪. ત્રણ તાલુકદાર. ભાગ ૬.

ગામમાં થોડા ઉદ્યમી, ડાહ્યા, ને સમજુ પુરૂષ હતા તેમને એ નવો તાલુકદાર ઘણો સારો લાગ્યો, પણ બાકીના બધા એને ઉઘાડે છોક ગાળો દે. બીજે વરસે એણે ગામમાં એક ધર્મશાળા બાંધી; તેમાંથી અરધી જગા વટેમાર્ગુને ઉતરવાને સારૂ કાઢી, ને બાકીની જગા આંધળા, લૂલા, વગેરે અપંગ તથા ભીખારી ડોસાં ડગરાંને રાખવાની કરી. પછી જે ભીખ માગવા આવે તે જો કામ કરવાને અશક્ત હોય ને ધર્મશાળામાં રહેવાને રાજી હોય તો તેને ત્યાં રાખે ને તેની ખાવાપીવા વગેરેની બરદાશ લે. જે કામ કરી શકે એવા હોય તેમને કહે કે, ભાઈ, અમારી વાડીમાં, ને ખેતરમાં ઘણુ

માણસનો ખપ છે. ત્યાં તમને જે કામ સોંપીએ તે કરો તો તમને તમારી મેહેનતપ્રમાણે મળશે.

ભિક્ષુકોએ આ સાંભળી બહુજ કકલાણ કરી મૂક્યું. કોઈ એને પાપી કહે, કોઈ સુધરેલ કહે, કોઈ બગડેલ કહે, કોઈ કંજૂસ કહે, એમ જેને જેમ ગોઠે તેમ બોલે. ઘેર ઘેર કહેતા ફરે, શું ભાઈ, હવે પૃથ્વીઉપરથી સત્ય ને પુન્ય ગયું. જુઓ ને, અમારા બાપ દાદાએ કયે દહાડે ધંધો કે મેહેનત કરી છે કે અમે કરીએ. અમને તો પરમેશ્વરે ભીખ માગવાનેજ સરજ્યા છે, અમારાથી ધંધો કેમ થાય ? મેહેનત કેમ થાય ? તેમ કરીએ તો અમારૂં માન ન જાય ? જજમાનોને અને ગૃહસ્થ લોકને ઘેર આજસુધી અમે જમતા આવ્યા છીએ. ભીખ માગવી એજ અમારો ધંધો ને એજ અમારો રોજગાર ; એમાં શું મેહેનત નથી ? કોઈ ઘેર બેઠાં આપી જતું નથી. ભટકી ભટકીને પગ દુખવીએ છીએ ત્યારે ખાવા મળે છે. તે પણ આ દુષ્ટે બંધ કર્યું છે. અમને કહે છે, આવો, તમને કામ આપું તે કરો તો પૈસા આપું. ભાઈ, મેહેનત કરીશું ત્યારે આપીશ તેમાં સપાડું શાનું ? એમાં પરોપકાર ને પુન્ય શાનું ? એ કશાથી તે તાલુકદાર ડરે નહીં. ગામના છોકરાંને ભણવાસારૂ એક નિશાળ બેસાડી, ને તેને માટે એક ભણેલો ને સદ્ગુણી મેહેતાજીને મોટે પગારે રાખ્યો. પણ ઘણા લોક છોકરાને નિશાળે મોકલે નહીં ; ને તાલુકદારને અને મેહેતાજીને ઉલટા ગાળો દે. કેટલાએક આળસુ ને દુરાચરણી લોક ભૂખે મરવા લાગ્યા તેથી ગામ છોડી ~ ગયા. જ્યાં જાય ત્યાં તાલુકદારને નિંદે, તેથી તે બાપડાની બહુ અપકીર્ત્તિ થઈ, પણ તે કહેતો કે ચાર દહાડા લોક બોલીને રહેશે, હું તો સાચે માર્ગેજ ધર્મ દાન કરીશ. ગરીબ માંદા માણસને મફત ઓસડ આપવાને તથા તેમને રહેવાને એક દવાખાનું બંધાવ્યું, ને મુંબઇથી ભણેલા ડાકતરને તેડાવી પગાર આપી રાખ્યો, તથા તેણે કહ્યાં તે ઓસડવેસડ મંગાવ્યાં. અંતે ભિક્ષુકોએ જોયું કે એ ડગતો નથી, ત્યારે તેમાંના ઘણાકે ધંધો રોજગાર કરવાની હા કહી. કામ કરવું પેહેલું તેમને કઠણ લાગ્યું

પણ ધીમે ધીમે હારે પડતા ગયા. તાલુકદાર તેમની ખબર અંતર લેયા કરતો, ને જેમ તેઓ સુખી થાય તેમ કરતો. હવે તાલુકદારવિષે લોકનાં મત ફરવા લાગ્યાં. સૌએ કહ્યું, એની પુન્ય કરવાની રીત ઘણી સરસ છે. એણે નિશાળ સ્થાપી હતી ત્યાં સૌ છોકરાને મોકલે ને નિશાળનો પગાર પણ આપે. તેણે ગામની છોડીઓને સારૂ પણ એક સારી નિશાળ કાઢી. ત્યારે પેહેલાં તો લોક સામા થયા, પણ થોડે વરસે તેઓ સમજ્યા કે છોડીને ભણાવવી એ બહુ સારૂં છે. પછી સૌ પોતાની છોડીને નિશાળે મોકલે. તાલુકદાર મોટા મોટા કવિઓને, તથા પંડીતોને, તથા ગવૈયાને કોઈ કોઈ વખત તેડાવતો, ને તેમને ભોજન કરાવી તથા ઈનામ આપી ખુશી કરતો. કોઈ કોઈ વાર પોતાના મિત્રોને જમવા તેડતો. એનો છોકરો પરણ્યો ત્યારે એક દહાડો પોતાની નાત તથા ગામના લોકને જમાડ્યા. પણ તે વેળા નીતીએ ખરચ કર્યો, ઘણી દોડાદોડ કરી નહીં. પોતાના દરજ્જાને શોભે એવી કસરથી તે ખરચ કરે, તેથી એની પાસે બહુ રૂપીઆ એકઠા થયા. તે રૂપીઆ પરોપકાર કરવામાં ખરચતો, પણ તેના પ-રોપકારથી કોઈ હરામખોર, આલસુ, કે દુરાચરણી થતું નહીં. ઈશ્વરે તેને બહુ આયુષ્ય આપ્યું હતું, તેથી ઘણી વૃદ્ધાવસ્થાએ સ્વર્ગવાસી થયો. તે વેળા ગામમાં સૌ લોક ઘણાજ ઉદ્યમી થયા હતા, સૌનો રો-જગાર સારો ચાલે તેથી સૌ પૈસે ટકે સુખી હતા. અજ્ઞાન ઘણું ઓ-છું થયું હતું. આખા દેશમાં એનાં વખાણ થતાં. હજીએ તેના ગામના લોક તેને બહુ સંભારે છે, ને કહે છે કે, એવા સારા, દયાળુ, ને પુન્યવાન પુરૂષ પૃથ્વીઉપર થોડાજ થાય છે.

---

## पाठ १९९. फळ नीचे भोंयउपर शावास्ते पड्युं? भाग १.

એક દહાડો કીશોરે એક ચોપડીમાં સર ઐસક ન્યુટન નામે મહા પંડિતની વાત વાંચી, તેમાં એવું આવ્યું કે ઝાડપરથી એક ફળ ભોંયઉપર પડતાં તેણે દીઠું; તેપરથી માહાભારત શોધ તેણે

કર્યો છે. એ વાત કીશોરના સમજ્યામાં સારી પેઠે આવી નહીં, ત્યારે રાતે તેણે વાળુ કરતાં પોતાના બાપને પૂછયું કે, બાપા, ફળ ભોંય-ઉપર પડતાં જોયું તેમાં તે સર ઐસાક ન્યુટને શી મોટી વાત કરી? એમાં તે શી મોટી નવાઈની વાત હતી?

બાપ—એમાં નવાઈ તો કંઈ નહીં પણ એથી એનું ધ્યાન બીજીગમ દોડયું અને તેવિષે તે બુબ વિચાર કરવા મંડયો?

કીશોર—તેણે શો વિચાર કર્યો?

બાપ—તેણે એમ જાણ્યું કે એ ફળ જમીનઉપર શા કારણથી પડયું.

કીશોર—એમાં તે શું? એનો જવાબ તો હું દઉં. ડાંખળીપરથી ટૂટી ગયું અને તેને કોઇનો આધાર ન રહ્યો તેથી તે ભોંયે પડ્યું.

બાપ—એટલે—

કીશોર—એમાં એટલે કરીને શું પૂછો છો? તમે જાણતા નથી કે ટૂટે તે પડે.

બાપ—પણ વિચાર એમ કરવો કે એ પડે શાવાસ્તે?

કીશોર—કેમકે તે નિરાધાર રહી શકતું નથી.

બાપ—શાવાસ્તે નિરાધાર રહી શકતું નથી?

કીશોર—તે તો કોણ જાણે બાપા; હું તો નથી જાણતો, પણ એ તો તમારો સવાલ નવાઈ જેવો છે. એને કોઈનો આધાર રહ્યો નહીં તેથી તે પડ્યું.

બાપ—વારુ, એ તો જાણે ઠીક છે; ધારો કે એને કશાનો આધાર નહોતો તેથી એ પડી ગયું, પણ એઉપરથી કંઈ એવું સાબિત થતું નથી કે તે જમીનપરજ પડે ને બીજી કોઈતરફ ન પડે.

કીશોર—જમીનતરફ ન પડે તો બીજે કયાં પડે?

બાપ—વારુ કીશોર, એ ફળ પોતાની મેલે હાલી ચાલી શકે?

કીશોર—ના બાપા, પણ મને તો એમ લાગે છે કે એ ફળને કંઈ જોર લાગ્યું તેથી પડયું.

બાપ—ઠીક, કાંઈક જોર એની મેલેજ એનામાંથી થયું, તેથી એ પડયું, જો તેમ ન થયું હોત તો જ્યાં હતું ત્યાંનું ત્યાંજ તે હમેશ રહેત, પછી તે ઝાડપરથી છૂટું પડો કે ન પડો.

કીશોર—હેં બાપા, એમ થાત?

બાપ—એમાં કંઈ સંદેહ નહીં, કેમકે આ બે ગુણમાંહેલો એક પણ તેમાં હોય તો તે હાલી ચાલી શકે ; એક તો પોતાનામાં ચાલવાનું જોર હોય, તો તેથી ચાલે, જેમ તું ચાલે છે ; અથવા બીજા કોઈનું જોર તેને ચલાવે, જેમ તું પથ્થરને ઠેસ મારે ને તે ચાલે તેમ. આ બેમાંનું પેહેલું તો તું ના કહે છે એટલે એના પોતાનામાં એવું જોર છેજ નહીં. ત્યારે બાકી રહ્યું જે બીજું પારકું જોર તે એને ચલાવે ; અને બીજું પારકું જોર તે કોનું હશે એ શોધ કરવાને ન્યુટન પંડિતનું ધ્યાન લાગ્યું હતું.

---

## पाठ १९६. फळ नीचे भोंयउपर शावास्ते पड्युं ? भाग २.

સિદ્ધતા  આકર્ષણ  રજકણ  ગુરૂત્વ  મહત્વ

કીશોર—પણ જેમ ફળ પડે છે તેમ બધીએ વસ્તુઓ જ્યારે નિરાધાર હોય છે ત્યારે જમીનપર પડે છે, કેમ વારૂ ?

બાપ—હા, ખરી વાત, તેટલામાટે એવો નિશ્ચય થાય છે કે આ પડવાના જોરનું કંઈ કારણ હશે.

કીશોર—અને તે કયું કારણ હશે વારૂ, બાપા ?

બાપ—જો પૃથ્વીપરની ચીજો એની મેળે ચાલીને પૃથ્વીગમ જતી નથી, તો એપરથી એવુંજ સિદ્ધ થાય છે કે એ બધાને પૃથ્વી પોતાની ભણી ખેંચે છે. એમાં કંઈ સંદેહ રહેતો નથી.

કીશોર—પણ જેમ એ બધી વસ્તુઓ નિર્જીવ છે. તેમ પૃથ્વી પણ નિર્જીવ છે, તો એ એણીગમ તે બધાંને શી રીતે ખેંચે ?

બાપ—ઠીક તકરાર કાઢી ! એનો વિચાર કરતાં કરતાં જે ખરી સિદ્ધતા છે, તે આપણા જાણવામાં આવશે. સર ઐસાક ન્યુટને ખૂબ ઉંડો વિચાર કરતાં એવું શોધી કાઢ્યું કે સૃષ્ટીમાં આકર્ષણ કરીને એક નિયમ છે. આ દુનીઆમાં સર્વ વસ્તુઓ ઝીણા રજકણની બનેલી છે, અને તે પ્રત્યેક રજકણમાં એવો નિયમ છે કે બીજાને પોતાની તરફ ખેંચે છે ; અને તે ખેંચવાનું જોર

પણ તે રજકણના મહત્વ અને અંતરપ્રમાણે છે. બે લખોટી-
ઓ ટેબલપર મૂકો તો તે એક બીજાની પાસે ઘસડાઈ આવે, પણ
બીજા ઘણા અટકાવ થાય છે તેથી તેમ થતું નથી. તેને ટેબલ
ખેંચે, જમીન ખેંચે, અને એવિના આજુબાજુની બીજી
વસ્તુઓ તેમને પોતપોતાનીતરફ ખેંચે, તેથી, તે લખોટીઓ
એક બીજાતરફ ખેંચાઈ જતી નથી. હવે એવા સૌ પદાર્થકરતાં
મોટામાં મોટી વસ્તુ પૃથ્વી છે માટે બધાકરતાં તેનામાં ખેંચવાનું
જોર વધારે છે, ને તેથી સઘળી વસ્તુ ખેંચાઇને તેનીગમ જાય
છે, અને બીજા કોઈનું કંઈ ચાલતું નથી. એ ખેંચવાનું જોર
દરેક વસ્તુઉપર થાય છે, તેથી તેનામાં ગુરૂત્વ, એટલે ભારેપણું
આવે છે. એ ગુરૂત્વને આપણે વજન કહીએ છીએ.
જ્યારે કોઈ વસ્તુ હું ઉચકું છું, ત્યારે આ ખેંચાણના જોરને તોડું
છું, તેથી તેનો મને ભાર લાગે છે. જેમાં વધારે રજકણ
હોય તેનો ભાર વધારે હોય છે, કેમકે તેમાં પૃથ્વીના ખેંચાણ-
નું જોર વધારે થાય છે. એ ખેંચાણના જોરને આકર્ષણ કરીને
કહે છે. કેમ ભાઈ કીશોર, એ વાત તારા સમજ્યામાં આવી કે?

કીશોર—હા બાપા, સમજ્યો હોઉં એવું લાગે તો છે. એ તો લોહ-
ચુંબક ને સોયના જેવું છે. લોહચુંબકની આગળ સોય ધરી-
એ છીએ ત્યારે તે તેણીગમ ખેંચાઈ જવાનું જોર કરે છે.

બાપ—હા, એ પણ એક જાતનું આકર્ષણ છે. તે માત્ર લોહું ને
લોહચુંબકમાંજ હોય છે, પણ પૃથ્વીનું આકર્ષણ અથવા જેને
પંડિત લોક ગુરૂત્વાકર્ષણ કહે છે તે તો બધી વસ્તુઓઉપર
એકસરખું થાય છે.

---

## पाठ १९७. फळ नीचे भोंयउपर शावास्ते पड्युं ? भाग ३.

સજીવ શંકા

કીશોર—ત્યારે એ ગુરૂત્વાકર્ષણ તમારાઉપર ને મારાઉપર પણ આ
વણીએ થતું હશે.

બાપ—હાજી તો.

કીશોર—ત્યારે આપણે ભોંયજોડે વળગી કેમ નથી જતા?

બાપ—કેમકે આપણે સજીવ એટલે જીવતા છીએ. આપણે આપણી મેલે હાલી ચાલી શકીએ એવી આપણામાં શક્તિ છે, તેથી પૃથ્વીના આકર્ષણને તોડીએ છીએ. પણ તમારાથી જેમ એક હાથ ઉંચું કૂદાય છે તેમ એક ગાઉ ઉંચું કુદાતું નથી, તેનું કારણ એ ગુરૂત્વાકર્ષણ છે. તમારૂં કૂદવાનું જોર પૂરૂં થયું કે એ શક્તિને લીધે તમે ધીબ હેઠે પડો છો.

કીશોર—ઠીક ઠીક, પેલી ચોપડીમાં મેં જે વાત વાંચી હતી કે પૃથ્વીની બીજી બાજુએ પણ લોકની વસ્તી છે, તે લોક કેમ રહી શકતા હશે તે હવે મને સમજાવા લાગ્યું. એ લોકના પગ આપણા પગની તરફ ને માથાં આકાશગમ હોય છે. પેહેલાં એ વાત મેં વાંચી, ત્યારે મને અચંબો લાગ્યો કે એમ તે કેમ હોય. એ રીતે જો એનાં માથાં ને પગ હોય તો તે પડી ન જાય? પણ હવે એ મારી શંકા દૂર થઈ. એ પડી નથી જતા કેમકે પૃથ્વી ખેંચી રાખે છે.

બાપ—ખરી વાત બેટા, અને વળી વિચારવું જોઈએ કે પડે તો ક્યાં પડે? તેમનાં માથાં કેણીગમ છે?

કીશોર—આકાશગમ.

બાપ—ખરી વાત, આકાશગમ છે. પૃથ્વી એક મોટો ગોળો છે, અને વામાં તે નિરાધાર ટંગાઈ રહીને નિરંતર ગોળ ફર્યા કરે છે. સૂર્ય ને તારા ઉગતા ને આથમતા નજર આવે છે તેનું કારણ એજ છે. બપોરે સૂર્ય આપણે માથે આવે છે ત્યારે પેલા સામી બાજુના લોકને માથે તારા હોય છે, અને મધરાતે જ્યારે તેમને માથે સૂર્ય આવે છે ત્યારે આપણે માથે તારા દીઠામાં આવે છે. ત્યારે હવે વિચાર કરો કે આપણે તો પડતા નથી તો તે કેમ પડે? અને પડે તો ક્યાં પડે, સૂર્યમાં કે તારામાં?

કીશોર—પણ આપણે ઉપર ને તે નીચે એ તો ખરૂં કે ની?

બાપ—ઉપર એટલે તે શું તે તું હજુ સમજતો નથી. આ પૃથ્વી-

પર એવું કંઈ ધારી શકાતું નથી. ભોંયતરફ તે નીચે ને આકાશ-
તરફ તે ઉંચે એ તો ખરૂં કે ? તેમના પગ જેમ પૃથ્વીને લાગેલા છે
ને માથું આકાશગમ છે તેમ આપણા પગ પણ પૃથ્વીને લાગેલા
છે ને માથું આકાશગમ છે. જો પૃથ્વીની માહેથી આર-
પાર એક કાણું પાડ્યું હોય ને તેમાંથી જોઈએ તો બીજીગમ
શું દેખાય વારૂ ?

કીશોર—આકાશ અને તેમાં સૂરજ કે તારા હોય. હવે હું સારી પેઠે
સમજ્યો. પણ બાપા, વાયુમાં પૃથ્વી શાને આધારે રહેલી હશે ?

બાપ—કેમ વારૂ, એને શું કરવા આધાર જોઈએ. એ પડીને
કયાં જાય ?

કીશોર—તે તો કોણ જાણે. હું ધારૂં છું કે જેનીતરફનું જોર ઘણું
તેનીતરફ જાય. પેહેલાં મારા વાંચવામાં આવ્યું હતું કે સૂરજ
પૃથ્વીકરતાં ઘણો મોટો છે. ત્યારે સૂરજગમ પૃથ્વી ન જતી રહે?

બાપ—એ તમારો તર્ક ખરો છે. પૃથ્વી સૂરજતરફજ જાય, પણ
એ કેમ નથી જતી તેનું કારણ વળી કોઈ બીજી વખતે સ-
મજાવીશ. પણ હાલ તમારે વિચારવું જોઈએ કે એક ફળના
પડવાની વાતપરથી આપણે છેક કયાંલગી આવી પહોંચ્યા.

કીશોર—ઓહો? કેવું આશ્ચર્ય જેવું છે કે એવી નાનીસરખી
વાતવિષે વિચાર કરતાં પૃથ્વીના આધારશુધી આવી પહોંચ્યા.

બાપ—ત્યારે એ વાત હવે તમે સરતમાં રાખો કે બુદ્ધિવાન માણ-
સો હલકી ને નજીવી વસ્તુ જોઇને તેનો કેવો ઉપયોગ કરે છે!

---

## पाठ १९८. सुखी थवानो मार्ग.

હર કોઇએ જોયું હશે કે કેટલાએક છોકરા ઘણા આનંદી અને
સુખી દીસે છે; સૌજોડે તેમને બને છે. કેટલાએક એવાં હોય
છે કે તેમને એક પણ ભાઈબંધ નથી હોતો, ને આખો દહાડો
બળતા દેખાય છે.

મિત્રવિના કોઈ સુખી થાય નહીં, ને પ્રીતિ આપ લે કર્યાવિના
હૈયાને ચેન પડતું નથી, ને તે સુખી થતું નથી.

પણ હત આપ્યાવિના હેત લેવાતું નથી. જો આપણે કોઈના- ઉપર પ્યાર ન કરીએ, તો કોઈ આપણાઉપર કરે નહીં. એ માટે હસ- મુખા ને પરગજુ થવાની જરૂર છે. એવું કર્યાવિના કોઈથી સુખી થવાય નહીં.

તમારા સોબતી તમારાપર માયા ન કરે, તો નક્કી જાણો કે એ- માં તમારો વાંક છે. જો તમે તેમનાપર પ્રીતિ કરો, તો તમારાપર સામી પ્રીતિ કર્યાવિના તેમણે ચાલશેજ નહીં. તમને કોઈજ ચા- હાતું નહોય તો તેપરથી એવું શાબીત થાય છે કે તમે ચાહાવાને લાયક નથી.

એ વાત ખરી છે કે તેમને નહીં પસંદ પડે એવું કોઈવાર તમારે વાજબીની રાહે કરવું પડે, તો પણ તે જાણતા હોય કે તમે ખરા માણસ છો ને આપસ્વાર્થી નથી, તથા તેમનાઉપર હમેશા તમે માયા રાખો છો, અને તેમના ભલાને સારૂ વખતે જાતે દુખ ભો- ગવો છો, તો તે તમને ચાહાશે અને તમારે મિત્રની તંગાસ કદી પડશે નહીં.

એ સારી પેઠે સમજી રાખજો કે આપણું ઘણું સુખ માયાળુ ને પરગજુ સ્વભાવમાં રહ્યું છે. તમે એવીજ ચાલ પકડો કે જ્યારે જ્યારે બને ત્યારે બીજાનું કલ્યાણ કરવું, તો તમારે મિત્રની ખોટ પડશે નહીં.

કોઈ છોકરો છુટીની વખતે રમતમાં પડી જાય અને તેવોજ તમે તેને ઉઠાડી પંપાળો, ને આસનાવાસના કરો તો તે તમારાપર પ્રીતિ કર્યાવગર રહેશે નહીં. તમારી કને કાંઈ ખાવાનું હોય તેમાંથી થોડું બીજાને આપશો, તો તમારાપર તે માયા કર્યાવિના રહેશે? ઉનાળામાં ખરે બપોરે કોઈ છોકરો ઘણોજ તરશો થયો હોય, ત્યારે તમારી કને પાણી હોય અને તેમાંથી ચાંગલું તેને પાશો તો તે તમારાપર હેત કર્યાવિના રહેશે? તેજ વખતે કદાપિ કાંઈ બદલો નહીં આપે, પણ જો તે સુપાત્ર હશે તો તમારો મિત્ર થયાવિના રહેશે નહીં.

---

## પાઠ ૧૯૯. હિત શિક્ષાવિષે ગરબી.

સાંભળજો સજ્જન નરનારી હેત શીખામણ સારીજી,
રીશ કરે દેતાં શીખામણ, ભાગ્ય દશા પરવારી; સુણજો સાજનાં રે.
વેશ્યાસાથે વણજ ન કરીએ, નીચ શું નેહ ન ધરીએજી,
ખાંપણ આવે, ઘરધન જાએ, જીવીતને પરહરીએ ; સૂણજો.
કામવિના પરઘર નવ જઈએ, આળે ગાળ ન દીજેજી,
બળીઆસાથે બાથ ન ભરીએ, કુટુંબ કળહ નવ કીજે ; સૂણજો.
અણ જાણ્યા શું ગામ ન જઈએ, ઝાડ તળે નવ વશીએજી,
હાથી ઘોડા ગાડી જાતાં દુરજનથી દૂર ખશીએ ; સૂણજો.
રમતો કરતાં રીશ ન કરીએ, ભય મારગ નવ જઈએજી,
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઊભા નવ રહીએ ; સૂણજો.
હુંકારાવણ વાત ન કરીએ, ઇચ્છાવણ નવ જમીએજી,
ધન વિદ્યાનો મદ પરહરીએ, નમતાસાથે નમીએ ; સૂણજો.
મૂરખ, જોગી, રાજા, પંડિત હાંસુ કરી નવ હશીએજી,
હાથી, વાઘ, સરપ, નર વઢતાં દૂર દેખીને ખશીએ ; સૂણજો.
કૂવા કાંઠે હાસી ન કરીએ, કેફ કરી નવ ભમીએજી,
વરો ન કરીએ ઘર વેચીને, જૂગટડે નવ રમીએ ; સૂણજો.
ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરીએજી,
પરહસ્તે પરદેશ દુકાને આપણું નામ ન ધરીએ ; સૂણજો.
નામું માંડો, આળસ છાંડો, દેવાદાર ન થઈએજી,
કષ્ટ ભયાદિક થાનક વરજી દેશાવર જઈ રહીએ ; સૂણજો.
માતા ચરણે શિશ નમાવી, બાપને કરી સલામોજી,
નિત્ય પ્રભુને વિધિયે વંદી કરીએ સારાં કામો ; સૂણજો.
લૌકિક લોકોત્તર હિત શિક્ષા રૂડી રીત રચેલીજી,
પંડિત શ્રી શુભ વીર વિજય સુખ વાણી મોહનવેલી ; સૂણજો.

## पाठ १६०. पृथ्वी सूरजनी आसपास शा कारणथी फरे छे ? भाग १.

### મધ્યોત્સારી    મધ્યાકર્ષક

બાપે કહ્યું, અલ્યા કીશોર, હરેક વસ્તુ પૃથ્વીઉપર પડે છે, તેનું કારણ મેં તને તે દહાડે સમજાવ્યું હતું તે સાંભરે છે કે ભૂલીગયો ?

કીશોર—સાંભરે છે બાપા, પૃથ્વી સઘળી ચીજને પોતાનીભણી ખેંચે છે, ને એ ખેંચવાને આકર્ષણ કહે છે.

બાપ—ખરૂં. આખી સૃષ્ટીમાં એવો નિયમ છે કે વસ્તુ વસ્તુને પોતાનામાં જેટલા રજકણ હોય તેના પ્રમાણમાં ખેંચે છે. જો કોઈ નાની વસ્તુ મોટી વસ્તુની પાસે હોય ને બીજી કાંઈ હરકત ન નડે, તો તેની ભણી ખેંચાઈ જાય છે. વળી, મેં તને કહ્યું હતું કે સૂરજ એક ગોળો છે, ને તે ગોળો આ પૃથ્વીના ગોળાકરતાં બહુજ મોટો છે, ત્યારે તેં પૂછયું કે પૃથ્વી તેમાં પડતી કેમ નથી.

કીશોર—હા બાપા, એમ કેમ નથી થતું ?

બાપ—સાંભળ, આજ હું તને તેજ સમજાવું છું. તું છોકરાંજોડે લંગર લડાવે છે, તેવાં લંગરને કોઈવાર ઉંચો હાથ રાખી ચક્કર ચક્કર ફેરવ્યું છે ?

કીશોર—હા બાપા; ઘણીએ ફેરા.

બાપ—જેમ વધારે ફેરવીએ તેમ લંગરમાં વધારે જોર આવે છે. ને તેને છેડે બાંધેલો પથરો જાણે દોરી તોડાવીને નાશી જવાને કે હાથને ખેંચી જવાને તે મેહેનત કરતો હોય તેવું તને લાગે છે?

કીશોર—હા બાપા, તે કોઈ વાર ટૂટીને આઘો જઈ પડે છે.

બાપ—દોરી નબળી હોય તો તેમ પણ થાય. મધ્યોત્સારી શકિત એટલે મધ્યમાંથી નાશી જવાની શકિતથી એ થાય છે. તું પેહેલ વેહેલું લંગર ફેંકે છે ત્યારે પથ્થરમાં એ શકિત આવે છે; પણ દોરીએ પથરો બાંધેલો હોય છે, તેથી તેનાથી જતા રહેવાતું નથી. એ દોરીની શકિત તે મધ્યાકર્ષક શકિત એટલે

મધ્યતરફ ખેંચનારી શક્તિ કહેવાય છે. એ વેળા એઉપર એ શક્તિ જોડે જોર કરે છે; એક તેને આઘો ફેંકે છે, ને બીજી તેને અંદર ખેંચે છે; એનું પરિણામ એ થાય છે કે તે એકે ગમ જતો નથી પણ બેઉને વચલે માર્ગે જાય છે, એટલે ગોળ ચક્કરમાં ફરે છે. જ્યાંસુધી તું ઠીક ફેરવે ત્યાંસુધી એ ફર્યા કરે; પણ જો દોરી તૂટી જાય, તો તે આઘો ઉડી જાય; અથવા તું ફેરવે નહીં તો તે તારીભણી આવે.

કીશોર—બાપા, હું એ સમજ્યો, મારા હાથનું જોર તેને મારીભણી ખેંચે છે, ને ફેંકવાનું જોર આઘો સીધી લીટીમાં લઈ જવા કરે છે, તેથી તે બેની વચ્ચે ફરે છે.

બાપ—સૂરજ એક મોટો ગોળ પદાર્થ છે. તે આ પૃથ્વીકરતાં હજારો ગણો મોટો છે. જેમ તું તારી દડી ફેંકે છે તેમ પૃથ્વીને ઘડીને પ્રભુએ ઘણાજ જોરથી સીધી લીટીમાં ફેંકી હશે. જો પછી સૂરજે પોતાના આકર્ષણે કરી તેને પોતાનીભણી ખેંચી નહોત, તો તે બેહદ આકાશમાં સીધી લીટીમાં એમનીએમ હમેશ ચાલી જાત. જગત્કર્ત્તાએ પોતાની ચમત્કારી કળાથી પૃથ્વીને એટલા જોરથી ફેંકી છે કે તે સૂરજના જોરની બરાબરજ થાય. એટલે પૃથ્વીને સીધી લીટીમાં જવાનું જેટલું બળ છે તેટલાજ બળથી સૂરજ તેને પોતાની ગમ ખેંચે છે; એનું પરિણામ એ થાય છે કે પૃથ્વી એ બેની વચ્ચેના માર્ગમાં, એટલે સૂરજની આસપાસ ગોળ ફરે છે.

---

## પાઠ ૧૬૧. પૃથ્વી સૂરજની આસપાસ શા કારણથી ફરે છે ? ભાગ ૨.

ઉપગ્રહ                સૂરજમાળા.

કીશોર—બાપા, જેમ દડી ગબડતી પોતાની મેળે અટકી જાય છે તેમ પૃથ્વી પણ નહીં અટકે ?

બાપ—દડી ભોંય જોડે ઘસડાય છે તેથી અટકી જાય છે. પણ પૃથ્વી તો આકાશ એટલે ખાલી જગ્યામાં જાય છે, ત્યાં કોઈ જોડે ઘસડાતી નથી તેથી કદી અટકે નહીં.

કીશોર—દડીને હું ઉભી ઉછાળું છું ત્યારે જરાક વારમાં પાછી હેઠે પડે છે.

બાપ—તેનું કારણ એ કે તું ઉંચે ફેંકે છે ને પૃથ્વી હેઠે ખેંચે છે, તેમ તારૂં બળ થોડી વારસુધી ચાલે છે, પણ પૃથ્વીનું બળ નિરંતર છે, તેથી છેલ્લે દડી પૃથ્વીપર આવે છે. વળી એક બીજું કારણ પણ છે, તે એ કે દડીને વા નડે છે. પૃથ્વીઉપર ચોમેર કેટલાક ગાઉસુધી પાતળો ને પારદર્શક, વા છે; જો તું તારો હાથ ઉતાવળે હલાવે તો તે જરાક નડે; તે બહુજ પાતળો છે તેથી તેનું જોર બહુ લાગતું નથી. પવનમાં તો ઘણું જોર હોય છે, કોઈ વાર તો મોટાં ઝાડને થડ મૂળથી ઉખેડી નાંખે છે. વા હાલે તો તે પવન કહેવાય છે. જે જે વસ્તુ વામાં હાલે છે, તેને વાને ખસેડવો પડે છે, તેથી તેની ગતિ ઓછી થાય છે.

કીશોર—ત્યારે પૃથ્વીની ગતિ ઓછી થતી હશે?

બાપ—ના, પૃથ્વીની ગતી ઓછી થતી નથી, કેમ કે તે ખાલી જગામાં ચાલે છે. વામાં નથી ફરતી.

કીશોર—તમે હમણાં કહ્યું હતું કે પૃથ્વીપર થોડાક ગાઉસુધી ચોમેર વા છે, ને હવે એમ કેમ કહો છો કે તે વામાં નથી હીંડતી?

બાપ—પૃથ્વી વામાં નથી ફરતી, પણ એ વાને પોતાની જોડે લઇને ફરેછે. એ વાના ઘેરને વાતાવરણ કહે છે. જેમ કોઈ માટીના ભીનાં વાસણને ફૂગ વળગી હોય ને તે વાસણને કોઈ લઈ જાય તો પેલી ફૂગ પણ તેની જોડે જાય; તેમ પૃથ્વી જાય છે તેની જોડે આકાશમાં એ વાતાવરણ પણ ફરે છે. આકાશ અપાર છે ને તેમાં પૃથ્વી, ગ્રહ, ને તારા એ સૌ એક એકથી કરોડો ગાઉને છેટે ફરે છે. પરમેશ્વરે પહેલેથી જે ગતિ તેમને આપી છે તેવડે ફર્યાં કરે છે; ત્યાં કોઈ હરકત કરતું નથી.

કીશોર—બાપા, જેમ પૃથ્વી સૂરજની આસપાસ ફરે છે, તેમ બીજા તારા પણ તેની આસપાસ ફરે છે કે ?

બાપ—હા, થોડાએક ફરે છે. સૂરજની આસપાસ જે ફરે છે તેને ગ્રહ કહે છે. એ બધાના ફરવાના નિયમ પૃથ્વીના જેવા છે. સૂરજ એ સઘળા ગ્રહને પોતાનીભણી ખેંચે છે. પૃથ્વી, સઘળા ગ્રહ, અને સૂરજ, એ બધાંને સૂરજમાળા કહે છે.

કીશોર—ચંદ્રમા પણ એમાં ખરો કે ?

બાપ—ચંદ્ર એ ઉપગ્રહ છે, કેમકે પૃથ્વી જે ગ્રહ છે તેની આસપાસ એ ફરે છે. પૃથ્વીની જોડે સૂરજની આસપાસ પણ તેને ફરવું પડે છે. બીજા અગણિત તારા છે, તેઓ સૂરજની આસપાસ ફરતા નથી. તેઓ પોતેજ મોટા મોટા સૂરજ છે. પણ ઘણાજ આઘા છે તેથી એવા ઝીણા દેખાય છે. આજ તો એટલું બસ છે.

કીશોર—એ બધી વાત સમજવી બહુ કઠણ છે. બાપા, આજ તમે જે કહ્યું તે હું પાછું મારા મનમાં ખૂબ ઘોળીશ. ને જે નહીં આવડે તે તમને પૂછીશ.

બાપ—ઠીક.

---

## પાઠ ૧૬૨. ઉદારતા. ભાગ ૧.

### સખાવત ઉદારતા

સખાવત એ માણસજાતને પરમેશ્વરની આપેલી મોટી બક્ષીસ છે. જેનામાં એ સદ્‌ગુણ નહીં તેને હલકું માણસ જાણવું. પોતાના ભાઈબંધોનું ભલું કરવામાં જેનો હાથ ઘટતી રીતે મોકળો નહીં, તેનાથી થોડાંજ સારાં કામ થાય છે. પોતાના દેશને અને આખી દુનીઆને તે નકામો બોજાજેવો છે.

ઉદારતા જૂદા જૂદા વિચારથી થાય છે. એક તો એ કે બીકથી પેચ્છ ધર્મ કરવો. કેટલાએક એવા ડરથી ભીખ આપે છે કે જો તેઓ નહીં આપે, તો ભીખારી નિસાસો મૂકશે અથવા શ્રાપ દેશે, ને

તેથી તેઓનો પૈસો જતો રહેશે, અથવા લોકો બોલીને ફજેતી કરશે, અથવા કાંઈ બીજું દુખ પડશે. જો એવો ભય ન હોય, તો તેઓ ફુટી બદામે ખરચ કરે નહીં. આ શખાવત ઘણીજ નીચ છે. કેટલાએક પોતાના ઉપરીની મેહેરબાની મેળવવાને, અથવા તેના ભયથી સારા કામમાં પૈસા ખરચે છે, તે પણ તેવુંજ હલકું છે. દુનીઆની શરમથી, અથવા ગેરઆબરૂની બીકથી પુન્ય કરવું તે પણ ઉપલાના જેવુંજ છે. જે દુરાચરણમાં નાણાં ખરચે છે, અથવા બીલકુલ ખરચતા નથી તેઓથી એ સારા કહેવાય, પણ તેઓ વખાણ કરવાજોગ નથી.

બીજી રીતની ઉદારતા એ કે માન મેળવવાને સારૂ ધર્મ કરવો. આ રીત લોકોમાં ઘણી ચાલેલી છે. તેઓ બહારથી તો ઘણા સારા સ્વભાવના દેખાય છે, પણ મનમાં તેઓને એવોજ વિચાર હોય છે કે અમારાં નામ જગતમાં જાહેર થાય ને અમને શાબાશી મળે. આબરૂ મેળવવાને તથા ખુશામત કરાવવાને પરોપકાર કરવો તેને પણ આજ જાતની ઉદારતા કહેવી. ગમે એવું પરોપકારી કામ હોય, પણ તેમાં પૈસા ખરચ્યાથી લોકોમાં હોહો થાય નહીં, અથવા સરકારથી આબરૂ મળે નહીં, તો તેવાં કામમાં એવા વિચારનાં માણસો લાંબો હાથ કરતાં નથી. એ લોકનો સદગુણ પેહેલા દરજ્જાનો નથી, માટે કોઈએ જાણી જોઇને એવી ટેવ પાડવી નહીં, કેમકે એ તો ધર્મ વેચ્યો કહેવાય. એવી ટેવ હોય તેમણે છોડી દેવી, કેમકે જો તે આ દુનીઆમાં કદાપિ સારા કહેવાશે, તો પણ જગતકર્ત્તાની નજરમાં સારા ગણાવાના નથી. લોકોમાં મોટાઈ મેળવવાને તથા સરકારથી આબરૂ લેવાને દાન ધર્મમાં, ને દેશકલ્યાણના કામમાં પૈસો ખરચવો, તે વખોડવા જેવું છે ખરૂં, તો પણ વાજબીની રાહે એ ખરૂં છે કે એવા માણસથી કેટલાંએક સારાં કામ થાય છે, માટે જે પોતાનું ધન સારાં કામમાં વાવરતા નથી અથવા કુમાર્ગે ખરચે છે, તેમના કરતાં મોટાઈ મેળવવાને માટે પરોપકારનાં કામ કરનારાને સોગણા સારા કહેવા. આ ઉપરથી એમ ન સમજવું કે કોઈએ જાહેર ધર્મ દાન

કરવાં નહીં. આપણાં પરોપકારનાં કામ લોકોના જાણવામાં આવે તો ચિંતા નહીં, પણ તે કરવામાં એવી આશા ન રાખવી કે એથી આપણને માન મળે; અને એવો ઠરાવ ન કરવો કે જેમાં માન મળે તેવાંજ પરોપકારનાં કામ કરવાં.

---

## પાઠ ૧૬૩. ઉદારતા. ભાગ ૨.

પરોપકાર કરવો એ જાતેજ સારૂં કામ છે, એમ મનમાં માનીને સારાં કામ કરવાં; તેથી પોતાને શો લાભ થશે તેનો વિચાર કરવો નહીં, પણ બીજા લોકોને શો ફાયદો થશે તેજ ધ્યાનમાં રાખવું. આપણાં સારાં કામ જોઈને સરકાર કે લોકો પાડ માને તે કબૂલ કરવામાં તથા તેથી સંતોષ પામવામાં કાંઈ ખોટું નથી.

ખરી ઉદારતા એ છે જે પારકાનું દુખ ભોગવાની અથવા દેશનું કલ્યાણ થવાની મતલબથી દોલત વાપરવી, અને તે એમ સમજીને કે એમ કરવું એ મારો ધર્મ છે, પણ દાન કરવાંમાં ડોળ કરવું નહીં, અથવા માન મેળવવાનો લોભ રાખવો નહીં.

બધા પરોપકારી અને પરગજુ થાય તો સારૂં, પણ સારાં કામ કરતી વેળા સંભાળ રાખવી કે એ કામથી આળસ અથવા બીજા દુરગુણને ઉત્તેજન નહીં મળે, અને ગેરઈનસાફ નહીં થાય, ને વળી એ કામની જરૂર છે કે નહીં. કેટલાએક આળસુ માણસો પૈસો પેદા કરવાની શકિત છતાં બીજાઉપર આધાર રાખે છે, અથવા ભીખ માગવાનો ધંધો કરે છે; એવા લોકોને આપવું તેથી દેશમાં આળસુ માણસો વધે છે, પેદાશ ઓછી થાય છે, ને તેથી ઉલટું નુકસાન થાય છે. એ લોકને આશરો આપવાની સારી રીત એ છે કે તેમને ધંધે લગાડવા. ખાવા મળે છે તેને ભીખ આપવી તે પણ નકામું ને ગેરવાજબી છે. આળસુ તથા ખાતાપિતાને દાન આપવું, તેથી જેને ખરેખરી જરૂર છે તેને, અથવા જેથી દેશનું કલ્યાણ થાય તેવામાં આપવાની શકિત ઓછી થાય છે, માટે તેમ કરવું નહીં. જેને આપણાઉપર આધાર રાખવાનો હક છે,

તેને દુખી કરીને સખાવત કરવી તે પણ વાજબી નથી. જે કામ કરવાને આપણે પૈસો આપીએ તે જો તે ન કરતા હોય, તો તે પૈસો પણ ધર્મમાં ખરચાયો કહેવાય નહીં. કયા કયા કામમાં પૈસો ખરચ્યાથી પુન્ય લાગશે, તથા કોને કોને ભીખ આપવી તે વિસ્તારીને કહેતાં આ પાઠ લાંબો થઈ જાય, ને સઘળી જગાએ ને સઘળે વખતે લાગુ પડે તેવું કહેવું પણ કઠણ છે, માટે ઉદારતા દેખાડવાનો વખત હોય, તે વેળા સૌએ પોતાની મેળે વિચાર કરી ખરેખરો ફાયદો થાય તેમ કરવું.

---

## પાઠ ૧૬૪. ચંદ્ર. ભાગ ૧.

### અવલોકન  પ્રકાશિત  ખંડિત

રોજ અવલોકન કરવાથી ચંદ્રની ગતિ કેવી છે તે માલમ પડશે. પ્રથમ આપણે ચાંદરાતને દિવસે ચંદ્ર જોઈએ તો તે પશ્ચિમ દિશાએ સૂરજની કને પણ તેથી જરા ઉંચો માલમ પડશે. ત્રીજને દહાડે સાંજે તે કરતાં આઘો દેખાશે. એમ કરતાં કરતાં છેક સાતેમ આઠેમે રાત્રે તો માથે આવશે, એટલે સૂરજ પશ્ચિમમાં અસ્ત પામતો હશે તે વેળા ચંદ્ર માથે હશે. આગળ જેમ જેમ વધારે દહાડા થતા જશે તેમ તેમ તે સૂરજથી વધારે છેટે પડતો જશે, અને છેક પુનેમને દહાડે તો સાંજરે સૂરજ પશ્ચિમમાં આથમશે ત્યારે ચંદ્ર પૂર્વમાં ઉગતો દેખાશે.

પુનેમપછી પણ જોતા જઈશું તો તે પૂર્વમાં મોડો ને મોડો ઉગતો દેખાશે; ત્રીજે ચોથે રાતે આઠ નવ વાગતે ઉગશે; સાતેમ આઠેમે બાર વાગતાને સુમારે; અને એમ કરતાં કરતાં છેક બારસ તેરસે પાછલી રાતે ઉગશે, તથા અમાસને દહાડે તો છેક સૂરજની લગોલગ આવી જશે એટલે મુદ્દલ દેખાશે નહીં. વળી પાછો ચાંદરાતને દહાડે અગાઉની પેઠે સૂરજની કને પણ જરા ઉંચો ઉગેલો માલમ પડશે. એ રીતે તપાસ કરતાં દીસે છે કે ચંદ્રમા કેટલાક દહાડાલગી પહેલી રાતે અજવાળું આપે છે, અને કેટલાક

દહાડા પાછલી રાતે આપે છે. વળી તે એટલી મુદતમાં પૃથ્વીના
આસપાસ ફરી રહે છે.

ચંદ્રમા બીજને દહાડે તાંતણાજેવા ને સાતેમ આઠેમે અર-
ધો ને પુનેમે પૂરો દેખાય છે. વળી પાછો તે ઘટતો ઘટતો વદ
સાતેમ આઠેમે અરધો ને બારસ તેરસે ઘટીને તાંતણાજેવો થઈ
જાય છે. એનું કારણ શું હશે તે જાણવું જોઈએ.

એનાં કારણ બે છે. એક તો ચંદ્રમાને પોતાનું અજવાળું
નથી અને બીજું કે તેની પ્રકાશિત બાજુ સૂરજની સામું
હમેશા રહે છે. એ બે સબબને લીધે ચંદ્રમાની કળા વધારે ઓછી
થાય છે.

ચંદ્રનો પ્રકાશિત ભાગ હમેશા સૂરજની ભણી જણાય છે. શુ-
દના પખવાડીઆમાં જોઈએ છીએ ત્યારે પ્રકાશિત ગોળ ભાગ
પશ્ચિમમાં, અને ખંડિત કાળો ભાગ પૂર્વમાં જણાય છે, વદના પ-
ખવાડીઆમાં ચંદ્રને જોઈએ છીએ ત્યારે તેનો પ્રકાશિત ગોળ
ભાગ પૂર્વમાં અને ખંડિત કાળો ભાગ પશ્ચિમમાં જણાય છે. એ-
પરથી સાબિત થાય છે કે ચંદ્રપર પ્રકાશ સૂરજનોજ પડે છે. અને
અરધો ભાગ હમેશા તેનીગમ રહે છે.

---

## પાઠ ૧૬૯. ચંદ્ર. ભાગ ૨.

### ક્ષયવૃદ્ધિ

એ વાતની સારી પેઠે સમજ પડવાને સારૂ એક લીંબુ લઈને
દીવાની સામું ધરી રાખવું, અને પછી તે આપણી આસપાસ ફેર-
વવું. એ લીંબુ જ્યારે દીવાની સન્મુખ અને આપણી અને દીવાની
વચ્ચે રાખીશું, ત્યારે તેનો અંધારાનો ભાગ આપણી ભણી હશે.

તેથી તેનો અજવાળાવાળો ભાગ આપણને દેખાશે નહીં. પછી એ લીંબુને જમણા હાથગમ ખસેડીને જોઈશું તો એનો થોડો અજવાળાવાળો ભાગ જણાશે. તેકરતાં જરા છેટે લઈને આપણા કાનની સીધી લીટીમાં રાખીશું, તો અજવાળાના ભાગમાંથી અરધો દેખાશે, અને છેક પીઠતરફ રાખીને પછી જોઈશું તો અજવાળાવાળો તમામ ભાગ દેખાશે. વળી તેને ડાબા હાથભણી આણીશું, તો બધો અજવાળાનો ભાગ નહીં દેખાય, પણ થોડો ઓછો દેખાશે. છેક ડાબા કાનની સીધી લીટીમાં રાખીશું, તો અરધો દેખાશે અને એમ કરતાં છેક પાછું આપણી અને દીવાની વચ્ચે લાવીશુ તો અંધારાનો ભાગ આપણીતરફ રહેશે.

ચંદ્રનું પણ એજ રીતે થાય છે, આ ઉપલો દાખલો સારી પેરે ધ્યાન રાખીને તપાસી જોવાથી ચંદ્રની કળા વધારે ઓછી કેમ થાય છે, તે સમજાય છે. ઉપલા દાખલામાં જે દીવો તે સૂરજ સમજવો, લીંબુ તે ચંદ્ર, અને જોનાર તે પૃથ્વી. અમાસને દહાડે સૂરજ ને પૃથ્વીવચ્ચે ચંદ્ર હોય છે, તેથી તેનો અજવાળાવાળો ભાગ બધો સૂરજતરફ છે અને અંધારાનો આપણી તરફ છે, બીજને દહાડે તે જરા પૂર્વભણી ખસે છે એટલે તેના પ્રકાશવાળા ભાગની કોરણ માત્ર દેખાય છે. તેકરતાં વધારે ખસને પૂર્વતરફ જાય છે એટલે વધારે કોરણ દેખાય છે, સાતેમ આઠેમે પ્રકાશિત ભાગમાંનો અરધો જણાય છે. પુનેમે તે અને સૂરજની વચ્ચે પૃથ્વી હોય છે માટે અજવાળાનો તમામ ભાગ દેખાય છે. પુનેમને દહાડે સૂરજ અને ચંદ્રવચ્ચે ઘણામાં ઘણું છેટું હોય છે. ત્યારપછી તે પાછો સૂરજની ભણી આવતો જાય છે એટલે પ્રકાશિત ભાગમાંથી થોડો ખંડિત જણાય છે, સાતેમ આઠેમે અરધો, બારસ તેરસે પા, ને અમાસે કંઈ નહીં.

એની વધારે સારી સમજ પડવાને સારૂ આ નીચે આકૃતિ પાડી છે. તેમાં (સુ) સૂરજ છે અને (પૃ) પૃથ્વી છે. પૃથ્વીની આસપાસ એક વર્તુળ પાડેલું છે તેમાં ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે,

તે માર્ગ, અને તેનું બિંબ સૂરજનો સામું રહ્યાથી અરધું પ્રકાશિત રહે છે તે બતાવેલું છે ; અને તે કુંડાળાની બહાર ચંદ્રની ક્ષયવૃદ્ધિ કળા થઈ આપણને દેખાય છે, તેનાં બિંબના આકાર પાડેલા છે.




( ह ) પુનેમનો ચંદ્ર ; ( फ ) વદ ચોથનો ; ( ग ) વદ સાતેમનો ; ( ह ) વદ બારસનો ; ( अ ) અમાસનો ; ( ब ) શુદ ચોથનો ( क ) શુદ સાતેમનો ; ( द ) શુદ બારસનો.

---

## પાઠ ૧૬૬. હુશીઆર છોકરો.

### નીરમ

એક સદ્ગુણી ને વિદ્વાન માણસઆગળ એક હુશીઆર છોકરાનું કોઈ વખાણ કરતું હતું ત્યારે તે બોલ્યો કે, એનામાં હુશીઆરીસિવાય બીજા ગુણ ન હોય, તો હું એને વખાણીશ નહીં. હજામત કરવાને માથું પલાળતાં જેને આવડે તેમાં જેમ માલ નહીં, તેમ એકલી હુશીઆરીમાં માલ નથી.

મોટા વહાણના સઢ ઉડતા હોય છે તે ઘણા સુંદર દેખાય છે, પણ જો તે વહાણમાં નીરમ ન હોય, તો એજ સઢ તેને ઉંધું વાળશે. ને દરીઆમાં ડુબાડશે. તેમજ છોકરો તેની હુશીઆરીથી

આપણને સારો લાગે, પણ જો તેમાં એ હુશીઆરીનો ખરો ઉપયોગ કરવાને સદ્‌ગુણ નહીં હોય, તો એજ હુશીઆરી એની કને ભુંડાં કર્મ કરાવશે ને તેને પીડશે.

હુશીઆર માણસ હમેશાં ઘણા ઉપયોગી થાય છે, એવું નથી. હુશીઆર છોકરા સારાં કામ કરશે એવું નક્કી નથી. ઘણી હુશીઆરીકરતાં થોડા સદ્‌ગુણમાં વધારે માલ છે.

કોઈ હુશીઆર છોકરાને મારી પાસે લાવે છે, ત્યારે હું તેને આ પ્રશ્નો પુછું છું: એ પરમેશ્વરઉપર પ્રીતિ રાખે છે ને તેનાથી ડરે છે? પોતાના માબાપની આજ્ઞા માને છે? મેહેતાજી કે શિક્ષકના હુકમમાં રહે છે? સાચું બોલે છે? પ્રમાણીક છે? ને માયાળુ છે? એ સઘળું તે કરતો હોય તો તેની બુદ્ધિને વખાણું છું, ને તે મને વ્હાલો લાગે છે; પણ જો તે એવું ન કરતો હોય, તો તેની હુશીઆરી કંઈ કામની નથી.

મધ્યમ બુદ્ધિનો છોકરો હોય પણ તે સદ્‌ગુણી, ઉદ્યોગી, ધીરજવાન, શીખવીએ તે શીખે, ને કહીએ તે માને, એવો હોય, ને બીજો છોકરો ઘણોજ બુદ્ધિવાન, પણ ઉપલા ગુણવગરનો હોય, તો આખરે એકરતાં મધ્યમ બુદ્ધિનો છોકરો સરસ નીકળશે.

હું હુશીઆરીનું મૂલ ઓછું કરતો નથી, પણ નકામી હુશીઆરીને વખોડું છું. બધા છોકરા હુશીઆર થાય એવું હું ઈછું છું, પણ હરેક છોકરાના મનમાં એવું પક્કું ઠસવું જોઈએ કે પોતે ગમે તેવી સ્થિતીમાં કે ગમે તે જગાએ હોય, ત્યાં પરમેશ્વરથી બીને ચાલે ને પોતાની બુદ્ધિથી સદ્‌ગુણ આચરે.

---

## પાઠ ૧૯૭. ગણિત સમસ્યા પ્રશ્ન.

છપ્પો.

જાતાંતાં જણ બેજ એક મરદ એક નેરી;
એક આંબાનું વૃક્ષ, તે તળે અગણિત કેરી;
બે જણ બાંધી ગાંઠ, તહીં તે બાળા બોલે,
તમપાસે બે ભાગ, એક મુજપાસે તોલે.

તમઆગળથી એક પડી જડી તે મેં કીધાં છે છતી;
જે સરખી થઈ તે સાથમાં, કહો કેરી કેટલી હતી.

ઉત્તર.—દોહરો.

છત જોતામાં છ હતી, એકે બાંધી ચાર;
એટલે ત્રણ ત્રણ થઈ પડી, પંડિત પ્રીછે પાર.

પ્રશ્ન.—છપ્પો.

પંખી ટોળું પ્રૌઢ ઉડી આકાશે આવ્યું;
વનમાં વડ ગંભીર તેતણું વૃક્ષજ ભાવ્યું.
એક એક પત્રે પક્ષી બુદ્ધિ થકી તો બેઠાં;
વધ્યું પક્ષી ત્યાં એક, સૌ ચિંતામાં પેઠાં.
ફરી બેઠાં તે બે બે જણાં, ત્યાં એકજ પાંદડું વધ્યું;
કહીએ પક્ષી તે કેટલાં ? કહો પાન પણ ગણી સીધું.

ઉત્તર.—દોહરો.

ચ્યારી કહે મેં પારખ્યું, કહી સંભળાવું કર્ણ;
ચતુર પંખી એ ચાર છે, વડે પાંદડાં ત્રણ.

પ્રશ્ન.—છપ્પો.

ગોરી બેઠી ગોખ, તળે નદી કેરે નીરે;
ટૂટ્યો મોતી હાર, પડ્યો જઈ તેને તીરે.
અર્ધ મોતી જળમાંહી પંકમાં જઈને પડિયાં[1];
ચોથ સવાયો ભાગ, અર્ધ કચરે જઈ અડિયાં[2].
વળી છઠ્ઠે ભાગ શેવાલમાં ગબડી ગબડીને ગયાં;
કહીએ મોતી એ કેટલાં ? કામની કરમાં બે રહ્યાં.

ઉત્તર.—દોહરો.

છનું મોતી છત હતાં, ચોથ સવાયાં ત્રીશ;
છઠ્ઠે ભાગ તો સોળ છે, બે કર અડતાળીશ.

---

૧ પડ્યાં.　　　　૨ અડ્યાં.

### પ્રશ્ન—છપ્પો.

પંખી ટોળાં બેજ ઉડી આકાશે આવ્યાં;
ચંપક વનમાં તેહ ભલાં તે સૌને ભાવ્યાં.
બોલ્યું ટોળું એક, એક તમમાંથી આવો;
સરખાં થઈએ બેય, ભલાં સૌને મન ભાવો;
ત્યાં બિજું ટોળું બોલિયું[૧], એક પક્ષી આપો તમો,
તો બમણાં થઈએ તમથકી, ગણુ પક્ષી પૂછું અમો.

### ઉત્તર.—દોહરો.

એમાં તે સંદેહ શો? શાસ્ત્ર સાક્ષી દે સાચ;
બધાં મળી બારજ હતાં પક્ષી સાત ને પાંચ.

### પ્રશ્ન.—છપ્પો.

મિત્ર હતા જણ બેજ, એક કહે રમવા જાઉં;
એકે શેર સવાએ, ખાંતથી લીધું ખાવું.
બીજે પોણો શેર, ત્રીજેજ જણ તેમાં જમિયો[૨];
પૈસા આપી વીશ, રાજી થઈ તે તો રમિયો[૩];
વીશે પૈસા એ વેંચવા[૪], તે તો કૌતક સારખું[૫];
કવિ શામળ કહે, સમજુ ખરા પંડિત કરશે પારખું.

### ઉત્તર.—છપ્પો.

અપ્યા પૈસા વીશ ટાંક અડતાળીશ ખાઈ;
એમાં આઠમે ભાગ ટાંક ખટ તે તો બાઈ.
પોણું શેરમાંથીજ ખાંત રાખીને ખાધા;
બાકી બેંતાળીશ સવા શેરમાંથી સાધ્યા.
સવા શેરવાળે સાડ સતર વળી લીધા પૈસા વઢી;
પોણો શેરવાળો બોલ્યો પછી આપ ભાઈ મુજને અઢી

---

૧ બોલ્યું. ૨ જમ્યો. ૩ રમ્યો. ૪ વહેંચવા. ૫ સરખું.

## पाठ १६८. बधाए काम करवुं जोइए.

ખાવાનું, લૂગડાં, ઘર, ને એવીના બીજી જે જે વસ્તુઓની જરૂર છે તે પૈસો ખરચ્યાથી મળે છે, માટે પૈસો મેળવવાને સઘળા લોક કામ કરે છે. જો કામ ન કરે, તો જેટલું અનાજ થએલું હોય તેટલું જલદીથી ખવાઈ જાય, તમામ લૂગડાં ઘસાઈને ફાટી જાય, અને બાજી બધી જણસો બગડી જાય, તેણે કરીને શેહેર, ગામ, ને ગામડાના લોક ભૂખે મરે, અને બહુ દુખ પામી પામીને મરી જાય.

બધા માણસે કોઈપણ પ્રકારની વાજબી મેહેનત કરવી જોઈએ, એવી જગતકર્ત્તા પ્રભુએ સઘળાને ધર્મ સોંપેલો છે. જે કોઈ આળસુ રહે છે, અને કામ કરવાની ઇચ્છા રાખતો નથી, તે મહા પાપી જાણવો.

આપણે આળસુ બેશી રહીએ છીએ તેકરતાં જ્યારે કંઈ કામ કરતા હોઈએ છીએ ત્યારે આપણને સારૂં લાગે છે. એઉપરથી પણ સાફ જણાય છે કે આપણે સારી પેઠે ઉદ્યોગ કરવો.

નાનાં બાળકથી કંઈ કામ થાય નહીં, માટે કેટલીક મુદતલગી તેમનાં માબાપ તેમનું પોષણ કરે છે. પણ તે જ્યારે મોટાં થાય ત્યારે તેમને ઘટારત છે કે પોતાની મેળે જઈને કામે વળગે. કેટલાક જુવાન શખ્સ એવા મુરખ અથવા માઠા સ્વભાવના હોય છે કે તેમને આળસુ બેશી રહેવું ગમે છે; અને તે એમ ધારે છે કે અમારે વાસ્તે અમારાં માબાપ અથવા બીજા કોઈ કામ કરીને અમારૂં ગુજરાન ચલાવે તો કેવું સારૂં. તેમની આવી નઠારી ચાલચલણથી તેમનાં માબાપ દુખ પામે છે, અને કોઈ વાર તો તેની પીડાએ મરણ પામે છે, તેવિષે આળસુ શખ્સો કંઈ વિચારતા કે દરકાર રાખતા નથી. એવાં ખરાબ આચરણ કોઈએ શીખવાં કે આચરવાં નહીં. જેના હાત પગ સલામત છે તે સર્વે જણાએ પોતીકા ગુજરાનને સારૂ મેહેનત કરવી.

આ દુનીઆ એવડી તો મોટી છે કે એમાં જે લોક કંઈ પણ ઉપયોગી ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવા ચાહશે તે કરી

શકશે; કશી વાતનો તેમને ખૂટકો પડશે નહીં. કેટલાક શરીરે સુદૃઢ અને અઘરાં કામ કરવાને યોગ્ય છે; કેટલાક શરીરે ઓછા મજબૂત હોય છે, પણ તેમની બુદ્ધિ ઘણી ચંચળ હોય છે, તેથી જે ધંધામાં અંગબળ થોડું જોઈએ તેવા ધંધા કરવાને તે લાયક હોય છે. માટે હરેક જુવાન શખ્સે બને તો એવો ધંધો પકડવો કે તે સારી રીતે તેમનાથી થાય.

---

## पाठ १६९. मालमिल्कत.

ઘણીક વસ્તુઓ જે આપણા દીઠામાં આવે છે તે હર કોઈની હોય છે, અને મેહેનતથી તે બધી પેદા થએલી હોય છે. મેહેનત વગર કંઈ થતું નથી. જો કોઈ એ મેહેનત ન કરત તો ઘર, ખેડેલાં ખેતર, ખાવાના દાણા, પેહેરવાનાં લુગડાં, વાંચવાનાં પુસ્તકો, એ સૌ ક્યાંથી થાત? સારાંશ કે બધી દુનીઆ કંગાળ ને જંગલી સ્થિતિમાં હોત, અને માણસ તેમાં સુખે જીવી શકત નહીં.

માણસો મેહેનત કરીને જે વસ્તુઓ ઉત્પન્ન કરે છે, તે તેમની પાસે તેમના કબજામાં રહે છે; કેટલાંક તવંગર હોય છે. તેમની પાસે ઘણી ચીજો હોય છે. તેમાંના ઘણીખરીને વાસ્તે તેમને બહુ કામ કરવું પડ્યું નહીં હોય, તોપણ તે તેમની પાસે હોય છે. એને વાસ્તે કદાપિ તેમને જરાએ મેહેનત કરવી પડી નહોય, તો પણ એમના વડાવાને એટલે બાપદાદાઓને એ વસ્તુઓ મેળવવાવાસ્તે ઘણું કઠણ વૈતરું કરવું પડ્યું હશે, ને તે સાચવીને પોતાનાં છોકરાંને, વાસ્તે મૂકી ગયા હશે. પણ એપરથી બધા જુવાન શખ્સોએ એમ ન ધારવું કે અમને પણ એવી રીતે મળશે, બધાએ વસ્તુઓ સંપાદન કરવાને અને સાચવવાને મોટા થાય ત્યારે મેહેનત કરવી જોઇએ. કેટલાક એવા હોય કે તેમનાથી મેહેનત ન થાય, પણ તેની કંઈ ફિકર નહીં; જેમનાથી થાય તેમણે તો કરવી.

કોઈ પણ મેહેનત કરીને કંઈ ચીજ બનાવે અથવા બીજી કોઈ રીતે તેને મેળવે તો તે ચીજ તેની કેહેવાય, અને કોઈ બીજાથી

તે તેની કનેથી લેવાય નહીં. કોઈ છોકરો જાણે તળાવથી માટી આણીને તેનો પોતાને રમવાને સારૂ લખોટો કે ગલોલ બનાવે તો તે તેનો કહેવાય, કેમકે તેણે મેહેનત લઇને તે કર્યો, માટે બીજા કોઈ છોકરાથી તે લેવાય નહીં. તે લઈ લેવાનો તેને કંઈ હક નથી. એ તો તે બનાવનાર છોકરાનોજ માલ છે.

પોતાનો મેળવેલો માલ પોતાની પાસે રહે એ વાજબી ને ઘટારત છે, કેમકે કોઈ ગરીબ માણસ મેહેનત કરીને કંઈ માલ મેળવે અને તે તેની કનેથી કોઈ લઈ ન શકે એવી જ્યારે તેની ખાતરી થાય, ત્યારેજ તે પોતાના ઉપયોગવાસ્તે વસ્તુઓ મેળવવાને કામ કરે; જો તેને એવી ખબર પડે કે તેનું મેળવેલું તેની પાસે નહીં રહે, તો તે જરા પણ મેહેનત નહીં કરે, તે પોતાનો જન્મારો આળસમાં કાઢે. અને જેમ તેમ કરી લાચારીથી પોતાનું ગુજરાન ચલાવે.

કોઈની પારકી જણસ જોઈએ તો તેની રજાથી લેવી, નહીં તો વેચાતી આપે તો લેવી, પણ તે કદી છાનીમાની, કે જોરજુલમથી, કે કપટ કરીને લેવી નહીં, કેમકે તેમ કરે તો ચોરી કહેવાય. અને તે લેનાર ચોર થાય. કેટલાંક છોકરાં એમ ધારે છે કે કોઈની પડેલી જણસ તેમને જડે તો તે રાખવાને કંઈ ચિંતા નથી, પણ એમ ન ધારવું. એ જડેલી જણસનો કોઈ પણ માલિક હશે માટે તપાસ કરીને તે મળે તો ઝટ તેને સ્વાધીન કરવી, અને કંઈ ઈનામ કે બદલાની આશા રાખવી નહીં. જો એ જડેલો માલ તેના ધણીને ન આપે, ને રાખે, તો ચોરી કહેવાય.

---

## પાઠ ૧૭૦. નાણાની જરૂરીઆત.

નાણું એ કેવી ઉપયોગી વસ્તુ છે! નાણું ન હોત તો આપણને જે કંઈ જોઈએ તે થોડી મેહેનતે મળે નહીં. જાણે કોઈએક કુંભારને પોતાના કુટુંબના પોષણસારૂ અનાજ જોઈએ છીએ. હવે તે આણવાને તેની પાસે નાણું તો છે નહીં, પણ પોતાનાં ઘડેલાં

વાસણો છે, માટે તે લઇને તેને કણીઆને ત્યાં જવું પડશે, અને જેટલાં મણ દાણો જોઇએ તેપ્રમાણે હાંલ્લાં વગેરે આપવું પડશે. હવે એમ ધારો કે તે કણીઆને કદાપિ એવાં હાંલ્લાંની જરૂર ન હોય, પણ તેને ધોતીઆં કે પાઘડી જોઈતાં હોય, તો તે કુંભારના હાંલ્લાં રાખશે નહીં અને તેને કેહેશે કે મારે હાંલ્લાં તો નથી જોઈતાં. મારે તો પાઘડીની જરૂર છે, માટે જો તું પાઘડી આણી આપે તો તું માગે છે તેટલું ધાન્ય આપું. હવે એ બિચારા કુંભારને પોતાનાં વાસણ લઇને જે કાપડીઆને હાંલ્લાંની જરૂર હશે તેની દુકાને જવું પડશે. તેવો કાપડીઓ જ્યારે શોધ કરતાં મળશે ત્યારે તે કુંભાર તેને હાંલ્લાં આપી પાઘડી લેશે; ને પછી તે પાઘડી લઈ પેલા કણીઆને ત્યાં જશે. ત્યારે તે કણીઓ તે પાઘડી લઇને તેને ઠરાવપ્રમાણે અનાજ આપશે. નાણું ન હોવાથી એટલી બધી અડચણ એ કુંભારને પોતાના પોષણમાટે અનાજ મેળવવાને પડી; તો એપ્રમાણે દરેક ઉપયોગી જણસ મેળવવાને સારૂ પોતાનો માલ લઈ કેટલું રખડવું પડે ! વળી તેમાં પણ ભાવ તોલ કરવાની માથાકૂટ. કદાપિ મણ બાજરીને પેટે ત્રણ કોઠીઓ આપવાનો ઠરાવ કરે, અને દશ શેર લેવી હોય તો શું કરે ? પોણી કોઠી આપે કે અરધી ? એવી એવી બહુજ હરકતો નાણું ન હોવાથી પડે, માટે તે સર્વ દૂર કરવાનો સૌથી સારો રસ્તો નાણું છે. જેની પાસે નાણું હોય તેને જે જોઇએ તે મળે. કણીઓ તે રાખીને દાણા આપે છે; કાપડીઓ તે લઇને લુગડાં આપે છે; સુતાર તે લઇને ઘર બાંધી આપે છે; લુહાર લોઢાનું કામ કરી આપે છે; અને એ વગેરે જે જે જણસ જોઇએ અથવા જે જે કામ કરાવવું હોય તે નાણાથી સેહેજ થાય છે. વળી એ લઈ જવા લાવવાને પણ મેહેનત પડતી નથી. આટલા બધા ગુણ નાણામાં છે. નાણું સોના રૂપાં કે તાંબાનુંજ જોઇએ એવી જરૂર નથી. પણ એવી વસ્તુ જોઇએ કે જે લઇને જોઈતી જણસ સૌ આપે. કેટલાક મુલકમાં નાણાંને ઠેકાણે કોડીઓ, કોઈ ઠેકાણે સિંધવના કડકા, અને કોઈ ઠેકાણે લુગડાંના કડકા ચાલે છે. પણ એ દુનીઆમાં

બને ચાલે નહીં; માત્ર તે લોકમાંજ એવી વસ્તુઓ નાણાંને ઠેકાણે ચાલે છે, મુલ્યવાન ધાતુઓ જેવી કે સોનું રૂપું એ બધે પ્રસિદ્ધ છે, તથા એની કીંમત બધા દેશામાં ઘણું કરીને સરખી હોય છે, માટે નાણાંને ઠેકાણે એ વપરાય છે. કોઈ પૂછે કે સોનું રૂપું કીમતી કેમ ગણાય છે? તો તેનો જવાબ એટલોજ છે કે એ દુનીઆમાં બહુ થોડું મળે છે, તથા કાઢતાં ઘણી મેહનત પડે છે. વળી એ ઘણી રૂપાળી ધાતુઓ છે તેથી સૌને ગમે છે. એટલા બધા એમાં ફાયદા છે, તેથી, તથા તે કોહી કે બગડી જતી નથી તથા એના ઝીણા ઝીણા કકડા થઈ શકે છે માટે, એ નાણાને ઠેકાણે કામ આવે છે.

જુઓ એ રીતે નાણું હોવાથી કેટલું સુખ છે? પેલા કુંભારનો દાખલો કહ્યો તવિષે વિચાર કરો. તે પોતીકાં હાંલ્લાં વેચી નાણું લે, જો તેનું પછી જે ખરીદ કરવું હોય તે કરી શકે. નાણાં ન હોવાથી હાંલ્લાં લઈ બારણે બારણે રખડવું પડે, પણ નાણાં હોય તો તેમ બીલકૂલ કરવું પડે નહીં.

---

## पाठ १७१. सिक्का.

પાછલા પાઠથી તમારા જાણવામાં આવ્યું તો હશે કે સોના રૂપાનું નાણું શાવાસ્તે ચાલે છે. એ મૂલ્યવાન ધાતુના અને તાંબાના કકડા મુકરર કીમતના કરી તેપર દેશ દેશના રાજા પોત પોતાની મોહોરો કે નિશાણી કરે છે તે સિક્કા કહેવાય છે. દેશ દેશના સિક્કા જૂદા જૂદા હોય છે. આપણે અહીંઆં પેહેલાં ઘણી જાતના સિક્કા ચાલતા હતા; હજુ પણ કેટલાક ચાલે છે, જેવા કે ભરૂચી, બાબાશાઈ, સુરતી, શીકાઈ, ખંબાતી, કોરી, વગેરે. એ નામ જોતાં માલમ પડે છે કે ગામ ગામના રાજાએ પોતાના નામપરથી સિક્કા ચલાવેલા છે. હાલમાં આખા હિંદુસ્તાનમાં ચાલે એવો એકજ સિક્કો છે, તેને મુંબઇગરો કહે છે. રૂપીઆ, અડધા, પાવલી, બેઆની એ રૂપાના સિક્કાનાં નામ છે. ઢબુ,

પૈસો, અધેલો, પાઈ, એ તાંબાના સિક્કા છે. એ બધા નાણા ઝીણા ભાગ છે, તો તેથી ઘણુંજ સુગમ પડે છે. આપણી પાસે રૂપીઆ હોય તો તેને ઝટ વટાવીને અડધા, પાવલી, બેઆની, કે પૈસા લઈએ, અને તેનું જે ખરીદ કરવું હોય તે ખરીદ કરીએ. વળી એક ગાય કે ઘોડો વેચાતો લેવો હોય અને તેને સારૂ તાંબાના સિક્કા સાથે રાખીએ, તો તે કેટલો બધો ભાર થઈ પડે, પણ સોના રૂપાનું નાણું રાખીએ, તો સેહેજ ગજવામાં મૂકીને લઈ જવાય.

રૂપાકરતાં સોનું મોંઘું છે, માટે તેના પણ સિક્કા પાડે છે. મોહર, ગાજીઆં, ગીની, વગેરે ઘણી જાતના પરદેશી સિક્કા આપણા મુલકમાં આવે છે. કંઈ ભારે કીમતની વસ્તુ વેચાતી લેવા જવાને સારૂ તાંબાના કરતાં રૂપાનું નાણું સાથે રાખવાનું સુગમ પડે, પણ તેકરતાં સોનાનું નાણું વધારે સારૂં પડશે. દોઢ હજાર રૂપીઆનો તોડો ઉચકી જવાને ઘણી મેહેનત પડે છે, પણ તેને બદલે સો મોહર લઈ જવાને કેટલું શેહેલું પડે છે!

સોનાકરતાં પણ વધારે સુગમ બેંક નોટો છે. આપણા લોક જેને ચામડાનાં નાણાં કહે છે, તે એ બેંક નોટો છે. એ ખરેખરૂં નાણું નથી, પણ નાણાં આપવાની કબૂલતની ચીઠ્ઠી છે. એ ચીઠ્ઠી લઈને જે સોદો લેવા જઈએ તે મળે છે, કારણ કે એમાં જેટલી કીમત લખેલી હોય છે તેટલી તે કબૂલત આપનાર પાસે ચીઠ્ઠી લઈ જે જાય તેને મળે છે. પણ જ્યારે સૌ લોકની એવી ખાતરનિશાં થાય કે એ નોટનું જે જોઈએ તે આવે છે, ત્યારેજ એ નોટોને નાણાને ઠેકાણે ચાલવાને કશી હરકત નથી.

સિક્કાવિશે હજુ એક વાત જાણવાજોગ છે. કેટલાક લોક એમ ધારે છે કે કાયદાપ્રમાણે ઠરાવ કરીને રૂપાના ને તાંબાના કકડાપર રાણીનું મોઢું ને બીજી નિશાનીઓ છાપે છે તેથીજ એ નાણાને ઠેકાણે ચાલે છે ને લોક એવડે લેવડ દેવડ કરે છે, પણ એમ નથી, કેમકે જો તાંબાના કકડાપર રૂપીઆના જેવા સિક્કો પાડીને તેનું કંઈ બજારમાં લેવા જશો તો જેટલું એક રૂપાના રૂપીઆનું આવશે તેટલું એ તાંબાના રૂપીઆનું નહીં આવે. કદાપિ કાયદા-

ના જોરથી તમે તે કકડાને રૂપીઓ કહો પણ તે નામથી કંઈ તેનું મૂલ કોઈ દહાડો વધવાનું નથી. જે બાજરો રૂપીએ મણ મળતી હશે અને તમે તે એવા એક તાંબાના કકડાની લેવા જશો તો નહીં આવે, પણ તેવા ઘ-ણા કકડા આપશો તોજ મણ બાજરી મળશે. એઉપરથી સાફ માલમ પડે છે કે કાયદાના જોરથી અથવા એવી છાપથી સોના રૂપાની કીમત વધારે ઓછી ગણાતી નથી. તમે પાછલી ચોપડી-માં વાંચી ગયા છો કે મહંમદ તઘલખે તાંબાનું નાણું રૂપાને બદલે ચલાવવા માંડયું, તો તેથી દેશની કેવી ખરાબી થઈ!

---

## પાઠ ૧૭૨. સંગ્રહ કરવાની પેઢી.

મેહેતાજી—કેટલાક લોકની પાસે કંઈ હોતું નથી તથાપિ તે ઘણા પૈસાવાળા થઈ જાય છે, પણ એવા ભાગ્યવાન કે ખબરદાર પુરૂષ થોડાજ હોય છે. કેમ હેમચંદ, તમને તવંગર થવું ગમે છે કે નહીં. હું તો જાણું છું કે તમારા મનમાં તો બાપની પેઠે નેસ્તીની દુકાન માંડવાનું હશે, કેમકે તમે એક દહાડો કહેતા હતા કે દુકાન માંડવાને થોડી પુંજી જોઈશે.

હેમચંદ—હા મેહેતાજી સાહેબ, દુકાન માંડવાને તો થોડી ઘણી પુંજી જોઈએ. તેને વાસ્તે તદબીર કરવી પડશે. પેહેલાં તો હું કોઈને ત્યાં વાણોતર રહીશ: પગાર આવશે તેમાંથી થોડું થોડું બચાવીને એકઠું કરતો જઈશ. કેટલેક વરસે સારો ભંડોલ એકઠો થશે એટલે દુકાન માંડવાની પેરવી કરીશ.

મેહેતાજી—પણ પગારમાંથી બચાવવાની શી તદબીર કરશો?

હેમચંદ—એ તો સાહેબ હું સારી પેઠે જાણું છું, મારા બાપે ઘર-માં તાકાની માહે એક સંચો કરાવેલો છે, તેમાં જે કંઈ પુંજી તેની પાસે એકઠી થતી તે ભરતો હતો. એ સંચો કોઈ જાણ-તું નથી, હુંજ જાણું છું. તેમાં મહિને મહિને રૂપીઓ બે રૂ-પીઆ જે બચશે તે એકઠું કરતો જઈશ. બે ત્રણ વરસે પોણો-સો કે સોની પુંજી થસે એટલે દુકાનનું કામ જારી કરીશ.

મેહેતાજી—અરે, તું આટલું મારા હાથનીચે ભણ્યો, અને હજી તમે એવા ઘેલા વિચાર કેમ રાખો છો ? રૂપીઆ દાટી મુકયાથી શો લાભ થવાનો છે? આપણા લોકમાં એ બહુજ ખોટા ચાલ છે. કેટલાક તો જીવતા હોય છે ત્યારે ચાથરેહાલ, ને ભૂખે મરતા જેવા દેખાય છે; પણ મરે છે ત્યારે દાટી મૂકેલી પુંજી સારી નીકળે છે. ઘણી વેળા સાંભળીએ છીએ કે ફલાણાને ત્યાંથી ચૂલાતળે દાટેલા પાંચસે રૂપીઆ નીકળ્યા; ફલાણાને ત્યાં હજાર નીકળ્યા. તેમને જીવતા દીઠા હોય તો કોઈ એમ ન ધારે કે એમની પાસે એટલી પુંજી હશે. પણ એ દાટી મૂકીને સંગ્રહ કરવાની રીત કરતાં એક બાજી ઘણી સારી મને માલમ છે, તેથી નાણું બચ્યા રહે એટલુંજ નહી, પણ ઉલટો તેમાં ઉમેરો થતો જાય.

હેમચંદ—એવી રીત હોય તો મને બતાવો, ભાઈ સાહેબ.

મેહેતાજી—સાંભળ. ગરીબ લોકને સંગ્રહ કરવાનું ઠીક પડે માટે સરકારે મેહેરબાની કરીને એક પેઢી મુંબઈમાં કાઢેલી છે તેને સેવિંગ બેંક કહે છે. એ પેઢીમાં જે કોઈ એક રૂપીઆથી પંદર સેં રૂપીઆસુધી મૂકે તેને સરકાર દર વરસે દર સેંકડે ચાર ટકા-પ્રમાણે વ્યાજ આપે છે. વળી એ રૂપીઆ જ્યારે જોઈએ ત્યારે વ્યાજસુદ્ધાં બધા, અથવા જેટલા જોઈએ તેટલા પાછા મળે છે. રૂપીઆ મૂકનારને એક ચોપડીમાં સામાદરકત પાડી આપે છે. જ્યારે રૂપીઆ ભરવા કે લેવા હોય ત્યારે ત્યાં તે ચોપડી લઈ જવી એટલે તેમાં ભરવા હોય તો તેટલા રૂપીઆ લઈ જમે કરી આપે, અથવા લેવા હોય તો તેટલા ચોપડીમાં ઉધારી આપે. કોઈ દશ રૂપીઆ મૂકે તો તેના વરસ દહાડે દસ રૂપીઆ છ આના ને પાંચ પાઈ થાય. એ જે છ આના ને પાંચ પાઈનો ઉમેરો થયો તે વ્યાજ કહેવાય. કોઈ તમારા જેવો વાણોતર રહીને મહિને ચાર રૂપીઆ લાવતો હોય તેમાંથી બે ખરચ કરી બબે રૂપીઆ બચાવતો જાય, ને મહિનાની ૧લી તારીખે પેઢીમાં ભરતો જાય તો વરસ દહાડે ચોવીશ રૂપીઆની રકમ એકઠી

થાય એટલુંજ નહીં, પણ તેપર છ આનાને દશ પાઈ વ્યાજ ચડશે.
એનો ત્રણ વરસનો હિસાબ આપ્રમાણે થાય છે:—

| | રૂ૦ | | રૂ૦ | આ૦ | પૈ. |
|---|---|---|---|---|---|
| પેહેલે વરસે. | ૨૪. | વ્યાજ | ૦ | ૬ | ૧૦ |
| બીજે વરસે. | ૨૪. | ,, | ૧ | ૬ | ૩ |
| ત્રીજે વરસે. | ૨૪. | ,, | ૨ | ૬ | ૯ |
| | ૭૨ | | ૪ | ૩ | ૬ |

કુલ. ૭૬ ૩ ૬

હેમચંદ—સાહેબ, તમે કહ્યું તે મારા ધ્યાનમાં ઉતર્યું. વળી ત્રણ વરસ ગુમાસ્તી કરીને પોણેસો રૂપીઆકરતાં વધારે રકમ ખાતાં પીતાં ને ખરચખૂટણ કરતાં બચે, તો તેથી દુકાનનું કામ જારી કરવાને પુંજી પણ થાય. પણ સાહેબજી, મને એક વેહેમ પડે છે કે એ તો તમે મુંબઈના પેઢીની વાત કહી; અમદાવાદ, સુરત, વગેરે શેહેરોમાં તો એવું કંઈ નથી, ત્યારે સાહુકારને ત્યાં વ્યાજે મૂકયાવગર છુટકો નહીં.

મેહેતાજી—સાહુકારને ત્યાં મૂકે તોએ કંઈ અડચણ નથી, પણ તે લુચ્ચો હોય કે દેવાળું કાઢે તેની ફિકર રહે છે. સરકારમાં રાખ્યાથી એવી કશી બીક રહેતી નથી, ત્યાં તો આપણું નાણું સહી સલામત રહે છે. જે પેઢીની વાત મેં તમને કહી તેની આડત બધી સરકારી તીજોરીમાં હોય છે. જ્યાં કલેકટરની કચેરી હોય ત્યાં બધે એ પેઢીની આડત ખરી, અને તેમાં પણ એ રીતે વહીવટ ચાલે છે. હાલ એ પેઢી ખાતે લોકોના બાર લાખ રૂપીઆકરતાં વધારે વ્યાજે રહેલા છે.

હેમચંદ—મારા મનમાં એક બીજો વિચાર આવે છે કે કોઈના વાણોતર થઈ તેના ટુંકારા વેઠું ને પૈસો એકઠો કરી પછી દુકાનનું કામ લઈ બેસું, તેકરતાં કોઈપાસે કરજે નાણાં કાઢી ચલાવું તો કેવું સારૂં !

મેહેતાજી—મને એ વિચાર ગમતો નથી. તમને હાલ કોઈ નાણું

ધીરે એવું લાગતું નથી. હજુ કંઈ તમારી સાખ બજારમાં પોષાઈ નથી, ને કદી હોય, તો પણ કરજ કરવાની ટેવ પાડવી નહીં. કોઈ ભારે કામ કરવાને નાણાંનો ખપ તમને પડે, ને તમારી ખાતરી હોય કે તે પાછાં આવશે, તો કરજ કરીને તે લેવાં તથા નાણાં ઉપજે કે તરત પાછાં વ્યાજસુદ્ધાં વાયદાસર તેને ત્યાં ભરવાં. એવો વહીવટ રાખવાથી તમારો વેહેવાર દહાડે દહાડે વધતો જશે. કદાપિ માલ તમને ઉધાર મળે એવું હોય, તો પણ તેમ ન કરતાં પોતાના મેળવેલાં રોકડ નાણાંથી લેવાની ટેવ રાખશો તો તેમાં તમને ઘણો ફાયદો પડશે. રોકડે નાણે સસ્તું મળે છે, અને વ્યાજ બેસતું નથી. વળી કરજ કરો તેમાં પણ વિચાર રાખવો કે ખપ હોય અને વાયદાસર ભરાય તેટલાંજ નાણાં કાઢવાં. એક દેવું પત્યાવિના બીજું કરવું નહીં. દેવાને પેટે વરસે વરસે કંઈ પણ રકમ ભરવાની ચાલ રાખવી.

---

## पाठ १७३. संचाविषे. भाग १.

જો માણસો હાથેજ કાંતે અને હાથેજ વણે તો એક આદમી ઘણોજ થોડો દોરો અને ઘણુંજ થોડું લુગડું બનાવી શકે; અને એ રીતે બધાનો મળીને એટલો તો થોડો માલ નીપજે કે તેમની મેહેનત કંઈ લેખાવામાં આવે નહીં; તેમની મેહેનતથી કંઈ ફળ થયું હોય, એવું કહેવાય નહીં.

પણ જ્યારે રેંટીઓ બનાવી તેથી રૂ કાંતે અને સાલ તૈયાર કરી તેથી લુગડાં વણે, ત્યારે તેમની મેહેનતથી વધારે માલ પેદા થાય. અગાઉ જેટલો હાથેવતી થઈ શકતો તે કરતાં દશ કે વીશગણો વધારે માલ નીપજી શકે, અને પોતાને જેટલાં લુગડાં જોઈએ તે કરતાં પણ વધારે જથો ઉત્પન્ન કરી શકાય છે. એ બધા પ્રતાપ રેંટીઆના અને વણવાના શાચના કહીએ તો ચાલે.

ઉપર કહ્યા તે કરતાં વધારે જોરાવર, જે વરાળથી ફરનાર, રેંટીઆ અને શાચ લુગડાં વણવાનાં કામમાં માણસે વાપરવા માંડ્યાં,

તેથી તેમની મેહેનતનું ફળ અતિશય ઉત્પંન થયું. એ સંચાથી થોડી મેહેનતે ઘણોજ માલ થઈ આવ્યો. એણે કરીને માણસના સુખમાં બહુજ વધારો થયો અને જે માલ નિપજ્યો, તેથી ઘણાજ પૈસાદાર અને સુખી થયા.

મેહેનતનાં ફળ કેવાં જૂદાં જૂદાં નીપજે છે તેવિષે ઉપર ત્રણ પ્રકાર કહ્યા એ કંઈ કલ્પિત નથી; દુનીઆમાં એપ્રમાણે ચ- એલું છે, અને હજુ થાય છે. ઉત્તર અમેરિકાના ઇંડિઅન લોક તથા આપણા હિંદુલોક સંચાની ઘણી મદતસિવાય મેહેનત કરે છે, તેથી તેમની મેહેનતનું ફળ કંઈ સારૂ થતું નથી. ઉપર વાંચ્યું કે જે મા- ણસ સંચાવિના કામ કરે છે તે કંઈ પણ વસ્તુ ઝાઝી નીપજાવી શકતો નથી, તથા તેના સુખને માટે જોઈએ તે મેળવી પણ શ- કતો નથી, ને ગરીબનો ગરીબજ રહે છે. એવા ઘણા માણસો જે મુલકમાં હોય તે મુલક પણ દરિદ્રી રહે તેમાં કંઈ નવાઈનહીં. ગરીબ બિચારા ઇંડિઅનની સઘળી દોલત જુઓ તો એક ધા- બલી, તીર, ને કામઠું; તેમજ ગરીબ હિંદુ મજૂરની દોલત સુત- રાઉ ઠેપાડુ ને ખીચડી રાંધાવાનું હાલ્લું હોય છે, પણ વિલાયતના ગરીબ મજૂરની હાલત તેકરતાં કેવળ જૂદીજ હોય છે. તેના ઘરમાં ટેબલ, ખુરસી, કોચ, વગેરે રાચ રચીલાં, પેહેરવાને પુષ્કળ લૂગડાં, અને સારૂં સારૂં ખાવાનું હોય છે. તે પોતાનાં છોકરાંને સારી કેળવણી આપવાને પૈસા ખરચી શકે છે.

આઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે જે દેશમાં મેહેનતનું ફળ ઘણું નીપજે છે તે દેશના મજુરો વગેરે બધા લોકને સુખ હોય છે.

---

## પાઠ ૧૭૪. સંચાવિષે. ભાગ ૨.

આપણા દેશમાં કાગળ કરવાનો સંચો નથી તેથી તે કરવાની કેટલી મેહેનત પડે છે તે જેણે તેનું કારખાનું જોયું હશે તેને ખબર હશે, અથવા પછવાડેની ચોપડીમાં એવિષે જે હકીકત લખી છે તે જેના વાંચ્યામાં આવી હશે તેના જાણવામાં આવ્યું હશે. વળી

વિલાયતી કાગળ બનાવવાની સાધારણું રીત જે પાછળ લખી છે તે વાંચી જોયાથી માલમ પડશે કે. આપણા લોકકરતાં તેમને બહુજ થોડી મેહેનત પડે છે. આપણે અહીં ટાટને ખાંડીને ભૂકો કરવાને કેટલાં બધાં આદમીઓને કેટલી બધી મેહેનત પડે છે? પણ એજ કામ સંચાની મદતથી વિલાયતના લોક કેવું સેહેજમાં કરે છે. પણ એ બંને રીતોમાં માણસને હાથે ઘણું કામ કરવું પડે છે, તેથી થોડા કાગળો થાય છે અને તેનો ખરચ ઘણો પડે છે, માટે તે મોંઘા વેચાય છે.

પણ વળી એકરતાં સેહેલું યંત્ર એક બનાવેલું છે. તેથી એકદમ ઘણા કાગળ થાય છે. પેલા યંત્રમાં જેમ કાગળના તાવ પાડવાનું ચોકઠું હોય છે તેમ એમાં નથી હોતું. તેને ઠેકાણે ઝીણા તારનું વણેલું લૂગડું એક ચોકઠાજોડે વળગાડેલી લાટોપર રેંટીઆની માલની પેઠે વીંટાલેલું હોય છે. એ તારનું લૂગડું સુમારે પચીશ ફુટ લાંબું ને પાંચ ફુટ પોહોળું હોય છે, અને તે એવું તો ઝીણું છે કે એક ચોરસ તસુ જગામાં સુમારે ૬૯૦૦ છિદ્ર હોય છે. જેમ સાધારણ સંચામાં ચોકઠાંને ફરતી કોરણો ઊંચી કરવાને લાકડાંની ચીપો જડેલી હોય છે, તેમ એમાં નથી હોતું, પણ લૂગડાંની કોરણે રબરનો જાડો સંજાપ દીધેલો છે, તેથી એમાં ભરાએલો માવો આજુ બાજુપરથી ઢળી જતો નથી. એ લૂગડું રેંટીઆની માળની પેઠે રાખેલું હોય છે, તેમાં ટાંકલીમાંથી માવો આવીને એની મેળે પડે છે. પછી ચક્રની ગોઠવણ કરેલી હોય છે તેથી પેલું આખું ચોકઠું ચાળણીની પેઠે વેહેલું વેહેલું હાલે છે, અને જેમ લાટો ફરે છે તેમ તારનું લૂગડું તેપર સરતું જાય છે, તેથી તેમાંના માવામાંહેલું પાણી નીતરતું જાય છે, અને માવામાં ચીકાશ આવતી જાય છે. એમ કરતાં કરતાં કામળા જડેલી બે લાટોની વચ્ચે તે લૂગડું પેલા માવાસાથે આવે છે. ત્યારે તે માવો ખુબ દબાઇને કઠણ થાય છે. પછી તે લૂગડાઉપરથી કાગળ ઉતરીને બીજી બનાત કે બરનૂસ જડેલી લાટોપર જાય છે. ને તે લૂગડું પાછું ફરીને અસલની જગાએ આવે છે અને તેપર બીજો માવો પડે છે.

પેલો બરનૂસની લાટોપર આવેલા કાગળ બે લોઢાની લાટોવચ્ચે ખુબ દબાય છે, ને ત્યાંથી વળી બીજી લાટોવચ્ચે જાય છે અને દબાય છે. પછી એમાંની ભીનાસ સૂકાવાને સારૂ જેમાં વરાળ ભરેલી હોય છે એવી લાટપર તે કાગળ વીંટલાય છે. એપ્રમાણે બીજી ને ત્રીજી જે બહુજ ઉનો હોય છે તેપર લપેટાય છે, ત્યારે તેમાંથી બધી ભીનાશ જતી રહે છે ને કાગળ લીસો થાય છે. પછી તે એક ફાલકાપર વીંટલાય છે, તેપર જ્યારે સારો જથો એકઠો થાય છે, ત્યારે કાતરી નાંખી તેની જગોએ બીજો ફાલકો મૂકે છે, ને તે કાઢી લે છે. આ બધું કામ કરતાં એટલે માવો ઝોળીમાં પડ્યો ત્યારથી તે લીસો કાગળ થઈ ફાલકાપર વીંટાલાયો ત્યાંસુધીમાં બે મિનિટકરતાં વધારે વખત જતો નથી.

---

## પાઠ ૧૭૯. સંચાવિષે. ભાગ ૩.

પાછલા પાઠમાં કાગળના સંચાવિષે તમે વાંચ્યું કે સંચાથી કાગળ બહુ વેહેલા અને ઘણા બને છે. એ સંચા ન હોય ને બીજી સાધારણ રીતે બનાવે તો એટલા કાગળ સૂકાઇને તૈયાર થવાને સાત આઠકરતાં ઓછા દિવસ લાગે નહીં. એ સંચો ચલાવ્યાથી એક મિનિટમાં દશ યાર્ડ લાંબો કાગળ થાય છે, તો એ લેખે એક કલાકમાં ૪૦૦ ગજ અથવા દહાડાના બાર કલાક ગણીએ તો તેટલી વારમાં ચાર માઇલ લાંબો કાગળ તૈયાર થાય. એવો હિસાબ કાઢેલો છે કે ગ્રેટબ્રિટનમાં એવાં ત્રણ સેં યંત્ર દરરેજ ચાલે છે; માટે એ ગણતરીપ્રમાણે એક વરસમાં પાંચ ફુટ પોહોળાઇના ૩,૭૦,૦૦૦ માઇલ પહોંચે એટલા લાંબા કાગળ ઉતરે છે. એટલા કાગળ જો ભોંયપર પાથરીએ તો ૨,૦૦,૦૦૦ એકર ભોંય ઢંકાઈ જાય.

વળી એ બધાં યંત્રો પાણીના પ્રવાહથી ચલાવવામાં આવે છે, કેમકે પાણીની વરાળથી ચલાવતાં જે ખરચ પડે છે તેકરતાં એથી ઓછો પડે છે. પણ કેટલાંક કારખાનાંમાં બહુ માલ બને છે, ત્યાં કાગળના સંચા વરાળથી પણ ચાલે છે.

કોઈ પૂછે કે, એટલા બધા કાગળનો ખપ શામાં થતો હશે? પણ આપણા દેશમાં જે નવી નવી ચોપડીઓ, ચોપાનીઆં, અને વર્તમાનપત્રો છપાય છે. તેનો મુકાબલો વિલાયતસાથે કોઈ કરે તો તેને ખબર પડે કે આપણે ત્યાં છે તે તો કશા લેખામાંજ નથી. હવે વિચાર કરો કે કાગળ બનાવવાનાં એવાં યંત્ર ન કર્યાં હોત, તો એટલાં લાખો પુસ્તકો કેમ છપાત? કાગળ ન મળત તેથી ઘણાં છાપખાનાં બંધ કરવાં પડત.

છાપખાનામાં ચોપડીઓ શી રીતે છપાય છે, તે તમે શીખી ગયા; બીબાં ગોઠવીને તેઉપર સાહી ચોપડવી, ને પછી તેઉપર કોરો કાગળ મૂકી સકંજામાં દાબવું, એ બધું કામ માણસો હાથે કરે છે, એવું તમે વાંચ્યું હશે. પણ એ સાધારણ રીતે થોડાંજ પુસ્તકો છપાય છે. થોડી વારમાં ઘણાં કાગળ છાપવાને સારૂ બિજી જાતના સકંજા વરાળના જોરથી ફેરવવામાં આવે છે. એ સકંજામાં કાગળ છપાઈને બહાર નીકળે છે એટલુંજ નહીં, પણ એવી કરામત કરેલી છે કે બીબાંપર એની મેળે સાહી ચોપડાય, તેઉપર કોરો કાગળ મુકાય, તે દબાય ને છપાઇને બહાર પડે. વળી એક ગમ છપાયું કે બીજી ગમ તેનો તેજ કાગળ પણ એ રીતે છપાઇને બહાર આવે. જ્યાંલગી એ સકંજો બરાબર ચાલ્યા કરે ત્યાંલગી માણસને બીજું કંઈ કામ કરવું પડતું નથી, માત્ર એક જણ પાસે બેશીને કોરા કાગળ માંહે પેરવ્યા કરે છે.

લંડન શેહેરમાં ટાઇમ્સ નામે એક વર્તમાનપત્ર દરરોજ સવારે છપાઇને બહાર નીકળે છે તેનું કદ બુદ્ધિપ્રકાશ ચોપાનીઆના ચોસટ પૃષ્ઠ જેવડું હોય છે, પણ એમાં જે બીના લખેલી હોય છે તે બુદ્ધિપ્રકાશ જેવડાં ત્રીશ ચોપાનીઆં ભરાય એટલી હોય છે. એવાં મોટાં વર્ત્તમાનપત્રના રોજ પચાસ હજાર નકલ સૂરજના કિરણ નીકળતાં પેહેલાં છપાય છે અને તે વાંચનાર ધરાકને ત્યાં મોકલવામાં આવે છે. વળી હરરોજ સાંજ એની બીજી આવૃત્તી છપાઇને બહાર પડે છે. વિચાર કરો કે એ હાથવતી શી રીત છપાય? હાથવતી છાપતાં કેટલી બધી વાર લાગે? પણ વરાળથી ઉપર કહ્યું તે રીત સેહેજ

વારમાં છપાય છે. એવા મોટા કાગળની દશ હજાર નકલો એક કલાકમાં છપાય છે. આ યુકિત ન વાપરે અને હાથવતી સકંજો ફેરવી છાપે, તો તેથી બે સકંજાઉપર છ માણસો રહીને માત્ર બસેં ત્રણસેં નકલ છાપી શકે, અને વળી એટલું કરતાં પણ એ પત્રનું અરધા ૬૬ જેટલું મુશકેલીથી છપાય. ઝડપથી કામ થવાનું કારણ સંચા છે. જો સંચા નહોય, તો પુસ્તક ને વર્તમાનપત્ર ઘણાં છપાય નહીં, અને જ્યારે ઘણા છપાય નહીં ત્યારે સસ્તાં મળે પણ નહીં.

---

## પાઠ ૧૭૬. સંચાવિષે. ભાગ ૪.

સંચાનો ઉપયોગ કાગળ બનાવવામાં અને છાપખાનામાં થાય છે તેકરતાં બીજી વધારે કામની જણસો કરવામાં પણ થાય છે. આપણાં પેહેરવાનાં ઘણાં ખરાં લૂગડાં યંત્રવતી વણાઇને તૈયાર થાય છે. રૂ, ઊન, ને રેશમ એમનાં એમ કંઇ ખપમાં આવતાં નથી. વણકર એના લૂગડાં હાથે વણવા માંડે ત્યારે પેહેલાં એના દોરા કરવા પડે છે. જેમ આપણા દેશમાં હાલ બૈરાં રેંટીઆવતી કાંતીને દોરા કરે છે તેમ સો વરસપર વિલાયતમાં હાથેવતીજ કરતા, ને તેમાં હજારો બાઈડીઓ કામે લાગતી હતી. એની વતી એક જણ એક દહાડે મહા મુશ્કેલીથી શેર સૂતર કાંતી શકે. પણ લૂગડાંનો ખપ બોહોળો જાગ્યો, તેથી હાથનું કાંતેલું સૂતર પુરૂં પડી શક્યું નહીં, માટે કાંતવાને સારૂ બીજા સારા સંચા બનાવવાની જરૂર પડી. એ કાંતવાનાં યંત્ર હાલ એવી સારી સ્થિતિમાં આવેલાં છે કે એનું કંતાએલું સૂતર વિલાયતમાં ખપે છે એટલુંજ નહીં પણ વરસો વરસ દેશાવર પ્રાંતે સેંકડો ખાંડી મોકલવામાં આવે છે. ઇસવી સન ૧૮૪૫ માં એવો હિસાબ ગણવામાં આવ્યો હતો કે તે સાલમાં ઇંગ્લાંડ ને સ્કાટલાંડ મળીને પચાશ કરોડ શેર એટલે સવા છ લાખ ખાંડી ગોડીઉં તૈયાર થયું હતું, અને તેમાંથી તેર કરોડ શેરકરતાં વધારે ગોડીઉં બહાર દેશાવર મોકલ્યું હતું.

એ તો આપણે એકલા કાંતવાના યંત્રની વાત કરી, પણ રૂ કંઈ એમ-નું એમ કંતાય નહીં; પ્રથમ એનાપર બહુ બહુ કામ કરવાં પડે છે. ઝાડપરથી ઉતરેલા કપાસને લોઢવો પડે છે. પછી તેને પીંજવો પડે છે. ત્યારપછી તેની પૂણીઓ કરવી પડે છે. એ બધાં કામો કર-વાને આપણા દેશમાં તો સાદા સંચા છે, એટલે લોઢવાને સારૂ ચર-ખા, પીંજવાને તાંત, પૂણીઓ કરવાને સળી, પણ વિલાયતમાં તેમ કરતા નથી. એક યંત્ર એવું હોય છે કે તેમાં કપાસ ઓરવાનું ખાનું રાખેલું હોય છે, ત્યાંથી કપાસ અંદર નાંખ્યા કરે, તો બીજી-ગમ તેનું સાફ પીંજાએલું રૂ થઈ નીકળે છે. એ સંચો વરાળથી ચાલે છે. હાલમાં સુરત, ભરૂચ, અમદાવાદ, વગેરેમાં એવા ઘણા સંચા થએલા છે તેથી રોજ ઘણો કપાસ પીલાય છે. એની આગળ ચરખા ને તાંત શું કરી શકે? માણસ પોતાને હાથે કેટલું કામ કરે? સંચાઆગળ સૌ થાકી જાય છે. એ સંચાને લીધે હજારો ચરખા બંધ પડ્યા હશે ખરા, તેની તો આપણે ના કહી શકતા નથી, પણ બીજાં કેટલાં આદમીઓને એવા પ્રકારના સંચા-થી સુખ થયું છે, તે વિચાર કરતાં સેહેજ માલમ પડશે.

---

## પાઠ ૧૭૭. સંચાવિષે. ભાગ ૯.

ઘણા લોક એમ ધારે છે કે સંચા નીકળ્યાથી ઘણા જણાની રોજી જાય છે, ને લોક ભીખ માગતા થાય છે. એ વેહેમ નાદાન લોકના મનમાં આવે છે, અને તે ખરો નથી, એવું વિચાર કરતાં સેહેજ માલમ પડે છે.

પ્રથમ છાપખાનાવિષે વાત કરીએ અને વિચારી જોઇએ કે એ નીકળ્યાથી લોકને નુકસાન થયું કે નહીં, અને લોકની રોજી વધી કે ઘટી. જ્યારે છાપખાનાં નહોતાં, ત્યારે ઘણા આદમી લહી-આનું કામ કરીને પોતાની રોજી ચલાવતા હતા. તે બધા છાપાનાં પુસ્તકો નીકળવા માંડ્યાં, તેથી નિરૂદ્યમી થઈ ગયા. એક રોકડો દાખલો લઇએ: જાણે અમદાવાદમાં બસેં લહીઆનો રોજગાર

પુસ્તકો લખવાથી ચાલતો હતો. જ્યારથી એ શેહેરમાં શિળાના છાપખાનાં આવ્યાં, ત્યારથી તે બચારાને ભૂખે મરવાનું થયું. એ વાત કદાપિ ખરી હોય. પણ વધારે વિચાર કરતાં બધા લોકને નુકસાન થયું એમ તો કહેવાય નહીં. છાપેનાં પુસ્તક કેટલાં સસ્તાં મળે છે એ તો સર્વ કોઈ જાણે છે. પુસ્તક જ્યારે સસ્તાં મળવા માંડે, ત્યારે તે ઘણા લોક વેચાતાં લઈ વાંચે એમાં કંઈ શક નથી. ઘણાં લોક વાંચે ત્યારે ઘણી ચોપડીઓનો ખપ પણ જાગે એમાં કંઈ સંદેહ નથી. ઘણી ચોપડીઓ છાપવી પડે, ત્યારે તેને સારૂ કાગળ પણ ઘણા જોઈએ, તેને વાસ્તે સાઈ ઘણી જોઈએ, વલી તેના બાંધનારા ઘણા જોઈએ, બાંધવાને વાસ્તે પૂઠાનાં લૂગડાં કે ચામડાં ઘણાં જોઈએ એપ્રમાણે પુસ્તકનો ખપ વધ્યાથી બીજી ઘણી ચીજોનો ખપ વધ્યો. જ્યારે ચીજોનો ખપ વધ્યો ત્યારે તે બનાવનાર પણ ઘણા જોઈએ. વિચાર કરો કે જે ગામમાં બસેં લહીઆ લખીને વરસ દહાડે પાંચસો મોટાં પુસ્તકો તૈયાર કરતા હતા તેજ ગામમાં જ્યારે તેવાંજ પાંચ લાખ પુસ્તકનો ખપ જાગ્યો ત્યારે કાગળ, સાઈ, લૂગડાં વગેરે કેટલી બધી વધારે જણસો જોઈએ, અને તે બધી બનાવવાને કેટલાં બધાં માણસોની રોજી નીકળે. એ વાત તો ખરી કે બસેં લહીઆ કદાપિ લખવાના રોજગારમાંથી નીકળી જાય, પણ બીજા ઘણા ધંધા તેમને વાસ્તે નીકળશે.

આ ઉપલો નાનોસરખો દાખલો છે, તેઉપર જેમ જેમ કોઈ વધારે લાંબો વિચાર કરશે, તેમ તેમ ઉઘાડું દીઠામાં આવશે કે માણસોની રોજી ઘટવાને બદલે ઉલટી વધશે. એની વધારે સમજ પડવાને માટે ઉપર જે શિળાછાપનો દાખલો લીધો તે રહેવા દઈને બીબાં છાપનો વિચાર કરીએ તો માલમ પડશે કે ઘણાં માણસોની રોજી વધશે એટલુંજ નહીં, પણ કેટલાક નવા નવા ધંધા નીકળશે. બીબાંનાં છાપખાનાંને સારૂ બીબાં બનાવનાર, તથા બીબાં ગોઠવનાર જોઈએ. એ બંને ધંધા બીલકુલ નવા. વળી ત્યાંથી આગળ ચાલીએ તો છાપનાર, છાપેલા કાગળના સળ પાડનાર, તેને શીવનાર, શીવીને પૂઠાં ચઢાવનાર, એ વગેરે બીજા સેંકડો માણસો કામે

લાગશે. વળી સંચા ઘડવાનો પણ એક જુદો ધંધો થઈ પડશે, માટે કોઈ એમ ધારે કે સંચાથી રોજી ઘટે છે તો તે ખોટું છે.

---

## પાઠ ૧૭૮. સંચાવિષે. ભાગ ૬.

સંચાથી માણસોને ઘણા ગુણ થાય છે. એક તો તેમનું સુખ વધે છે, કેમ કે લુગડાં, ઘર, ખાવાનું, વગેરે સુખનાં સાધન સંચાથી સસ્તાં ને સારાં મળે છે. બીજો ફાયદો એ કે માણસોનો રોજગાર વધે છે. જે કામ કરવાને સંચો નીકળતાં પેહેલાં સો માણસ લાગતાં તે કરવામાં સંચો નીકળ્યાપછી હજારો માણસને રોજી મળે છે. વળી જે કામ કરવાને માણસને પોતાના આખા અંગનું બળ કાઢવું પડતું ને રાત દહાડો મહાકષ્ટ વેઠવું પડતું તે થોડી મેહેનતે સેહેજ થાય છે. તેમજ જે વસ્તુ તૈયાર થવાને ઘણો ખરચ પડતો તે થોડા ખરચમાં થાય છે. એસિવાય અક્કલનો પણ સુધારો થાય છે. પુસ્તકોનો વધારો થયાથી ઘણા લોક વાંચે છે, તેથી તેમનાં મન સૂધરે છે, અને એ રીતે અક્કલ વધીને બીજા નવા શોધ થાય છે, તથા લોકની ચાલ ચલણ સમરીને નીતિમાં પણ ઘણી સૂધરાવટ થતી જાય છે.

આ ઉપલા બધા ફાયદા કહેવા માત્ર નથી, પણ એ હાલમાં કેટલાક દેશના લોક ભોગવે છે. વિલાયતમાં લોક આજ ધન સંપત્તિએ કરીને સુખી છે તેનું કારણ સંચા છે. ઘણા પારકા દેશમાં જઈને તે લોક રાજ કરે છે, એ પણ તેનાજ પ્રતાપ. વિચારી જુઓ કે, જે રૂ આપણા મુલકમાં પાકે છે તે ઈંગ્લાંડ જાય છે, અને ત્યાં તે સાફ થઈ, તેનું સૂતર કંતાઈ, લુગડાં વણાઈ આપણે મુલક પાછું આવે છે. તે છતાં પણ કેવું સસ્તું વેચાય છે કે આ મુલકના લોક તેવું વેચી શકતા નથી. ત્યાંથી જેવાં કપડાં વણાઈને આવે છે, તેવાં આપણા મુલકમાં હાથે વણીને તેની બરોબરી કરી શકતા નથી. તેનો કુમાસ સારો ને કીમત ઓછી. એ રીતે બનવાનું કારણ સંચા છે. એવું કહે છે કે લુગડાં વણવાના સંચા નીકળ્યા

તેથી હાલ એ કામમાં પાંત્રીશ લાખ માણસ વિલાયતમાં વરતે છે. એ ગ્રેટબ્રિટનની આખી વસ્તીનો આઠમો ભાગ છે. જે દેશમાં રૂ મુદ્દલ પાકતું નથી ત્યાં એટલાં બધાં આદમી લુગડાં વણવાનો ધંધો કરે છે એ કેવું આશ્ચર્ય છે!

એવા દાખલા જેટલા વધારીએ તેટલા વધે. વિલાયતમાં ઘણાંજ થોડાં કામ માણસ પોતાને હાથે કરે છે. ખેતીવાડીમાં પણ ઘણા પ્રકારના સંચા કામે લગાડેલા છે. જમીન ખેડવાને વગર-બળદે ચાલે એવું હળ, કણસલાં કાપવાનો ને તેમાંથી દાણા છૂટા પાડવાનો સંચો, તેને ઉપણવાનો સંચો, શેરડી પીલવાનો સંચો, એ વગેરે હજારો તરેહનાં યંત્રો છે. એ બધાં માણસો હાથે ચલાવતા નથી, પણ પવન, પાણી, કે વરાળથી ચલાવે છે. એ બધા વસ્તુઓ એવી છે કે જો વાપરતાં આવડે તો તે આપણે વાસ્તે ચાહીએ તે કામ કરે. એ બધી શક્તિઓ માણસના તાબામાં છે, અને માણસ ચાહે તો તે વાપરી શકે, કેમકે પરમેશ્વરે માણસમાં અક્કલરૂપી એવું જબરૂં હથીઆર મૂકેલું છે કે તે વાપરે તો તે સૌને વશ કરી પોતાના ખપમાં લાવે. માણસનું કામ એટલુંજ છે કે અક્કલ વાપરવી.

---

## पाठ १७९. जीभने शीखामण.

### રાગ પ્રભાત.

જીભલડી રે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે ?
લવરી કરતાં નવરાઈ ન મળે, બોલી ઉઠે મુખમાંથી રે; જીભલડી રે.
પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ ખાવારે,
ઝઘડો કરવા ઝુંઝે વેહેલી, કાયર હરિગુણ ગાવારે; જીભલડી રે
અંતકાળે કોઈ કામ ન આવે વહાલાં વેરીની ટોળી રે,
સ્વજન ધારીને સરવસ્વ લેશે, રહેશો આંખો ચોળી રે; જીભલડી રે.
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામનામ સંભળાવો રે,
પ્રથમ તો મુસ્તક નહીં નમતું. પછી શું નામ સુણાવો રે ? જીભલડી રે.

ઘર લાગ્યાપછી કૂપ ખોદાવે આગ એ કેમ ઓલવાશે રે ?
ચોરો તો ધન હરી ગયા, પછી દીપકથી શું થાશે રે? જીભલડી રે.
માયા ઘેનમાં ઉંઘી રહે છે, જાગીને જોતું તપાશી રે,
અંત સમે રોવાને બેઠી, પડી કાળની ફાંશી રે; જીભલડી રે.
હરી ગુણ ગાતાં દામ ન બેસે, એકે વાલ ન ખરશે રે.
સેહેજે પંથનો પાર ન આવે, ભજનથકી ભવ તરશો રે; જીભલડી રે.

સત્ય પ્રકાશ.

